# બ્રહ્માંડનો ભેદ–

# ૨

## પારસમણિની શોધમાં



શ્રી ધીરજલાલ ધીઆવાળા

૨-૦-૦

શ્રીશક્તિ

# પારસમણિની શોધમાં

( 'બ્રહ્માંડનો ભેદ'નું અનુસંધાન )



પ્રયોજક

ઈશ્વરલાલ વીમાવાળા




પ્રગટકર્તા

શ્રીશક્તિ સાહિત્ય મંદિર

૧૮૦-કેળાંપીઠ

સુરત



કિંમત રૂપિયા બે

આવૃત્તિ બીજી

પ્રત ૧૦૦

ઈ. સ. ૧૯૩૬

સંવત ૧૯[illegible]







દેશબંધુ મુદ્રણાલય, કેળાપીઠ, સુરતમાં ઇશ્વરલાલ
એમ, વીમાવાળાએ છાપ્યું અને ત્યાંથીજ પ્રગટ કર્યું.

# બે બોલ

"પારસમણિની શોધ"ની આ બીજી આવૃત્તિ છે. બીજી નહિ, પણ ત્રીજી કહીએ તો ચાલે. કારણ કે પ્રથમ તો એ આખીયે વાર્તા અમારા સાપ્તાહિકમાં પ્રગટ થઇ ગયેલી. તે પરથી વાંચકોના આગ્રહને લીધે એને પુસ્તક સ્વરૂપ આપેલું. તે પુસ્તક ખપી જતાં આ તેની બીજી આવૃત્તિ કાઢી છે.

આ એક સુંદર સાહસિકા છે. કુમારો અને કિશોરો એને રસપૂર્વક વાંચે છે. એક વાર વાંચવા માંડે છે એટલે એને પૂરી કર્યે જ છોડે છે. કારણ કે કુમારો અને કિશોરોનો જે સ્વભાવ છે, તે-ઉછળતાં લોહી-ને અનુકૂળ વસ્તુ આમાં ભરી છે. આવાં પુસ્તક વાંચતો બાળક હિંમતવાન અને મર્દાનગીવાળો બને છે.

આ વાર્તા બ્રહ્માંડનો ભેદનું અનુસંધાન છે. છતાં એ સ્વતંત્ર છે. બ્રહ્માંડનો ભેદનાં પાત્રોને લઇને નવેસરનો એક સાહસ પ્રવાસ આમાં યોજ્યો છે. તે સાથે ઇતિહાસની અને પુરાતત્વની કેટલીક વાનગીઓ આમાં ગુંથી લીધી છે. આ વાર્તાનું મૂળ વસ્તુ અંગ્રેજીમાંથી લીધું છે. પરંતુ તેને આખોયે સ્વાંગ દેશી-અથવા ગુજરાતી-પહેરાવેલો છે. એ કેટલો તાદૃશ છે તેનો તોલ તો સુજ્ઞ વાંચકજનો જ કરશે.

અંતમાં, આ બીજી આવૃત્તિને પણ ગુજરાતી વાંચક જગત હર્ષભેર અપનાવી લેશે એવી આશા છે.

તા. ૨૫-૩-૩૯ ] ઇ. વી.

# પ્રકરણ ૧ લું.

## સ્થાપના

**વહાલા દોસ્ત મનંત,**

તેં મારી ચીન અને તિબેટ દેશની સાહસયાત્રાનું પુસ્તક બ્રહ્માંડનો ભેદ એ નામે પ્રગટ કરી દીધું છે તે મને ખબર પડી છે, એટલુંજ નહિ પણ તેની એક નકલ મેં મેળવી પણ દીધી છે. તેં તો મને મોકલ્યું નહિ! પણ તું મોકલેએ કેવી રીતે? મેં આજ દિન સુધી મારૂં શરનામું કે રહેઠાણનો પત્તો તને આપ્યો નથી—ને હજુયે હું તને આપી શકું તેમ નથી. પેલા કમબખ્ત ઝીણાખોર ચીનાઓ હજુ મારી પાછળ પૂંઠ પકડીને ભમે છે એમ મને લાગ્યા કરે છે. માત્ર ગઈ કાલેજ મારો એક નોકર પાસેના ગામમાં કેટલીક ખરીદી કરવાને ગયો હતો તેને એક કાફીખાનામાં બે ત્રણ વેશધારી ચીનાઓ મળ્યા હતા. તેઓ શરીર પર અમુક અમુક ઠેકાણે ખાસ નિશાનીવાળા માણસની બાબતમાં પૂછપરછ કરતા હતા. ઓ ભગવાન, આટલાં આટલાં વરસ થયા છતાં એ ચીના મહંતોના મનનો મેલ ઓગળ્યો નથી! કેવી ઝેરીલી ને ભયાનક પ્રજા!

—આજે આ પત્ર લખવાને વળી બીજું અજબ જેવું કારણ ઉપસ્થિત થયું છે. આની સાથે હું એક મોટો લેખ બીડું છું. એ વાંચીને તો તું મારે માટે એમજ ધારશે કે આના જેવો બેવકૂફ કોણ? એક વાર તો મોતની ખાણમાં જઈ આવ્યો—ને વળી પાછો તેવોજ લ્હાવો લેવાને તૈયાર થઇ ગયો?—હું એ કબુલ કરું છું કે મારા જેવો બેવકૂફ કોઇ નહિ. પણ બેવકૂફી સાથે પરમેશ્વરે મારા લોહીમાંજ સાહસવૃત્તિ ભેળવી દીધી છે. એટલે આવો કોઈ પ્રસંગ આવીને ઉપસ્થિત થતાંજ મને તેમાં ઝંપલાવવાનું મન થઇ આવે છે—મને જાણે ચળજ થઇ આવે છે, ને માગથી રહેવાતું નથી. આને દુનિયા ભલે બેવકૂફી કહે, ઝનૂન કહે, ફાવે તે કહે—પણ એટલું તો ચોક્કસ છે કે એ માગ સત્કાર્યને અંતે હું તારે માટે અને વાંચક જગતને માટે ભયાનક જોખમભરેલી સાહસયાત્રાનો ઉત્તમ ને રસિક હેવાલ રજૂ કરી શકું છું. બ્રહ્માંડનો ભેદ વાંચીને કેટલાયે ઉત્સાહી યુવાનોને એવાં સાહસો ખેડવાનો ઉમળકો થઇ આવ્યો હશે. આ હેવાલ બ્રહ્માંડના ભેદ કરતાં કોઇ રીતે ઉતરે તેમ નથી. આને સંપૂર્ણ કરવા માટે મેં મારી પત્ની સાથેનો ખાનગી પત્રવહેવાર અને મારા સહપ્રવાસીઓની પાસેથી મળેલી નોંધ, ટીપ્પણ વગેરે વાઉચરરૂપે મોકલી આપ્યું છે. પરંતુ તે બધું જેમનું તેમ પ્રગટ કરીને મારી ફજેતી કરતા નહિ. પણ તેમાંથી જેની જરૂર હોય તેજ યોગ્ય સ્વરૂપમાં ગોઠવીને પ્રગટ કરજે. એજ.

લી૦ તારો બાળસ્નેહી

**બહાદુરસિંહ**



# પ્રકરણ ૨ જું.

## વસમી વિદાય

માડું સ્થાન છોડીને નીકળતાં મારી પત્નીને લખેલી ચિઠ્ઠી—

**વહાલી ચંપા,**

કાલે સાંજે આપણા ઘર માટે ખરીદ કરવાની વસ્તુઓની જે ટીપ તેં કરી આપેલી તે મુજબ બધી ખરીદી કરીને તે તે વસ્તુઓ (નોકર) ગણપત સાથે મોકલી આપ્યા પછી મારે કેટલુંક જરૂરી કામ હોવાથી × × × ભાઈને ત્યાં ગયો. તું જાણે છે કે × × × ભાઈ આપણા ઉપર જેટલી મમતા રાખે છે તેટલી બીજા કોઈએ રાખી નથી. તેઓ આપણા વ્યક્તિત્વનો બધો ભેદ જાણે છે અને આપણે આવા નિર્જન જંગલમાં શા માટે રહીએ છીએ તે પણ સમજે છે; એમનું એમ કહેવું છે કે આપણા જેવા સાધનસંપન્ન માણસ જંગલમાં રહેવાને બદલે શહેરમાં આવીને રહે તો જનસમાજને બહુજ ઉપયોગી થઈ પડે. વળી તેઓ કહે છે કે હવે ઘણો વખત વીતી ગયો હોવાથી આપણા દુશ્મનો તરફથી ભય રાખવાની જરૂર નથી. ગઈ કાલે તો તેમણે મને શહેરમાં આવી વસવા માટે બહુજ આગ્રહ કર્યો. × × × ભાભીએ તો સોગન ખાઈને કહ્યું કે આવતી હોળી પહેલાં જો તમે શહેરમાં આવીને રહેશો નહિ તો તમારી સાથે અમે કશોજ સંબંધ રાખવાના નથી. શું એમની માયા! જ્યારે જ્યારે હું એમને ત્યાં જાઉં છું ત્યારે ત્યારે ચાહપાણી ઇત્યાદિ થયા વગર રહેતાં નથી. તેમાં કાલે તો ચેવડો, જલેબી, કેળાં મોસંબી વગેરેથી એમણે મારૂં સ્વાગત કર્યું, તેથીજ મને ઘેર પાછા ફરતાં બહુજ મોડું થઈ ગયું.

પણ કાલે સાંજનો નીકળેલો છતાં હજુ હું પાછો ફરી તારી પાસે આવી શક્યો નથી, અને તેમ કરવાને બદલે મારે આ ચિઠ્ઠી

તને લખવી પડે છે તેનું કારણ જુદુંજ છે. મને બહુ દુઃખ થાય છે કે હાલ હું કેટલોક વખત સુધી તારી પાસે આવી શકીશ નહિ. કદાચ આ જાણીને તારા અંતરને ભારે ધક્કો લાગશે. લાગશેજ. મને ખાત્રી છે. મને પણ તને આમ છોડી જતાં ભારે દુઃખ થાય છે. પણ શું કરું ? મારે લાચારીથી તેમ કરવું પડે છે. ખરૂં જોતાં આવી રીતે તારાથી છૂટા પડતાં પહેલાં મારે તારી રજા લેવી જોઇએ. પરંતુ સંજોગોને લીધે હું તેમ કરી શકતો નથી. તે તું ક્ષમા કરજે.

હવે હું ક્યાં જાઉં છું અને શા માટે જાઉં છું તે તને લખી જણાવીશ. × × × ભાઇને ત્યાંથી મોડી રાતે ઘેર આવવાને નીકળ્યો. બજાર વટાવીને થોડેક દૂર ગયો એટલામાં એક બુઢ્ઢો મુસલમાન લાકડી લઇને સામેથી આવતો હતો તે મારી સાથે અથડાયો. જો કે ધક્કો કાંઇ બહુ જોરથી નહોતો લાગ્યો, છતાં તે અડબડીયું ખાઇને પડ્યો અને "ઓ ખુદા, મરી ગયો રેએએએએ, ઓ ખુદા રે" એમ બૂમો પાડીને કળ ખાવા લાગ્યો. હું તો ખસીયાણો પડી ગયો. મને ધાસ્તી લાગી કે અહીંજ ડોસાના રામ રમી જશે કે ? તેવું થાય તો કમબખતી. હું તો તેની વાગેલી જગાએ પંપાળવા લાગ્યો; અને જલદી આરામ થાય તેવો પ્રયત્ન કરવા લાગ્યો. તોયે "ઓ બાપ રે, મારો પગ તૂટી ગયો રેએએએ......" એવી ધીમે સાદે પણ ઉંડી ચીસ પાડવા લાગ્યો. મેં તેને બેઠો કરવાને પ્રયત્ન કર્યો એટલે તેણે મારો જમણો પગ ઝાલ્યો અને જાણે મને વાગ્યું હોય ને તેમ પંપાળવા લાગ્યો. એમ કરતાં તેનો હાથ મારા પગ પર જે ઘા તિબેટની મુસાફરી દરમ્યાન થયેલો છે તેના ઉપર પડ્યો. એટલે તો તેણે મને જોરથી પકડ્યો અને કહ્યું—"હાં હાં અબ પકડા ગયા. તુમનેહી મેરેકુ ગબડા દિયા. અબ મેં તુમકુ નહિ છોડૂંગા. તુમકો પોલિસમેં દઉંગા. પોલિસમેં."

મને ભારે શંકા થવા લાગી. આ કોઇક જાણભેદુ માણસ છે

એમ નક્કી લાગ્યું. કદાચ એ કોઈ વેશધારી ચીનો હોય તો? મારા શરીરના રૂંવાડા ઊભા થઈ ગયા. હમણાંજ એના ચોયણામાંથી છરો નીકળશે અને મારી છાતીમાં ભોંકાઈ જશે એવા ખ્યાલથી મારૂં આખું શરીર ધ્રુજી ઉઠયું. મેં આસપાસ જોયું કે બીજું કોઈ માણસ દેખાય છે કે કેમ? પણ કોઈ દેખાયું નહિ. એટલામાં તો ડોસો ધીમે સાદે બોલ્યો—"કયું બહાદુરસિંહજી? કૈસે હો? તબીયત તો અચ્છી હૈ ને?"

મેં વહેમાઈને તેના તરફ ધ્યાનપૂર્વક જોયું. બહુજ બારીકાઈથી તેના ચહેરાનું નિરીક્ષણ કર્યું. પણ કોઈ પણ દિવસ મેં તેને કોઈ સ્થળે જોયો હોય એમ યાદ આવ્યું નહિ. ભય અને શંકાની બધી લાગણીને ખંખેરી નાંખીને મેં તેને પૂછયું—"ચાચા, તમે કોણ છો? અને મને કેવી રીતે ઓળખો છો?"

"હું તમને બહુ સારી રીતે ઓળખું છું. તમેંજ પેલા ડા. પ્રતાપરાયની જોડે ચીનમાં પહાડોની મુસાફરી કરવા ગયેલા, ખરૂં ને?"

મેં કાંઈ જવાબ દીધો નહિ. તે ડોસો પોતાની મેળે ઉભો થઈ ગયો. અને જાણે હજુ પગ દુઃખતો હોય તેમ મારા ખભા પર હાથનો ટેકો મૂકીને લંગડાતો લંગડાતો ચાલવા લાગ્યો. તે બોલ્યો—"ચાલો મારી સાથે."

"પણ મારે તો આ બાજુ નહિ, પેલી બાજુએ જવાનું છે." મેં તેને કહ્યું.

"તેમાં શું થઈ ગયું? તેં મને બુઢ્ઢા માણસને ધક્કો મારી ગબડાવી પાડયો. તો હવે શું તું મને મારી ઝુંપડી સુધી પણ મૂકવા નહિ આવે? અરે વાહ! કેવી નફફટ છે દુનિયા?" એમ કહી તે કંઈ કંઈ બબડવા લાગ્યો.

હજુ મારી શંકા સમૂળગી દૂર થઈ ન હતી. મારા ખભાનો ટેકો લઈને તે ચાલતો હતો છતાં હું વારંવાર તેના બંને હાથો તરફ

જોયા કરતો હતો. વળી આગળ પાછળથી કોઈ એનો ચીનો સાગરીત આવીને ઓચિંતો હલ્લો ન કરે તે માટે પણ હું તીવ્ર દૃષ્ટિ નાંખી રહ્યો હતો. થોડી વારે મેં તેને પૂછ્યું:

"ચાચા, તમારું ઘર કેટલુંક દૂર છે?"

"અરે અહીં નજીકજ છે."

"પણ અહીં નજીકમાં તો એવું એકે ઝૂંપડું કે ઘર દેખાતું નથી. તમે મને ક્યાં ફસાવવા લઈ જાઓ છો તે સાચેસાચું કહો."

આના જવાબમાં તે ડોસાએ માત્ર બે ત્રણ મોટી મોટી છીંકો ખાધી પરંતુ કાંઈ જવાબ દીધો નહિ. પચાસેક કદમ ચાલ્યા પછી મેં પાછું પૂછ્યું—"ચાચા, તમારું ઘર હજુ કેટલેક દૂર છે?"

"અરે, આ રહ્યું. હમણાં આવશે."

અમે બીજી દશેક મિનિટ ચાલ્યા. પણ ઘર જેવું કાંઈ દેખાયું નહિ. હવે મારી ધીરજ રહી નહિ. મેં ડોસાનો ખભો જોરથી હલાવીને કહ્યું—"અબે બુઢ્ઢા, તું કોણ છે? સાચું બોલ, નહિ તો મારે તારી ખબર લેવી પડશે. બોલ, તું કોણ છે?"

"હમદુ!"

"હમદુ એટલે શું!"

"હમદુ." તેણે જવાબ આપ્યો.

મેં તેના પ્રત્યે જરા ડોળા ઘુરકાવીને જોયું, તેના ખભા પરથી હાથ કાઢી દાઢી પકડી.

"અબે, તુમ ક્યા કરતે હો? મુઝ બુઢ્ઢે આદમીકો સતાતે હો?"

"પણ ડોસલા, તું મને આ રસ્તે ક્યાં લઇ જાય છે? આમ તો સ્ટેશને જવાય છે. આ તો સ્ટેશનનો રસ્તો છે ને અહીં તારું..."

"તે આપણે સ્ટેશનેજ જવાનું છે. મારું ઘર સ્ટેશનની પેલી મેર છે."

"જા, જા. બુઢ્ઢા, સ્ટેશનની પેલી મેર જીવતાં માણસની વસ્તીજ

નથી. તું કોને સમજાવે છે ? સાચું બોલ, નહિ તો હું અહીંજ તને પૂરો કરી નાંખીશ........"

"એમ બોલી મેં ગજવાની પિસ્તોલ કાઢવા માંડી અને બીજી તરફ તેને દાઢી પકડીને ધુણાવવા માંડયો. પણ ધુસ ! જરાક ખેંચવા જાઉં છું એટલામાં તો એ બનાવટી દાઢીનું છોગું નીકળી આવ્યું. તે મારા હાથમાં રહ્યું અને ડોસા—અરે એ ડોસા જેવો દેખાતો માણસ તો બે કદમ પાછળ હઠી દૂર જઈ ઉભો, ને હસવા લાગ્યો.

"અરે, તું તો કોઈ બહુરૂપી જણાય છે !"

હું એમ બોલી રહ્યો એટલામાંજ ભપ્ કરતું કે વિજળીના દીવાનું અજવાળું મારા ઉપર પડયું. હું ગભરાયો. મારી આંખે ઝાંખ વળી. પણ તરતજ હું દૂર ખસી ગયો અને ઝડપ મારીને તેના હાથમાંથી પોકેટલેમ્પ છીનવી લીધો. તેજ દીવાનું અજવાળું તેના ઉપર પાડયું, અને પિસ્તોલ ધરી.

પણ હાં હાં ! હું એ શું કરતો હતો ? મારી પાસે કોણ ઉભું હતું ? અરે, આ શું ? કોણ ? ડાકટર પ્રતાપરાય ? વિજળીના ચમકારા પેઠે મારા આખા શરીરમાં એક ધ્રુજારી આવી ગઈ.



## પ્રકરણ ૩ જું.

### "ચંપાને પણ નહિ મળાય."

તરતજ અવાજ આવ્યો—"કેમ, બહાદુરભાઈ, ચલાવોની, ચલાવોની તમારી ગોળી." એ ડાકટર પ્રતાપરાયનો સાચો કુદરતી અવાજ હતો. અત્યાર સુધી તેમણે મારી સાથે બનાવટી અવાજે વાતચિત કરી હતી. અહા! શું એમની કળા! મેં એમના હાથ નીચે, એમના અંગત સહવાસમાં કેટકેટલા મહિના સુધી કામ કર્યું હતું; કેટલી રાત અને કેટલાયે દિવસ અમે સાથે જમ્યા ને સાથે સુતા હતા;

વેશધારણ કરવાની કેટલીયે યુક્તિપ્રયુક્તિઓથી એમણેજ મને જાણીતો ને પાવરધો કર્યો હતો. છતાં આ વેળા હું એમના બહુ રૂપીપણાથી કેવો આબાદ છેતરાયો! પોતે હજુ પચાસ વરસ પૂરાં કર્યાં ન હોવા છતાં વેશધારી રૂપમાં જાણે ખરેખર પોણોસો વરસના ડોસા રૂપજ દેખાતા હતા.

હું બહુજ ખિસીયાણો પડી ગયો. પિસ્તોલ મેં ગજવામાં મૂકી દીધી. પ્રતાપરાય હસીને બોલ્યા—"કેમ બહાદુરભાઈ, પિસ્તોલ કેમ પાછી મૂકી દીધી?"

મેં હાથ જોડીને પ્રણામ કર્યા—"મારા જીવનસૌભાગ્યના વિધાતા, મારો અપરાધ ક્ષમા કરો."

પ્રતાપરાય હસીને મને ભેટી પડ્યા. મારો પણ આનંદનો ઉભરો એટલો બધો પ્રબળ થયો કે મેં તેમને અત્યંત બળપૂર્વક મારી છાતી સાથે દબાવ્યા. ચંપા, એટલા બળપૂર્વક મેં તને પણ કદિ હૃદયસરસી ચાંપી હશે કે કેમ? કોણ જાણે. અહા! કેટલે બધે વખતે, કેટલે બધે ગાળે મને પ્રતાપરાયનો મેળાપ થયો! એમના પુનઃદર્શન માટે આપણે કેટલાં બધાં તલસતાં હતાં! જાણે રોજ એમના નામની આપણે માળાજ જપતાં! એક પણ દિવસ એવો જતો નહોતો જ્યારે ડાકટર પ્રતાપરાયના નામનું કે એમના આપણા ઉપરના ઉપકારનું રટણ નહિ થયું હોય. જાણે ઘણા દિવસની ભગીરથ તપશ્ચર્યા આજે ફળી હોય એમ લાગ્યું.

પ્રતાપરાય મારાથી છેલ્લા ક્યાં ને ક્યારે છૂટા પડ્યા તે પ્રસંગ હું સંભારવા લાગ્યો. પળવાર તો કાંઈ સાંભર્યું નહિ. બધુંજ પ્રતાપરાયમય દેખાયું. પણ થોડી વારે જાણે નાટકનો પડદો ઉંચકાતો હોય તેમ મારી કલ્પનાસૃષ્ટિ વિકાસ પામી, અને તિબેટના તે હિમમય પહાડી પ્રદેશમાંનું એકાન્ત મિશનહાઉસ મને દેખાવા લાગ્યું. પ્રવાસમાંથી પાછા ફરતાં હું એક વાર ઘાયલ થયો હતો ને મૂર્છા પામ્યો હતો. તે વેળા મને આ મિશ-

નહાઉસમાં એક દયાળુ ખ્રિસ્તિ સાધ્વીની સંભાળમાં સોંપીને પ્રતાપ-રાય અલોપ થઈ ગયા હતા. અને પછી છેલવહેલાં રંગુનમાં એક મોચીની દુકાને હું જોડા લેતો હતો તે વખતે અચાનક મળી ગયા હતા. હું તેમને સ્ટેશને મૂકવા ગયો હતો અને ત્યાં મારું ખુન કરવાને ભટકતો પેલો નાકકટ્ટો ચીનો અમને મળ્યો હતો. પ્રતાપરાય આગગાડીમાં બેઠા. તેઓ અમેરિકા જવાને ઉપડવાના હતા એ બધું મને ધીમે ધીમે યાદ આવ્યું.

મેં તેમને પૂછ્યું—"આપ અહીં ક્યાંથી? આપ તો અમેરિકા ગયા હતા ને?"

"હા. ગયો હતો. અને ત્યાંથી બે માસ થયાં પાછો આવ્યો છું. શા માટે આવ્યો છું તે જાણો છો? તમને શોધી કાઢવા માટે. આ છેલ્લો દોઢ મહિનો મેં તમારી શોધ કરવાના પ્રયત્નમાંજ ગાળ્યો છે. છેલ્લા તમે મને રંગુનમાં પેલા મોચીની દુકાને મળ્યા હતા. અને ત્યાંથી સ્ટેશને વળાવવા આવ્યા હતા. તમારી શોધ માટે હું સીધો રંગુન ગયો અને તમે જે ઘરમાં રહેતા તેનો પત્તો મેળવી મેં તપાસ ચાલુ કરી. ત્યારથી આજદિન સુધી હું તમારે પગલે પગલે ચાલ્યો આવું છું. એક બે વાર મેં મોટી મોટી છક્કડ પણ ખાધી—પણ તે બધાનું વર્ણન કરવાનો અત્યારે વખત નથી. આખરે પણ તમે મને મળ્યા ખરા—એ મારે માટે મોટી ફત્તેહ અને હર્ષની વાત છે. તમારા વગર મારું એક મહાન કાર્ય અટકી પડ્યું છે. બોલો, તમે મદદ કરશો?"

મેં તરતજ ગળગળે સાદે જવાબ આપ્યો,

"મારા મુરબ્બી પ્રતાપરાય, મારા ઐહિક ઐશ્વર્ય અધિષ્ઠાતા, આપના મુખમાંથી આવા શબ્દો નીકળીજ કેમ શકે છે? હું આપનો દાસાનુદાસ. આપની કોઈ પણ સેવા બજાવવા મારા જીવનની કોઈ પણ ક્ષણે હું તત્પર છું. એમાં આપે કશી શંકા રાખવીજ નહિ. બોલો, આપનો શું હુકમ છે?"

"બહાદુરભાઈ, તમારી કૃતજ્ઞતા માટે મને તો ખાત્રીજ હતી, ને છે. પરંતુ આ કાર્ય ઘણુંજ સાહસભર્યું અને વળી ઉતાવળે કરવાનું હોવાથીજ મારે તમને પૂછવું પડયું છે."

મેં કહ્યું—"તે કાર્ય ગમે તેવું સાહસમય હોય તોયે તેમાં આપ જેવાને મદદ કરવાની હું કેમજ ના પાડી શકું ? હું ખાત્રીથી જાણું છું કે કોઈ પણ સંકટમાં આપ પોતે દૂર રહી મને તેમાં ઝંપલાવવાનું કહેવાના નથી. વળી આપની શુભ નિષ્ઠા અને અદ્‌ભુત શક્તિ વિશે મને સોએ સો ટકા ખાત્રી તથા અનુભવ છે. એટલે આપ તો મને હુકમજ માત્ર કરવાનો. બીજનું કાંઈ પૂછવાની અગત્યજ નથી. વિશેષ તો શું કહું !"

પ્રતાપરાય બોલ્યા—"પણ........"

"એમ બોલીને કેમ અટકી ગયા ?" મેં પૂછ્યું.

"એ તો મને એક વિચાર આવી ગયો. હશે. વારૂ ઠીક. જેને તમારી મારા ઉપર આટલી બધી શ્રદ્ધાજ છે તો મારે બીજા ત્રીજા વિચાર કરવાની શી જરૂર છે ? હું તમને કહી દઉં. પણ માત્ર મુશ્કેલી એટલીજ છે કે હવે આ કાર્યમાં ઝંપલાવવા માટે ઘણીજ ઉતાવળ કરવાની જરૂર છે. તે એટલે સુધી કે તમને તમારે ઘેર પાછા જઈ એક વાર મળી લેવાનો પણ અવકાશ મળે તેમ નથી. તેનું કારણ હું તમને પછીથી કહીશ. તમે ઘેર ચિઠ્ઠી કે કાગળ લખીને નહિ ચલાવી શકો ?"

"મને ઘેર જઈને એક વાર ચંપાને મળી લેવાની તક મળે તો ઘણુંજ સારૂં. પરંતુ જો તેમ કરવા જતાં કાર્ય બગડે તેમ હોય તો મારે તે વિચાર માંડી વાળવો એજ યોગ્ય છે. આપના કાર્યની મહત્તા અને તેની કટોકટી હું પૂર્ણ રીતે સમજું છું અને ખાસ અનિવાર્ય અગત્ય વિના આપ મને આવું ફરમાવોજ નહિ એવી મારી ખાત્રી છે." મેં જવાબ દીધો.

"ત્યારે તો ઠીક. તમારો જવાબ સાંભળીને મને ઘણોજ સંતોષ થયો છે. અત્યારે આપણે સ્ટેશને જઇએ છીએ. ત્યાં મારો વિશ્વાસુ ચીનો નોકર લાહોવાન આપણી વાટ જોતો બેઠો છે. તેણે આપણા બંને માટે સેકન્ડ કલાસની મુંબાઇની ટિકિટો લઈ મૂકી હશે. આપણે હવે દશ મિનિટમાં સ્ટેશને પહોંચી જઇશું. ત્યાર બાદ ગાડી આવતાં અડધો કલાકની વાર છે. તે દરમ્યાન તમે વેઇટિંગ રૂમમાં બેસીને તમારે ઘેર કાગળ લખી નાંખજો. લાહોવાન તે ચિઠ્ઠી તમારા મોદીને ત્યાં આપી આવશે. એ કાલે સવારની ગાડીમાં નીકળી આવશે. કદાચ એણે પોતાની ટિકિટ પણ કઢાવી હશે. પણ તે તો ફેરવી શકાશે..."

એ પ્રમાણે વાતચિત કરતા અમે થોડીજ વારમાં સ્ટેશને આવી પહોંચ્યા. અહીં લાહવાન અમારી વાટ જોતોજ ઉભો હતો. એણે ટિકિટો કઢાવી રાખી છે. હજુ ગાડી આવવાને અડધો કલાકની વાર છે. તે દરમ્યાન હું વેઇટિંગ રૂમમાં બેસીને આ ચિઠ્ઠી લખી રહ્યો છું.

"પ્રિય ચંપા, અત્યારે હું તને છોડીને જાઉં છું. પરંતુ થોડાજ વખતમાં હું તને પાછો આવી મળીશ–ત્યારે તારે માટે કાંઇક અવનવી અજાયબીની વસ્તુ ભેટ તરીકે લેતો આવીશ. પતાપરાય કહે છે કે મને પાછા ફરતાં ત્રણેક મહિના લાગશે. તેઓ તો એમ પણ કહે છે કે આ પ્રવાસમાંથી પાછો ફરીશ તે વખતે તો મારે છુપાઇને જંગલમાં ભરાઇ રહેવાની જરૂર રહેશે નહિ. તે વખતે તો આપણે મુંબાઈ કે દિલ્હી જેવા મોટા શહેરમાં ખુલ્લી રીતે એકાદ સુંદર બંગલામાં રહી શકીશું અને આપણા બંગલા ઉપર મારૂં અને તારૂં નામ ખુલ્લી રીતે લખી શકીશું. તે વેળા કોઈ પણ કમબખત ચીનો આપણું નામ લેતાં કે આપણી સામે પણ જોવાને મગદુર કરશે નહિ. બિલકુલ સંકોચ વગર આપણે મોટરોમાં મોજથી ફરી શકીશું. આપણા બાબુને સારામાં સારી નિશાળનું શિક્ષણ અને ઉત્તમોત્તમ રમતગમતનો લાભ આપી શકીશું. ચંપા, હું ખાત્રીથી માનું છું કે આટલું થાય તેના પ્રમાણમાં મારો ત્રણ

ચાર મહિના જેટલો સમય કાંઈ વિસાતમાં નથી, અને મારો એટલો વિયોગ તું સહેલાઈથી સહન કરી શકશે.

બસ, હવે હું રજા લઉં છું. હું પાછો આવું ત્યાં સુધી તું આનંદમાં રહેજે અને બાબુની સારી સંભાળ રાખજે. અને બધા નોકરચાકરો પર બરાબર દેખરેખ રાખજે. એજ. વિશેષ શું લખું ?

લી૦ તારોજ **બહાદુર"**



## પ્રકરણ ૪ થું.

### ગુમાનનો કાગળ

યથાસમયે સ્ટેશનના પોર્ટરે ઘંટનો એક ટકોરો વગાડ્યો. અને તરતજ મુંબાઈમેલમાં સ્ટેશનના પ્લેટફોર્મ પર આવી પહોંચી. લોહાવાને એક સેકન્ડ કલાસનો કંપાર્ટમેંટ ખોલી તેમાં સામાન ગોઠવ્યો. અને અમે ચઢી બેઠા. પ્રતાપરાયે તે પહેલાં વેશપલટો કરી લીધો હતો તે લખવાની જરૂર નથી. એમણે મારે માટે પણ બીસ્તરા વગેરેની એવી તો સરસ સગવડ પહેલેથી તૈયાર કરાવી રાખી હતી કે એમનો આટલો બધો પરિચય હોવા છતાં મને એમની દીર્ઘદર્શીતા માટે બહુજ આશ્ચર્ય અને આનંદ ઉપજ્યાં.

મેં ગાડીમાં બેઠા પછી ચંપા ઉપર લખેલી ચિઠ્ઠી લોહાવાનને આપી. અને જે મોદીને ત્યાં તે પહોંચાડવાની હતી તેનું નામઠામ આપ્યું. મારો બધો પત્રવહેવાર તથા સીધુંસામાન હજુયે એ મોદીની દ્વારાજ મારે ત્યાં પહોંચે છે. રોજ મારો એક ગુપ્ત નોકર એને ત્યાં જઈને મારી બધી વસ્તુઓ લઈ આવે છે.

લોહાવાનને સમજુત આપીને વિદાય કર્યો અને ગાડી ઉપડવાનો વખત થયો—ગાર્ડે સીસોટી પાડી. એટલામાંજ બે ત્રણ જણ દોડતા-દોડતા સ્ટેશનમાં દાખલ થઈ સીધાજ અમારા કંપાર્ટમેન્ટમાં ચઢી આવ્યા.

તેમાંનો એક સીંધી જેવો હતો. બીજો અફઘાન ને ત્રીજો યુરોપીયન જેવો લાગતો હતો. તેમને અટકાવવા માટે પ્રતાપરાય દમામમાં બોલ્યા કે,"કીધર કાયકૂ આતે હય ? યહ તો સેકન્ડ કલાસ હય. દુસરે ડબ્બેમેં જાઓ. દુસરે ડબ્બે મેં." પણ તે લોકોએ કાંઇ ગણકાર્યું નહિ. અને તરતજ ગાડી ઉપડી. મેં ધારેલું કે ગાડી ચાલશે પછી એકાંત મળશે તેમાં બધી વાતો પ્રતાપરાયને પૂછીશ. પરંતુ કમનસીબે આ બીચડા મંડળી આવી ચઢવાથી અમારાથી આગગાડીમાં કશીજ વાતચિત થઇ શકી નહિ. મને એક વાર વિચાર આવ્યો કે કદાચ પ્રતાપરાય ચીની ભાષામાં વાત કરશે. પણ તેમણે તવુંયે કર્યું. કદાચ પેલો યુરોપીયન ચીની ભાષા સમજતો હોય એવો એમને ભય લાગ્યો હશે.

+ + +

૭. આઇ. પી. રેલ્વેના ગંદા મુસાફરો અને કંટાળાભરેલાં સ્ટેશનો વટાવીને દોઢ દિવસે અમે વિકટોરિયા ટર્મિનસ સ્ટેશને ઉતર્યા. પોર્ટરે અમારો સામાન પાસેની ટેકસીમાં ગોઠવી દીધો. પ્રતાપરાયે ઝટ દઇને રૂપીઓ કાઢી તેના તરફ ફેંકયો અને શોફરને હુકમ આપ્યો—"ગોળપીઠા."

મોટરનું ભૂંગળું વાગ્યું—ભાં ભો, અને મોટર ચાલવા લાગી. પોર્ટર બીચારો ચકિત થઇને જોઇ રહ્યો. તેણે ધાર્યું કે શેઠે ભૂલથી પાવલીને બદલે રૂપીઓ આપ્યો કે? તેણે પોલિસ ફેશનથી સલામ કરી. પણ તે ઝીલ્યા વગર, તે જોવાની પણ દરકાર કર્યા વગર અમે કયાંના કયાં દૂર નીકળી ગયા.

મોટર સ્ટેશનની બહાર નીકળી ગઇ એટલે પ્રતાપરાયે મને કહ્યું કેઃ—માફ કરજો બહાદુરભાઇ, હજુ સુધી હું તમને બધી ખુલાસાવાર વાત કરી શકયો નથી. અત્યારે હું ઘણો ઉતાવળમાં છું અને ઉત્સુકતાને લીધે તલપાપડ થઇ રહ્યો છું. જે માણસને આપણે અત્યારે મળવા જઇએ છીએ તે માણસ રખે ને ચાલ્યો ગયો હોય તેવા ભયે મારૂં

મન ઉંચું નીચું થઇ રહ્યું છે. એટલે બધી વાત કહેવા જેટલું મન સ્વસ્થ નથી. છતાં તમે આટલો આ કાગળ વાંચી નાંખો."

એમ કહી તેમણે એક કાગળ ચોરબીસ્સામાંથી કાઢી મારા હાથમાં મૂકયો. મેં તે ખોલીને વાંચ્યો–

"મુરબ્બી મોટાભાઈ, મુ. જૂનાગઢ.

વિશેષ લખવાનું કે ઘણા દિવસથી તમારો કાગળ નથી માટે લખશો. બીજું અહીં મુંબાઇમાં રાત દિવસની ભારે હાડમારી ભોગવી ભોગવીને હું કંટાળી ગયો છું. છેલ્લા છ મહિનામાં મેં બાર ઠેકાણે નોકરી કરી છે. પરંતુ દરેક ઠેકાણેથી કાંઇ ને કાંઈ મુસ્કેલીને કારણે મારે પાછા ફરવું પડયું છે. કોઇ શેઠ કહે–સવારમાં આઠ વાગે આવવું પડશે. તો બીજો કહે–સાંજે આઠ વાગે છૂટા થવાશે. આવું તે કેમ સહન થાય? હું ભણ્યો ઓછું અને તમારી માફક કાંઈ ખાસ કારીગર કે વિશેષ જ્ઞાન સંપાદન કર્યું નહિ. એટલે મારી તો આખી જીંદગી દુર્દશામાં પૂરી થવાની, એ વિચારથી હું બહુજ દુઃખી થઇ રહ્યો છું. હવે મને ખાત્રી થઇ છે કે આપણા લોકો, અને ખાસ કરીને મારા જેવા અધકચરા યુવાનો સાહસ કરીને પરદેશ ખેડવા નહિ જાય ત્યાં સુધી તેમનો ઉદ્ધાર થવાનો નથી. તમે પોતે ચીન દેશ ખેડીને કેટલી બધી સાધન સંપત્તિ લઇ આવ્યા તે મેં નજરે જોયું છે. તમે મને મુંબાઇ છોડી તમારી સાથે આવી રહેવા બોલાવો છો. પરંતુ મને તેવી પરાધીનતા જરા પણ રૂચતી નથી. તમે મોટાભાઈ છો ને ઉદાર છો; પરંતુ હું એકલો નથી. હું પરણેલો છું અને વળી અકાળે પિતા થઈ બેઠેલો છું. મારાથી હંમેશને માટે એવું આશ્રીયાળાપણું કેમ સહન થાય? તેથીજ મેં એક વાત અમલમાં મૂકવાનો નિશ્ચય કર્યો છે. મને એક સરસ સાથી મળ્યો છે. તે આફ્રિકાનો મૂળ વતની છે. આફ્રિકામાં હાથી પકડવાનો અને તેના દાંત પાડી વેચવાનો ધંધો ધમધોકાર ચાલે છે. જોખમનું કામ છે. છતાં તેમાંથી અઢળક દ્રવ્ય મળે તેમ છે. મારા જેવો માણસ જોખમ ખેડે નહિ તો કેહાડે

પૈસાવાળો થવાનો છે ? મારા સાથીએ મને એ ધંધાની ખુબીઓ સમજાવી છે. એ ધંધામાંથી સેંકડો યુરોપીઅનો અને કેટલાક દેશી ભાઇઓ પણ તાલેવંત થયા છે. મેં એ સંબંધમાં પુષ્કળ વિગતો મેળવી છે અને ઘણો વિચાર કર્યા પછી મેં નક્કી કરી નાખ્યું છે કે ગમે તે થાય—જે થવાનું હોય તે થાય—પણ મારે આ કામમાં ઝંપલાવવું તો ખરૂંજ. જીંદગી એ ઉન્નતિ સાધવાની એક અમૂલ્ય તક છે. ગરીબ માણસ પોતાના પેટનીજ ઉન્નતિ કરી શકતો નથી. તે પોતાના આત્માની કે સમાજની ઉન્નતિ ક્યાંથી સાધી શકે ? માટે મેં કોઇ પણ ઉપાયે પૈસાદાર બનવાનો નિશ્ચય કર્યો છે. તેમ કરવા જતાં મોત થાય તોયે ફીકર નહિ. આ બધું તમનેજ હું ખુલ્લી રીતે લખી જણાવું છું કારણ કે હું જાણું છું કે તમે પોતે સાહસિક છો અને તમે મને આ કાર્યમાંથી ખાળવા પ્રયત્ન કરશો નહિ. બાકી સૌ.***ને તો મેં વાત સુદ્ધાં કરી નથી. એની તો હું ટુંક સમયને માટે—હું આફ્રિકાથી છ એક માસમાં પાછો ફરૂં ત્યાં સુધી તમને સુપરત કરૂં છું. આજે રાતની ગાડીમાં બેસીને સૌ...અને કીકો તમારા તરફ આવશે. તેને સ્ટેશન પર તેડવા જવાનો બંદોબસ્ત કરશો.

એજ. કાલે બપોરે હું અંત્રથી ઉપડનારી ટાના નામની આગબોટમાં બેસી નીકળી પડવાનો છું. ત્યાર પછી આફ્રિકાને કિનારે પહોંચ્યા પછી હું વખતો વખત તમને કાગળ લખ્યા કરીશ. તમે મને પણ ઉત્તર આપ્યા કરશો. એજ. લી. **ગુમાનના** પ્રણામ."

## પ્રકરણ ૫ મું.

## "તે હમણાંજ ગયો."

કાગળ વંચાઇ રહ્યો એટલે ગોળપીઠ આવ્યું. પ્રતાપરાયે શોફરને અમુક ગલીમાં મોટર લેવાનો હુકમ આપ્યો. મેં કાગળની પાછી ઘડીઓ વાળીને પ્રતાપરાયના હાથમાં આપ્યો. તેમણે તે લખને ખીસ્સામાં મૂક્યો. પરંતુ કાંઇ બોલ્યા નહિ કે કશી ટીકા કરી નહિ. મેં પણ તેમને કાંઇ પૂછ્યું નહિ. એમણે આવો અસંબદ્ધ કાગળ મને શા માટે વાંચવા

આપ્યો તે મને કાંઈ સમજાયું નહિ, છતાં મેં તેમને સવાલ પૂછ્યા નહિ. પ્રતાપરાયનો સ્વભાવ હું સારી પેઠે જાણતો હતો. યોગ્ય વખત આવ્યે તેઓ જાતેજ મને સઘળું સમજાવી દેશે એવી મારી ખાત્રી હતી.

થોડીજ વારમાં મોટર એક નીચી બાંધણીના ત્રણ માળાના મકાન પાસે જઈ ઉભી રહી. પ્રતાપરાયે મોટરવાળાને ભાડું ચૂકાવી આપ્યું. અને અમે તે મકાનમાં પ્રવેશ કર્યો. બારણામાંથી દાખલ થતાં એક ખૂણામાં દાદર મહા મહેનતે દેખાયો. કારણ કે ત્યાં અંધારું ઘણું હતું. થોડી વાર ઉભા રહી અમે અંધારામાં જોતાં ટેવાયા એટલે આગળ ચાલ્યા. એક લાંબી ગંદી ચાલીમાં થઈને પસાર થયા. એ માળામાં ઘણાજ હલકા પ્રકારના અને સ્વચ્છતાનું જરીયે ભાન ન હોય તેવા લોકો વસતા હતા. કાંદા બટાકાનાં છોતરાં તો જ્યાંના ત્યાં પડેલાંજ હતાં. વચ્ચે નાની સરખી ખુલ્લી જગા હતી તેમાં માળાનાં બચ્ચાં કચ્ચાં 'બગાડી' ગયાં હતાં. તે સાફ કરવાની કોઈને પરવા ન હતી. એક બે પાણીના નળ હતા તેની પાસેજ ગંધ મારતો એઠવાડો સડતો હતો. નળની ઉપર પાણી ભરવા માટે પાંચસાત સ્ત્રીઓનું ટોળું ઝામ્યું હતું અને એક બીજાથી પહેલું પાણી ભરી લેવાને જુદ્ધ મચાવતું હતું.

એ બધું જોતા ન જોતા અમે બીજે માળે ચઢ્યા. બીજે માળે દાદરના માથાળાના ખૂણા પર તો એવું અંધારૂં કે કાંઈ સૂઝે નહિ. અચાનક મેં પગલું ભર્યું. મારા પગ નીચે કાંઈક વસ્તુ ચગદાઈ ગઈ એમ મને લાગ્યું. તરતજ અવાજ થયો: "એં એં એં એં......" એ શું થયું ? મેં ગજવામાંથી 'કાંડીનું બાકસ' કાઢી એક દીવાસળી ચેતાવી. જોયું તો કોઈનું વરસેક દહાડાનું છોકરૂં રમતું રમતું ખૂણામાં ભરાઈને મંટાડી ખાતું હતું તેના પગ પર મારા પગની આંગળીઓ પડી હતી તેથી તે રડી ઉઠ્યું હતું. એ સ્હેજ બચી ગયું. નહિ તો મારા શરીરના ભારને લીધે કદાચ એના પગનો છુંદોપાક થઈ ગયો હોત.

અમે તો દરકાર કર્યા વગર આગળ ચાલ્યા. તેજ વખતે પાસેની

ઓરડીમાંથી એક કાઠીયાવાડી બાઈ નીકળી. અને પેલા છોકરાને ઉપાડી લઈ રડતું બંધ કરવાનો પ્રયત્ન કરતાં બોલી—'મૂઆં લોકો પણ કેવાં આંધળાં છે! આ છોકરાનો પગ છુંદી નાંખ્યો તે આંખો ફુટી ગઈ હતી?" એ શબ્દો મેં સાંભળ્યા. અને મેં પ્રતાપરાયને કહ્યું—"ડાકટર સાહેબ, તમારો પોકેટલેમ્પ કાઢો. અહીં તો વગર વાંકે ગાળો ખાવાનો વારો છે. ધોળે દહાડે અંધારૂં ઘોર હોય તેવી જગામાં માણસો જીવીજ કેમ શકતા હશે?"

પ્રતાપરાયે જવાબ દીધો—"તે હવેજ તમને સમજાશે. જે જગ્યાએ આપણે જવાનું છે ત્યાં પણ ધોળે દહાડે અંધારૂં ઘોર છે. એવી જગામાં કેવી રીતે જીવાય તેનો ભેદ આપણે શીખવાનો છે." એમ કહી એમણે પોકેટલેમ્પ કાઢયો. તેની મદદથી અમે ત્રીજે માળે જે ઓરડીમાં જવાનું હતું ત્યાં કોઈનું પણ છોકરૂં છુંદયા વગર નિર્વિઘ્નપણે જઈ શકયા.

તે ઓરડીમાં ચાળીસેક વરસનો એક માણસ બારણામાં બેસીને નાનકડી કરવત વડે હાથીદાંતનો કકડો કાપી રહ્યો હતો. અમને જોતાં વારજ તે બોલી ઉઠયોઃ—' અરરર. તમે આવી પહોંચ્યા? બહુ મોડા આવ્યા! હમણાંજ તે ગયા. પુરો પા કલાક પણ નથી થયો. તેમણે તમારી ઘણી વાટ જોઈ. બે કલાકથી એક સરખા તમારૂં નામ જપી રહ્યા હતા. તમને આટલું બધું મોડું........."

પ્રતાપરાયે તેને બોલતો અટકાવીને વચમાંજ પૂછયું—"પરંતુ તે ગયા કયાં અને કઈ તરફ? એજ બને કહી નાંખો ને. મારે બીજી વાતો સાંભળવાની જરૂર નથી."

"તે તો કોલાબે ગયા, કોલાબે. બપોરની ગાડીમાં બેસીને તે પોતાને 'દેશ' જવાના છે........"

"એમ કે?" પ્રતાપરાય પાછા ફરતાં બોલ્યા—"બહાદુરભાઈ, પાછા ફરો. ચાલો. બપોરની પેસેન્જર કોલાબેથી ઉપડવાને હજુ વાર

છે. એટલામાં તો આપણે પહોંચી જઇશું."

હું પાછો ફર્યો. થોડી વારમાં અમે બંને નીચે આવ્યા. જોઇએ છીએ તો બારણે મોટર ન મળે. અમે શોફરને દશ મિનિટ થોભવાનું કહ્યું હતું. છતાં આમ કેમ ? કદાચ એને બીજું ઘરાક મળી ગયું હશે.

અમે ઉતાવળે પગલે ગોળપીઠાના મોટા રસ્તા તરફ ચાલ્યા. કંઇક દોડ્યા પણ ખરા. જતા આવતા લોકો અમારા તરફ ચકિત થઇને જોઇ રહ્યા. પણ કોઇએ પડપૂછ કરી નહિ. મુંબાઇ જેવા શહેરમાં કોણ કોની દરકાર કરે છે ? હડહડતું ખૂન થયું હોય તોયે કોઇ ઝૂકીને જોવા ઠરતું નથી.

ગોળપીઠાના મોટા રસ્તા પર એક ઘરગથુ મોટર સડસડાટ દોડી જતી હતી. પ્રતાપરાયે તેના માર્ગમાં ઉભા રહી હાથ આડા કરી અટકાવી. શોફર પહેલાં તો ગુસ્સે થયો ને કાંઇ કાંઇ બબડવા લાગ્યો. એ પોતાના શેઠના કોઈ બહુજ અગત્યને કામે જતો હતો એમ મને લાગ્યું.

પ્રતાપરાયે તેને કહ્યું–"અમારે કોલાબે જવું છે."

તેણે તુરતજ જવાબ આપ્યો–'સાહેબ, ટેકસી કરા ટેકસી. હે કાંહીં ભાડ્યાચી મોટાર નાહીં." એમ બોલીને તે મોટરની એક છોડવા જતો હતો, એટલામાંજ પ્રતાપરાયે કહ્યું—

"હે કાંહીં ભાડ્યાચી મોટાર નાહીં તે મલા માહિત આહે. પરંતુ છકડે ટેકસી દીસત નાહીં. આમાલા કાર્ય ઘાઇચા કામ આહે. આણિ હે પહા."

એમ કહીને પાંચ રૂપીઆની નોટ તેના સામે ધરી. શોફર સમજી ગયો. અને તરતજ પલળ્યો. બીજું ત્રીજું કાંઈ પણ બોલ્યા વગર તેણે મોટરનો દરવાજો ખોલી આપ્યો અને અમે બંને જરણા વિના વિલંબે તેમાં ગોઠવાઇ ગયા. નોટની ઘડીઓ વાળી ખીસામાં મૂકી શોફરે મોટર મારી મૂકી.

કોલાબાના સ્ટેશને પહોંચતાં અમને બરાબર દશ મિનિટ લાગી.

સ્ટેશનમાં દાખલ થઇને તપાસ કરી તો માલુમ પડ્યું કે એજ મિનિટ પહેલાં ગાડી ઉપડી ગઇ હતી. અમે નિરાશ થયા. હું તો નિરાશ થયોજ. પણ પ્રતાપરાય તરતજ બોલી ઉઠ્યા–"ચાલો. એને ગ્રાંટરોડ પકડીએ. ત્યાં ગાડી દશ મિનિટ ઉભી રહે છે."

સ્ટેશનની બહાર નીકળીને ફરી પાછી એક મોટર ટેકસી પકડી. તેને 'ફુલ–સ્પીડે' ગ્રાંટરોડ તરફ દોડાવવાનું કહ્યું. સુંદર, લીસા ડામરીઆ રસ્તા પર થઇને રેલ્વે લાઇનોની જોડાજોડ મોટર દોડવા લાગી. મરીન લાઇન્સ અને ચર્નીરોડની વચ્ચે અમે આગગાડીને પકડી. પાંચ મિનિટ સુધી તો જાણે મોટરની અને રેલગાડીની શરત ચાલી રહી. તે વેળા પ્રતાપરાય જેવી ઉત્સુકતાથી ટ્રેન તરફ જોઇ રહ્યા હતા તેવી ઉત્સુકતા મેં પહેલાં કદિ એમનામાં જોઇ નથી. ચર્નીરોડ પર ટ્રેન ઉભી રહી ખરી. પરંતુ પ્રતાપરાયે કહ્યું– "અહીં આપણને આખી ગાડી તપાસવાનો વખત નહિ મળે. ગ્રાંટરોડ પર આપણે પહેલાંથી પ્લેટફોર્મ પર જઇને ઉભા રહીશું. તમે એન્જીન તરફ, હું ગાર્ડના ડબ્બા તરફ. જૂઓ બહાદુરભાઇ, આપણે લાંબી દાઢીવાળા એક બુઢ્ઢા મુસલમાનને શોધી કહાડવાનો છે. એણે દાઢીને પીળી રંગેલી છે અને તેમાં ત્રણ ચાર લીલા મણકા ભેરવ્યા છે. આટલી નિશાની પરથી, હું ધારૂં છું કે તમે તેને ઓળખી શકશો. કેમ?"

મેં હા પાડી. અને ગ્રાંટરોડનું સ્ટેશન આવ્યું એટલે મોટરમાંથી ઉતરી, પ્લેટફોર્મ પર જઇ હું એન્જીન તરફને નાકે ઉભો રહ્યો. પ્રતાપરાય પાછળને નાકે જઇ ઉભા. થોડી વારમાં ગાડી આવી પહોંચી. સ્ટેશન પર થોભતાંજ ફટાફટ બારણાં ઉઘડવા અને દેવાવા લાગ્યાં. ન્હાકાઇ, ફ્રુટ, સોડાલેમન વાળાઓની અને માહીમના હલવાવાળા ભૈયાજીઓની દોડાદોડ થઇ રહી.

હું ચીવટાઇથી દરેકદરેક કંપાર્ટમેન્ટ તપાસવા લાગ્યો. બે ત્રણ ડબ્બાનાં ખાનાંઓ જોયાં. પરંતુ કાંઇ પત્તો લાગ્યો નહિ. હું જરા નિરાશ

થયો. ચોથો પણ જોઈ નાંખ્યો. પણ કોઈ પીળી દાઢીવાળો ને મણકા ટાંગેલો મુસલમાન દેખાયો નહિ. મારી નિરાશા વધી. છતાં હું જોતા જોતા આગળ ચાલ્યો. સેકન્ડ કલાસના ડબ્બા વટાવ્યા. એટલે સામેથી પ્રતાપરાય ડબ્બા તપાસતા આવતા દેખાયા. હું તેમના તરફ જોઈને ઈશારતથી કાંઈક કહેવા જતો હતો. એટલામાંજ કોઈક મને પાછળથી 'લીટ્ લીટ્' કરીને બુમ પાડી કહ્યું—"ભાઈ, પેલા ચેવડાવાળાને જરા આમ મોકલો તો."



# પ્રકરણ ૬ ઠું.

## પીળી દાઢી ને લીલા મણકા !

મેં એ બુમ પાડનાર તરફ જોયું, અને ચમકયો. આ શું ? પીળી દાઢી ને લાલ મણકા ! જેની શોધ અમે દોઢ કલાકથી આટલી બધી મહેનત અને અથડામણ સાથે કરી રહ્યા હતા. તેજ ! મેં તરતજ તેને પૂછયું—"તમે કોણ છો ? કયાં જાઓ છો ?"

"મારે તો પેલા ચેવડાવાળાનું કામ છે." મારા પ્રશ્નની દરકાર ન કરતાં તેણે પોતાનુંજ હાંકયે રાખ્યું, અને "એ ચેવડાવાળા, ઈધર આઓ, ઈધર આઓ." એમ કહીને તેને બુમ પાડવા લાગ્યો.

એટલામાંજ પ્રતાપરાય તે જગા પર આવી પહોંચ્યા. તેમણે ડોસાને તરત ઓળખ્યો. અને ડોસો પણ તેમને જોઈ જરા ખસીયાણો પડી ગયો. પ્રતાપરાયે કહ્યું—"વાહ રે ચાચા, વાહ ! આમ તમે આખરે નીકળીજ આવ્યા ને ? એકાદ દિવસ તો વાટ જોવી હતી. એવી તે શું ઉતાવળ આવી હતી ?"

ચેવડાવાળા પાસે પડીકું બંધાવતાં ડોસાએ ઉત્તર આપ્યો—

"પણ હું તે શું કરૂં ? મેં આપેલા વાયદા પ્રમાણે તમારી વાટ જોઈ. ત્યાં સુધીમાં તમે તમારા સાથીને તેડીને આવ્યા નહિ,

એટલે મેં ધાર્યું કે તમે વિચાર માંડી વાળ્યો હશે........"

"વિચાર માંડી તે કેમ વાળું?" પ્રતાપરાયે કહ્યું–"ચાચા, જ્યારે તમને મારો વધુ પરિચય થશે ત્યારે તમારી ખાત્રી થશે કે હું એમ સહેલાઈથી કોઈ પણ વિચાર માંડી વાળું તેવો નથી."

"ત્યારે તમારા સાથી તે આ જ કે!" ડોસાએ મને બતાવી પૂછ્યું.

"હા. એજ. ચાલો હવે તમે ગાડીમાંથી ઉતરો. આપણે–"

"ના ના ના ના. હવે તો હું પાછો આવું ત્યારેજ બને." ડોસાએ જવાબ આપ્યો–"મને પાછા આવતાં માત્ર બે એક મહિના થશે."

"બે એક મહિના? અધધધ. એ તો નહિ બને. આપણે અત્યારેજ કામ શરૂ કરી દેવું જોઈએ. કોણે દીઠી છે કાલ? ચાચા, તમે જૂઓ કે કેટલી બધી તકલીફ અને કેટલા દિવસની અથડામણ વેઠીને હું આ મારા સાથીને તેડી લાવ્યો છું. અને મને આવતાં વાયદા કરતાં માત્ર અડધો કલાક મોડું થયું છે. પણ તે તમારે દરગુજર કરવું જોઈએ."

ચેવડાનો એક ફાકો મારી ડોસો હસતાં હસતાં બોલ્યો–"તમારી વાત ઠીક છે. પણ મિસ્ટર પ્રતાપરાય, આ કામ બહુજ ભયંકર અને જોખમભરેલું........"

"ચાચા, એ બધી વાતની તો તો આપણે ઘણી વાર ચર્ચા કરી નાંખી છે. અને અંતેજ ઠરાવ્યું છે કે ગમે તેવું જોખમ હોય તોયે આપણે એ કામ સાધવું. એમાં ઝંપલાવવું તો ખરૂંજ. અમુક શરતો કરીને તમે પણ મને એમાં મદદ આપવાનું કબુલ કર્યું છે. અને તે બદલ મેં તમને અમુક રકમ પણ પહેલેથી આપી દીધી છે. તો હવે શું તમે તે કબૂલ કરતા નથી?"

"ના ના ના ના ના ના" ડોસો તુરતજ બોલી ઉઠ્યો–"એવું મારાથી કેમ થાય? એક વાર જબાન આપી દીધા પછી કેમ ફરાય? મિ. પ્રતાપરાય, હું પણ ઇમાનથી વર્તવાવાળો છું. પણ મારો સવાલ

માત્ર એકજ છે કે હું દેશમાં જઇને આવું પછી......"

આટલી વાતચિત થઇ એટલામાં ગાર્ડ સિસોટી ફેંકવા માંડી. પ્રતાપરાયે કહ્યું—"લ્યો ચાચા. હવે વાદવિવાદમાં વખત નહિ કાઢો. ગાડી ઉપડવાનો વખત થયો, માટે તમે બાહાર નીકળો."

"પણ મારી ટિકિટ લીધેલી........"

"ક્યાં છે ટિકિટ ? જોઇએ ?"

ડોસાએ પોતાની પાઘડીમાં ખોસેલી ટિકિટ કાઢીને બતાવી. પ્રતાપરાયે તે હાથમાં લઇને ફાડી નાંખી ટુકડા પ્લેટફોર્મની નીચે ઉરાડી મૂક્યા. પછી ડોસા તરફ જોઇ હસીને પૂછ્યું—"કેમ હવે ઉતરો છો કે નહિ ? બહાદુરભાઇ, પેલું એમનું પોટકું લઇ લો."

અંતે અમે તે ડોસાને ગાડીમાંથી ઉતાર્યો. તે ઉતરતાંજ એન્જીન માંથી પાવો વાગ્યો ને ટ્રેન ઉપડી.

પીળી દાઢી અને લીલા મણકાવાળા એ બુઢ્ઢાચાચાને લઇને પછી તરતજ અમે પ્રતાપરાયે એપોલો બંદર પરની જે હોટલમાં મુકામ રાખ્યો હતો ત્યાં પહોંચી ગયા.

તે વખતે સંધ્યાકાળ થવા આવ્યો હતો. આખા દિવસમાં હું ન્હાયો ન હતો તેમજ ખાવામાં પણ આચરકુચર ચાલેલું. પ્રતાપરાયનું પણ તેમજ હતું. એટલે હોટલમાં પહોંચ્યા પછી પ્રથમ તો અમે ન્હાવાની વ્યવસ્થા કરાવી દીધી. અને રાતને માટે સરસ 'ફસ્ટકલાસ' ભોજન બનાવવાનો આર્ડર આપી દીધો. પ્રતાપરાયે પોતાના રૂમ ઉપરાંત અમારે બે જણાને માટે બીજા બે રૂમ રાખી લીધા. અને ત્રીજો એક રૂમ ત્રણેને ભેગા બેસવા માટે રાખ્યો. આ હોટલમાં કેટલો વખત રહેવાનું થશે તે કાંઇ નક્કી ન હતું.

વાળુપાણી કરીને નિવૃત્ત થયા પછી રાતે અમે હોટલ પરની અગાશીમાં ફરવા આંટા મારવા ગયા. દશ પંદર મિનિટ આંટા માર્યા પછી ચાચા તો થાકી ગયા. તેણે કહ્યું કે, "હું તો મારી રૂમમાં જઇને

સૂઈ જાઉં છું. તમે જવાનીઆઓની સાથે મારાથી હાંસાતોસીમાં નહિ ઉતરાય."

તેમના જવા પછી હું અને પ્રતાપરાય અગાશીના કોરા પર એક જગાએ બેઠા. અગાસીમાં બીજા પણ ત્રણચાર માણસો ફરતા હતા. વચ્ચે એક ઉંચા સ્ટેન્ડની ઉપર દીવો હતો. તેનું અજવાળું આખી અગાસીમાં ફેલાતું હતું. ધીમે ધીમે કરીને પેલા માણસો પણ દૂર કોઈક જગાએ બેઠા. એટલે પ્રતાપરાયે ધીમે સાદે મારી સાથે વાતચિત શરૂ કરી:

"જૂઓ, બાહાદુરભાઈ, અત્યાર સુધી મેં તમને કશી બાત સમજાવી નથી. પણ હવે મારે તમને બધું ખુલાસેવાર કહેવું જોઈએ. રસ્તામાં દોડતી મોટરે ઝાઝી વાત થઈ શકી નહિ. અને થોડી કરવાને પણ ઘણા ઘાંટા પાડવા પડે. એટલે મેં માત્ર તમને એક કાગળજ આપી મૂક્યો. હું જાણું છું કે એ કાગળ વાંચીને તમને કાંઈ ઝાઝી સમજ પડી નહિ હોય. પણ એવા તો પંદર વીશ કાગળો છે. તે ધ્યાનપૂર્વક વાંચ્યા વગર તમને મારી યોજના વિષે પાકી સમજ પડે નહિ. અને સમજ પડે તોયે તે બાબતની મારે જોઈએ તેવી તમારી ખાત્રી થાય નહિ. ચીન તિબેટની મુસાફરી દરમ્યાન તમે જેવી રીતે મારા અંગત અને જીવનજાન સાથી થયા હતા, તેવીજ રીતે આ પ્રવાસમાં પણ તમારે અને મારે ખભેખભા અડાડીને ભયંકર જોખમો સામે ટક્કર ઝીલવાની છે. અને તેમ કરવા માટે તમારે મારો આ વચગાળાના સમયનો ઇતિહાસ જાણવો જોઈએ અને જે જે 'ડાકયુમેન્ટ' મેં ભેગાં કર્યાં છે તેનું ચીવટભર્યું મનન કરવું પડશે."

એટલું બોલી તેઓ જરા શ્વાસ ખાવા થોભ્યા. મેં પૂછ્યું—"આ મુસાફરી તો આફ્રિકામાંજ કરવાની હશે, ખરૂં ને ?"

"હા. એટલું તો તમે કાગળ પરથી અનુમાન કરી શક્યા હશો." પ્રતાપરાયે આગળ ચલાવ્યું:—"આજથી ઘણાં વરસ પર જ્યારે મારો

નાનો ભાઈ ગુમાન આફ્રિકા ગયો ત્યારે તેણે એ કાગળ પહેલવહેલો જુનાગઢ લખેલો. એ તો આપણી ચીનની મુસાફરી પછી તરતજ બન્યું."

"ત્યારે શું ચીનની મુસાફરી પછી તરત તમે જુનાગઢ જઈને રહ્યા હતા કે?"

"હા."

"જબરા છો તમે!"

"કેમ?"

"શું તમને એ ખૂની ચીનાઓનો ભયજ ન લાગ્યો?" મેં પૂછ્યું—"મારા ઉપર તો તેઓ પગોપગ ઝઝૂમી રહેલા હતા."

"ને મારા માથા પર પણ એ સંકટ નહોતું ઉતર્યું એમ નથી. તમારા ઉપર એ લોકોએ ત્રણ વાર હુમલા કર્યા; તો મારા ઉપર તેમણે તેર વાર હાથચાલાકી અજમાવી હતી. પણ હું બહુજ સાવધ હતો. તેથી તેમનું કાંઈ વળ્યું નહિ. એ બધી વિગતો વળી કોઈ વાર હું તમને વિસ્તારથી કહીશ. હાલ તેને માટે સમય નથી.

"ગુમાન આફ્રિકા ગયા ત્યાર પછી દર પંદર દહાડે તેના તરફથી કાગળો આવવા લાગ્યા. તે કાગળોમાં એ ત્યાં આગળ શું કરતો હતો અને એનો ધંધો કેવો ચાલતો હતો તેની બધી હકિકત આવતી હતી. વાત એમ બની કે એ ત્યાં ગયા ત્યાર પછી હાથી-દાંતના ધંધામાં હરિફાઈ એટલી બધી વધી પડી કે એ ત્યાં જે મોટી આશાથી ગયા હતા તે પૂર્ણ થઈ નહિ. છતાં, એ ખંતીલો અને ચકોર હોવાથી પોતાના ગુજરાન જેટલું કમાવા ઉપરાંત મહિને પચાસ પોણોસો રૂપીઆ જેટલી રકમ મને જુનાગઢ મોકલતો હતો. મેં તો એને એમ કરવાની ના પાડી હતી. પરંતુ નાનો છતાં ગુમાન ખરેખર ગુમાનજ હતો. અને પોતાનાં સ્ત્રીછોકરાંનો ખર્ચ મારે માથે ન પડે તે માટે ખાસ ચીવટ ધરાવતો હતો. એણે મોકલેલી રકમો હું એને નામે બેન્કમાં જમા કરાવ્યા કરતો હતો.

"આ બધો વખત હું જુનાગઢમાં બેઠો બેઠો આપણે તિબેટમાંથી મેળવી આણેલાં અમૂલ્ય પુસ્તકોનો અભ્યાસ કર્યા કરતો હતો. એ પુસ્તકોમાંથી મને ઘણું જાણવાનું મળ્યું. એમાંની બધી હકિકતો જાણીને હજુ પણ મને આશ્ચર્ય થાય છે કે જ્યારે તાર કે ટપાલ, રેલ્વે કે વિમાન જેવાં કશાં સાધનો ન હતાં ત્યારે ચીન દેશના પહાડોની અંદર ગુફાઓમાં બેઠેલા સાધુસંતો આખી દુનિયાની ખબર કેવી રીતે રાખતા હશે? અને આખી દુનિયામાંના માણસો સાથે વિચારની આપ-લે કેવી રીતે કરતા હશે? તમને શું કહું? બહાદુરભાઈ, આજથી ચાર ચાર સદી પર લખાયેલા ચીની ગ્રંથમાં અમેરિકાના વિજ્ઞાનીઓની સાથે ચલાવેલા માનસિક સંદેશાનો ઉલ્લેખ છે. એટલું જ નહિ, પણ યુરોપના મહાન તત્વવેત્તાઓને પ્રેરણા આપ્યાની વાતો લખેલી છે. ખરેખર, પહેલાં તો મને ખાત્રી થઈ નહિ. અને તેથી જ મેં અમેરિકા જાતે જઈને ત્યાંથી એ બાબતમાં કાંઇ પુરાવા મળે તો મેળવવાનું નક્કી કર્યું: જે દિવસે હું તમને રંગુનમાં પેલા મોચીની દુકાને અચાનક મળી ગયો તે દિવસે હું ત્યાં એક અમેરિકન ફિલસુફનું શરનામું અને ઓળખાણપત્ર લેવા માટે એક માણસને મળવા આવ્યો હતો."

આ બધું હું મુંગો મુંગો સાંભળ્યા કરતો હતો. પ્રતાપરાયે ખીસ્સામાંથી એક ચીરૂટ કાઢી સળગાવી બીજી એક મને આપવા માંડી. પરંતુ મેં ના પાડી. ચંપાને હું ચીરૂટ–બીડી પીઉં તે પસંદ ન હતું. તેથી એની સાથે લગ્ન થયાં પછી મેં એ ટેવ સદંતર છોડી દીધી હતી.



## પ્રકરણ ૭ મું.

## "એ પુસ્તક"

ચીરૂટના ધુમાડાના ગોટા કાઢતાં પ્રતાપરાયે કહ્યું–"અમેરિકા જઈને હું ત્યાંના કેટલાક વિદ્વાન માણસોને મળીને જે બાબતો મેળવી છે તે

ઉપરથી ચીનના એ સાધુઓનાં પુસ્તકોમાં લખેલી વાતોનો મને પાકો પુરાવો મળી ગયો છે. ત્યાં હું વોલ્ટવ્હીટમેન, થોરો સાહેબ, રાલ્ફ ટ્રાઇન, વગેરે મહા પુરૂષોને મળ્યો અને તેમની પાસેના પુરાણા ગ્રંથો મેં ઉથલાવી જોયા છે. કેટલાકમાં તો મને એ ચીની મહંતોના હસ્તાક્ષરની સરસુખ નકલો મળી હતી. જાણીતા વિજ્ઞાની એડીસન સાહેબે તો મને એટલે સુધી કહ્યું કે ઘણાં ઘણાં વરસ પર અહીં કેટલાક તત્વજ્ઞાનીઓ પાસે તિબેટના પહાડોમાંથી સંદેશાઓ આવતા એ વાત સાચી છે. તે વખતે એ સંદેશાઓ ચલાવવામાં તે વખતના માનવીઓ શું શું સાધન વાપરતા તે જો કે હાલ માલમ પડતું નથી. તોયે એમ માલમ પડે છે કે અમુક ચોક્કસ ઝાડના પાંદડાની ભુંગળીઓ બનાવી તેને કાન પર લગાડી તેઓ જંગલમાં જઇને ઉંચાં ઉંચાં ઝાડ ઉપર બેસતા હતા. અને હાલ જેવી ટકોરાની ભાષા ટેલીગ્રાફમાં વપરાય છે, તેવીજ ભાષા તેમણે પોતાના medium તરીકે ઉપજાવી કાઢી હતી. આ વિષયમાં મેં વિશેષ ખાત્રી મેળવવાનો ઝાઝો પ્રયત્ન કર્યો નહિ. કારણ કે આટલા પરથીજ એ ચીની ગ્રંથોના સંબંધમાં જે કાંઇ શંકા મારા મનમાં ઉપજી હતી તે નષ્ટ થઇ ગઇ હતી."

મેં પૂછ્યું—"ત્યારે તમે અમેરિકાથી પાછા ક્યારે આવ્યા?"

"તેજ હવે હું તમને કહેવા માંગું છું." પ્રતાપરાયે તરતજ જવાબ આપ્યો:—કદાચ આ બધું હું લંબાણથી કહું છું તેથી તમને જરા કંટાળો આવ્યો હશે. પરંતુ હું કેવા મક્કમ પાયા પર આધાર રાખીને મારો કાર્યક્રમ ઘડું તે જાણવા માટે તમને આ બધી વાત સમજાવવી મને જરૂરી લાગે છે."

મેં તરતજ જવાબ આપ્યો—"ના ના ના. મને કશો કંટાળો આવ્યો નથી. ઉલટું આ વાતોને લીધે મારી ઉત્સુકતા ઘણે અંશે જાગ્રત થઇ છે. હું આપની પદ્ધતિ સારી પેઠે સમજું છું. અને આ સંબંધમાં એકેએક બારીક વિગત જાણવા માટે હું આતુર છું."

"ત્યારે ઠીક. હવે તમે મારી સાથે નીચે આપણા રૂમમાં ચાલો. ત્યાં હું તમને ઘણુંજ ઉપયોગી અને ગુપ્ત લખાણ વંચાવીશ. બાકીનું જે જે તમારે વાંચવાનું છે તે હું તમને બતાવી દઈશ. કાલે સવારે હું પી. એ. કંપનીની ઓફીસમાં આપણે ત્રણ જણા તથા લોહાવાન ચોથો મળી ચાર જણાની સ્ટીમર ટિકિટ રીઝર્વ કરાવવા તથા બીજાં કેટલાંક જરૂરી કામે જવાનો છું. તે દરમ્યાન તમે એ બધું સાહિત્ય વાંચીને તૈયાર રહેજો......"

એમ બોલતાં બોલતાં પ્રતાપરાય ઉઠ્યા. તેમની સાથે હું પણ ઉઠ્યો. અમે અગાશીનો દાદર ઉતરી નીચે અમારી રૂમમાં આવ્યા. પ્રતાપરાયે રૂમનું બારણું અંદરથી બંધ કર્યું. હું ટેબલ આગળ એક ખુરશી પર બેઠો. પ્રતાપરાય પોતાના રૂમમાં જઈને ટ્રંક ઉઘાડી એક પોટલું કાઢી લાવ્યા. ટેબલ પર તે ખોલીને તેમાંથી તેમણે એક અત્યંત પુરાણો અને જર્જરિત થઈ ગયેલો ગ્રંથ કાઢ્યો.

એ ગ્રંથ જોતાંજ મારા મુખમાંથી એક આછો ઉદ્ગાર નીકળી પડ્યો અને મારે આખે શરીરે રોમાંચ થયો. વરસો ઉપર એ ગ્રંથ મેળવવાને અમે અનેક પ્રાણહર સંકટોનાં જોખમ ખેડ્યાં હતાં. એ ગ્રંથને ખાતર અમે નિર્જન ભયાનક અરણ્યમાં કોઈ પણ મનુષ્ય કે પ્રાણીના સાથ કે સહાય વિના કેટલુંયે રખડ્યા હતા. એ ગ્રંથને મેળવતાં અમારે હથેલીમાં માથું રાખી વિકરાળ પ્રાણીઓમાં અને તેથીયે વધુ વિકરાળ કિનાખોર સાધુડાઓમાં ઘુસીને અક્કલ બહેર મારી જાય એવી ખટપટો કરવી પડી હતી. * આજે ગ્રંથને ફરી વાર જોતાં મને એ બધા પ્રસંગો અને એ ભયાનક દશ્યો સાંભરી આવ્યાં.

પ્રતાપરાયે તરતજ મારી મનોદશા પારખીને કહ્યું—"બહાદુરભાઈ, આ ગ્રંથ તમે તો ઘણે વરસે જોવા પામો છો. એટલે એ પ્રાપ્ત કરતી વેળા આપણે જે સાહસ ખેડેલાં અને સંકટો અનુભવેલાં તે બધાં

---

* 'બ્રહ્માંડનો ભેદ'માં એ સર્વનું વર્ણન આપ્યું છે. કિ. રૂ. ૩॥

તમને અત્યારે સ્ફુરી આવતાં હશે. એ હું સમજી શકું છું. પરંતુ આજે આપણી પાસે એ સાહસને વિશે કડવી મીઠી વાતો કરીને રસ લેવાનો વખત નથી. એટલેજ હું તમને આ ગ્રંથમાંનો એક બહુજ ચમત્કારિક ભાગ ધ્યાનપૂર્વક વાંચવાની વિનંતિ કરું છું."

એમ કહીને તેમણે એ ગ્રંથનાં જર્જરિત થયેલાં પાનાં ઉથલાવ્યાં. અને એક ભાગ—જ્યાં એમણે નિશાની તરીકે રંગીન કાપલી ગોઠવી રાખી હતી તે—કાઢીને મારી આગળ મૂક્યો. હું જરા ગુંચવાયો. વચલા ગાળામાં ચાલ્ડીઝ ભાષાનો અભ્યાસ ચાલુ રહ્યો ન હોવાથી હું એ બધું વાંચી શકીશ કે નહિ, એવા વિચારે મને ક્ષોભ થયો. અને વળી આ તો અર્ધચીની અને અર્ધતિબેટી ભાષાના સંમિશ્રણ જેવું હતું. તથા કેટલાક શબ્દો ઉકેલવામાં મને મુશ્કેલી તો પડીજ. પરંતુ પ્રતાપરાય તો એ ભાષાના પાકા અભ્યાસી હતા. તેમની મદદથી જે કાંઈ વાક્યો હું ઉકેલી શક્યો તેનો અર્થ ગુજરાતીમાં નીચે પ્રમાણે થતો હતો:

> જગત જગતનાં જુદાં જુદાં તત્વજ્ઞાનની ઉત્પત્તિ પણ તે તે જગતની તે વેળાની મનોદશા ઉપર આધાર રાખે છે. સર્વ કોઈએ જગતની ઉત્પત્તિ કેવી રીતે થઈ તેનું સંશોધન કરવાને પ્રયત્ન કર્યો છે. પણ અમુક સીમા પર્યંત પહોંચીને ભિન્નભિન્ન વ્યક્તિઓના પ્રયાસો વિરામને પામ્યા છે. એનું કારણ એ નથી કે તેમના પ્રયાસોમાં ખામી હતી. પરંતુ જે માયાનાં આવરણ મનુષ્યની દૃષ્ટિને છાઈ દે છે તે જ્યારે ફેંકવામાં આવે ત્યારે તેનાથી શિલા અને સુવર્ણનો, રંગ અને સ્વાદનો, નર અને નારીનો અભેદ પામી શકાય છે......પૃથ્વીનાં પડની તળીએ જે જે ક્રિયા વિક્રિયા સતત ચાલી રહી

છે તેનું પણ ઓળખાણ ત્યારેજ થાય છે. પત્થરનાં રત્ન, રત્નની ધાતુઓ, ધાતુના પ્રવાહી પદાર્થો અને પ્રવાહી પદાર્થોનાં પ્રકાશ દ્રવ્યો—એ બધું એકમેકમાંથી કેવી રીતે બને છે અને પાછું વિલય થઈ જાય છે તેની સમજ ત્યારેજ થાય છે. કેટલાંક એવાં દ્રવ્યો પૃથ્વીના પડમાં થાય છે, કે તેના સ્પર્શ માત્રથી લોખંડનું સોનું બની જાય છે. આ વાત સામાન્ય મનુષ્યને ગળે એકાએક ઉતરે તેવી નથી. પરંતુ જેમની દૃષ્ટિ જ્ઞાન અને અનુભવે કરીને વિકસિત થએલાં છે તેઓ જરાક પોતાની આસપાસજ સૂક્ષ્મ દૃષ્ટિ રાખીને નિહાળે તો તેમને પોતાનેજ એવાં કંઇ કંઇ દૃશ્યો હાથ લાગ્યા વગર નહિ રહે...નૈઋત્ય કોણમાં જે મોટા ટાપુ પડેલા છે તેના એક ભાગમાં બે ઉંચા વિશાળ પહાડોની વચ્ચે કોઈક સ્થળે એવા પ્રકારનાં દ્રવ્યના મોટા જથ્થા પડેલા છે, એવી ભાળ લાગી છે. તેની વિગત અને તેટલી અંગે ભવિષ્યના કોઈ તત્વશોધકના લાભાર્થે અહીં ઉતારીએ છીએ. આજે એ પ્રદેશ કોલામ્બા—એ નામે ઓળખાય છે અને એ ઉંચા પહાડો કોમાડુ—એ નામે ઓળખાય છે. જે શબ્દનો અર્થ તે પ્રદેશની ભાષામાં મોતનો દરવાજો એવો થાય છે...તે શબ્દો કાળાન્તરે ફેરવાઈ જાય અને એ જગાઓનાં બીજાં નામ પડે તો ભુલથાપ ન થાય તે માટે અમે એનું વિગતવાર વર્ણન આપીએ છીએ.

જે બે પહાડો છે તેની વચ્ચે આશરે વીસ હજાર પગલાંનું અંતર છે. બંને પહાડોના ઘાટ શંકુ જેવા છે અને તે એક એકને એટલા બધા મળતા આવે છે કે ઘણી વાર માણસો તેના પરથી દિશાનિર્ણય કરવામાં

ભૂલથાપ ખાય છે. એ પહાડોની દક્ષિણ દિશાએ સેંકડો જોજનના વિસ્તારવાળું રેતીનું મેદાન છે. એ રેતીનું મેદાન ઓળંગીને કોઈ મનુષ્ય પ્રાણી પહાડ કને જઈ શકે તેમ નથી. આગળ કેટલીયે વાર માનવીઓના મોટા મોટા સંઘ એ રણને ઓળંગીને પેલે પાર શું છે તેમની તપાસ કરવાના ઉદ્દેશથી નીકળેલા. પરંતુ તેઓ ક્યાં ગયા અને તેમનું શું થયું તેનો કાંઈ પત્તો લાગ્યો નથી. તેઓ કદિ પોતાની જન્મભૂમિમાં આવવા પામ્યા નથી. આજકાલ એ રેતીના રણમાંથી કોઈ કોઈ વાર માણસોનાં હાડકાં, ખોપરી અને સડેલાં અંગો મળી આવે છે તે પરથી માલમ પડે છે કે એ સંઘનાં ટોળાં રાત્રિને વખતે વાવાઝોડું થતાં રેતીની અંદર દટાઈ ગયાં હોવાં જોઈએ. અને એમ થાય એ સ્વાભાવિક છે. એ અસીમ રણ-પ્રદેશમાં સેલુ અને કાસુ નામના બે રાક્ષસી વાયુ વાય છે. તે એવા તો પ્રબળ છે કે તેની સામે કોઈ પણ પ્રાણી ટકી શકે નહિ.

......વળી એ પહાડોની ઉત્તર દિશાએ કેટલીક ગુફાઓ છે. ઘણા કાળ પૂર્વે જ્યારે યુરોપના દક્ષિણ કિનારા પરના લોકો આફ્રિકા ખંડમાં ઉતર્યા હતા ત્યારે તેમાંથી એક ટોળી સંશોધન પ્રવાસ કરતી એ પહાડોની નજીક આવી પહોંચી હતી. વળી કેટલાંક માણસોએ ગુફામાં પ્રવેશ પણ કરેલો. એવી રીતે પ્રવેશ કરીને આવેલા એક સૈનિકના પગમાંનું કડું જે ત્રાંબાનું હતું તે નરદમ સોનાનું બની ગયેલું માલમ પડ્યું હતું. તે સોનાનું કેવી રીતે બની ગયું તે જાણવા એ ટોળીએ બહુ બહુ પ્રયત્નો કર્યા; તેઓ ફરી પાછા

એકએક ગુફામાં જઇ આવ્યા. ઠામઠામ પોતાનાં ઓજારો વગેરે ઘસી જોયાં; પરંતુ કાંઈ પત્તો લાગ્યો નહિ. અને ત્રાંબાનું સોનું બનાવી દે એવો પદાર્થ ક્યાં અને કેવો છે તે માલમ પડ્યું નહિ.

એ લોકો જ્યારે પાછા ફરીને પોતાના દેશમાં ગયા ત્યારે ત્યાં ત્રાંબાનું સોનું બનાવી દે એવા પારસ દ્રવ્યની વાત ઘણી ચર્ચાઈ. મોટા મોટા વિજ્ઞાનીઓએ તે સોનાનું કડું તપાસી જોયું. તેને કાપી જોયું તો અંદર પણ રજેરજ સોનું માલમ પડ્યું. આથી એ અદ્‌ભુત પારસ દ્રવ્યનો પત્તો મેળવવા માટે તેમના તરફથી ભારે પ્રયાસો કરવામાં આવ્યા......"



## પ્રકરણ ૮ મું.

### ડાયન તુસ્છી

આટલું વંચાવ્યા બાદ પ્રતાપરાયે મને કહ્યું—" આ પછી આગળ આ ગ્રંથમાં ડીન તુસ્છી નામનો ઈટાલીયન શોધક પોતાની સાથે જબરદસ્ત કાફલો લઈને આ પારસ દ્રવ્યની શોધમાં કેવી રીતે નીકળી પડ્યો હતો તેનો બધો હેવાલ આપેલો છે. એ હેવાલ ઘણો લાંબો છે તેથી તમે તે કાલે નિરાંતે વાંચી લેજો. અત્યારે તો હું તમને એ કિસ્સા બાબત ઈટાલીના વૈજ્ઞાનિક ઈતિહાસમાં જે કાંઈ આપ્યું છે તે વંચાવી ખાત્રી કરાવીશ."

એમ કહી પ્રતાપરાયે પોતાની ટ્રંક ખોલીને તેમાંથી એક જાડું દળદાર પુસ્તક કાઢ્યું. ફર્સ્ટ ક્લાસ, અપ-ટુ-ડેટ બાઇન્ડીંગ અને સોનેરી

નામ તથા ચિતરામણને લીધે ઝગઝગાટ મારતું એ પુસ્તક જાણે કોઈ ઈંગ્લીશ પુસ્તકવિક્રેતાની દુકાનમાંથી તાજુંજ આવેલું દેખાતું હતું. મેં પહેલું પાનું ઉઘાડી જોયું તો ખુદ ઈટાલીની એક પેઢીના નામનો સિક્કો મારેલો હતો.

એ ચોપડીનાં કેટલાંક પાનાં ફેરવીને પ્રતાપરાયે મને એક પેરેગ્રાફ વંચાવ્યો. તેમાં લખેલું હતું કે “ × × રાજાના વખતમાં ડાયન ટુક્કી નામનો મોટો પંડિત થઈ ગયો. લગભગ ૧૨૫૦ ની સાલના અરસામાં તેણે મોટા કાફલા સાથે દક્ષિણ સમુદ્રની જંગી મુસાફરી કરી હતી. તે શા માટે કરી હતી તેનો ચોક્કસ પુરાવો મળી શકતો નથી. પણ રાજા × × એ તેને ઘણીજ સારી મદદ આપી હતી એમ માલમ પડે છે........”

“જોયું સાહેબ?” પ્રતાપરાય ઉપલો પેરો વાંચી રહ્યા પછી મારી સામે જોઈ બોલ્યા—“જોયું સાહેબ, જે વાત આ ખુદ ઈટાલી દેશનો ઇતિહાસકાર મહા પ્રયત્ન અને સંશોધનને અંતે પણ જાણી શક્યો નથી તે વાત એ તિબેટના પહાડોમાં ભરાઈ બેઠેલા સંન્યાસીઓએ આ પુરાણા ગ્રંથમાં લખી છે. એ ઉપરથીજ તમે એ લોકોની અદ્ભુત શક્તિની કલ્પના કરી શકશો. બીજું, હવે આ જુઓ.”

એમ કહીને તેમણે પોતાના ભાઈ ગુમાનનો એક પત્ર મારા હાથમાં મૂક્યો અને કહ્યું—“ગુમાને મારા ઉપર ઘણા કાગળો લખ્યા છે તે બધા વાંચવા જેવા છે. છેલ્લા આઠ નવ મહિનાના કાગળોમાં તો એણે દરેક દરેક કાગળમાં ટોમારૂના અદ્ભુત પહાડો વિશે કાંઈ ને કાંઈ લખેલું છે. એક જેમાં તો એ મને પૂછાવે છે કે ટોમારૂ પહાડમાં કોઈક જગાએ પારસ દ્રવ્યનો જથ્થો હોય એમ લાગે છે; તો તે શોધવા હું જાઉં કે નહિ? જાણે કે લોખંડનો સ્પર્શ કરતાંજ તેનું સોનું બનાવી દે એવો પદાર્થ જગતમાં હોઈ શકે ખરો? તમે આ બાબતમાં વધારે અભ્યાસ કરેલો છે અને વિજ્ઞાનની ઘણી ઘણી વાતો

સમજો છો. માટે મને આ બાબત ખુલાસો આપજો. વળી એકમાં લખે છે કે પૂર્વ તરફ લોંગાડાના રાજ્યમાં વસતી પ્રજા કોમોરૂકુના પહાડોને ધનસંપત્તિના દેવ તરીકે માને છે અને ઘણા તો તેની બાધા પણ રાખે છે. વળી એક કાગળમાં લખે છે કે કોમોરૂકૂના પહાડો તો કોમોરૂ નામની ભયાનક રાક્ષસીના સ્તન રૂપ છે. દક્ષિણની કુકવાના જાતિમાં એવીજ માન્યતા છે કે સમુદ્રમાં ફરતાં બધાં વહાણોમાંની સંપત્તિ ઉપાડી લાવી એ રાક્ષસી અહીં પડી પડી તે બધું વાગોળે છે. કેટલાક લોકો તો એ રાક્ષસીની વરસમાં અમુક દિવસે ઘરમાં સ્થાપના કરી પૂજા કરે છે અને તેને માસમદિરાનાં નૈવેદ ધરાવે છે. એટલુંજ નહિ પણ તેની ઉઠાંતરી કરતી વખતે એક લોખંડની અને એક સોનાની વીંટી પોતાના પુરોહિતને દાનમાં આપે છે.

આ બધા પરથી પણ એવું માલૂમ પડે છે કે આ પહાડોની અંદર કોઈક જગાએ પારસદ્રવ્ય હોવું જ જોઈએ. ગુમાનનો છેલ્લો એક કાગળ તો બહુજ વાંચવા લાયક છે. તે તમે આખો વાંચી જોજો. એ કાગળ મળ્યાને લગભગ દોઢ વરસ થયું છે. ત્યાર પછી બીજો કાગળ મળ્યો નથી. તેમજ એનું શું થયું તે પણ માલૂમ પડયું નથી. જો એણે આ સાહસપ્રવાસે ઉપડતાં પહેલાં મારી સલાહ લીધી હોત તો મેં એને એવું કરતાં વાર્યો હોત. કદાચ મેં એને એમ પણ લખ્યું હોત કે તું એકલો નહિ જતો, આપણે બે સાથે જઈશું. જો કે ગુમાનની સાથે કોઈ પણ સાહસયાત્રામાં ઝંપલાવવાનું હું પસંદ કરતો નથી. ગુમાન હોંશિયાર છે, ખંતીલો છે, પણ ઉતાવળો બહુ. એની ઉતાવળને લીધેજ આ સાહસયાત્રામાં એ નિષ્ફળ ગયો લાગે છે. જે માણસને એણે પોતાના સાથી તરીકે લીધો હતો તે પણ એના જેવો જ ઉતાવળીઓ અને અવિચારી હોવો જોઈએ. બંનેનું શું થયું તે કાંઈ સમજ પડતી નથી.''

એટલું કહીને પ્રતાપરાયે કેટલાક કાગળોનો થોકડો મારા હાથમાં

આપ્યો. એક ત્રીજું પુસ્તક પણ આપ્યું. તે કોઈક અમેરિકન પ્રવાસીએ લખેલું હતું. તેમાં ઇટાલીયન શોધક ડાયન તુચ્છીના કાફલા વિશે તેમજ તેમની યાત્રા વિશેનો વિગતવાર હેવાલ હતો. પ્રતાપરાયે એ બધું મને અવકાશે વાંચી લેવાનું કહ્યું.

તે બધા કાગળો, પુસ્તકો સંભાળી લઈને મેં પૂછ્યું–"વારૂ, પણ ડાકટર સાહેબ, આ બુઢ્ઢા ચાચા કોણ છે અને તેમની આપણા પ્રવાસમાં શી જરૂર છે? તે તો તમે કહ્યુંજ નહિ."

પ્રતાપરાય તરતજ બોલી ઉઠ્યા–"હા, એ તો હું વિસરીજ ગયો. એ બુઢ્ઢાચાચાએ જીંદગીનો મોટો ભાગ આફ્રિકામાં કાઢેલો છે. શરૂઆતમાં એ કોઈ હાથીદાંતના વેપારીને ત્યાં નોકરીએ હતો, અને જાતે જંગલમાં હાથીઓ મારવા જતો હતો. ત્યાર બાદ એણે પોતાને માથે હાથીમારનો વેપાર કરવા માંડ્યો. હું એને ઓળખું તો શાનો? પણ ગુમાનના કાગળોમાં એને વિશે લખાણ છે; તે તમારા વાંચવામાં આવશેજ. ગુમાન અને આ ડાસો બંને એક ધંધામાં હોવાથી કેટલીક વાર ભેગા થયા હતા. એક વાર તો બંનેએ ભાગમાં વેપાર કર્યો હતો અને આઠ દહાડામાં દશહજાર રૂપીઆ કમાયા હતા. ગુમાને પોતાની ઘણી વાતો એ ડોસાને કહી હોય એમ લાગે છે. જ્યારે ગુમાન ગુમ થયો ત્યારે મેં આ ડોસા વિશે તપાસ કરી, તો મને માલુમ પડ્યું કે એ તો હાથીમારનો ધંધો બંધ કરી આફ્રિકા છોડી મુંબાઈ ચાલ્યો આવ્યો છે. મુંબાઈમાં એને શોધી કહાડતાં મને એટલી બધી મુશ્કેલી પડી છે કે તેનું બરોબર વર્ણન કરવા બેસું તો એક મોટું પુસ્તક ભરાય......"

મેં પૂછ્યું–"ચાચાએ ગુમાનનો કાંઈ પત્તો આપ્યો ખરો કે?"

"ચોક્કસ પત્તો તો નહિ. પરંતુ કેટલીક વિગતો બહુજ ભરોસા લાયક આપી છે. મુસાફરીએ નીકળી પડવા માટે ગુમાને જે બળદ અને ગાડાં ખરીદેલાં તે એમનીજ મારફતે. એ ગાડાં, બળદ

પાછળથી સુલીવા નગરમાં વેચી નાંખ્યા હોવા જોઇએ એમ લાગે છે. બનુચાચાએ એજ ગાડાં, બળદ એક ફ્રેંચ વેપારીના કબજામાં જોયાં હતાં. ગુમાને તે વેચી નાંખ્યા હોય એ સ્વાભાવિક છે સુલીવા નગર મૂકયા પછી એવો રસ્તો શરૂ થાય છે કે તેમાં ગાડી બળદ કે ઘોડા કશું ચાલી શકેજ નહિ. ગુમાન અને તેનો સાથી એ રસ્તે પગે ચાલીને ગયા હોવા જોઇએ."

"આ પારસદ્રવ્ય બાબતમાં બનુચાચા કાંઈ જાણે છે ખરા કે? એમનો શું અભિપ્રાય છે?" મેં પૂછયું.

"બનુચાચા કાંઇક જાણે છે તો ખરાજ. પણ એમની વાતોમાં કંઇક ફેર છે. એમનું એમ કહેવું છે કે કામોરૂકુ પહાડની પેલી મેર સુલીવાનનો રસ્તો છે. એ રસ્તો ઘણા વખત પૂર્વે કોઇ મહાન રાજાએ બંધાવેલો. તે રસ્તો બહુજ લાંબો, પાકો અને મજબૂત છે. આટલા બધા જમાના થયા છતાં તે રસ્તા પરથી એક પત્થરો પણ ઉખડ્યો નથી એમ મનાય છે. પરંતુ કોઈ જીવતું માણસ એ રસ્તા પર જઈ આવ્યું નથી, કે કોઇએ તે જોયો પણ નથી. આ દક્ષિણનું વિશાળ રણ ઓળંગી કામોરૂકુના પહાડ પર ચઢી ઉતરે ત્યારેજ તે રસ્તા પર જવાય ને?"

મેં કહ્યું–'સુલીવાન રાજા તે કદાચ અરબસ્તાની દંતકથા-ઓમાં સુલેમાન રાજાની વાત આવે છે તે તો ન હોય?"

"તેજ હોય એવું ખાત્રીથી કહી શકાતું નથી. તે હોય પણ ખરો અને ન પણ હોય. કારણ કે અરબસ્તાનના સુલેમાનની પેઠે બાઇબલમાં સોલોમન રાજાની વાત આવે છે. એ રાજાએ દક્ષિણની મુસાફરી કર્યાનો અને એક મોટો રસ્તો બંધાવ્યાનો ઉલ્લેખ છે. તેજ પ્રમાણે આપણા સંસ્કૃત સાહિત્યમાં શાલીવાન કે શાલિવાહન રાજાની વાત આવે છે. એના ચરિત્રમાં પણ એક મોટો ધોરી રસ્તો પશ્ચિમના ટાપુમાં બંધાવ્યાની વાત આવે છે. એટલે આ બધામાંથી કોની

વાત સાચી માનવી તે કાંઈ સમજાતું નથી. ગમે તેમ પણ કામોરૂકુ પહાડની પેલી મેર એક મોટો ધોરી રસ્તો છે. અને તે રસ્તાનો જ્યાં અંત આવે છે ત્યાં રત્ન ખજાનાની ખાણો છે. એટલી બાબતનો પુરાવો ઘણી જગાએથી મળી આવે છે. આજે તો ઘણું મોડું થયું છે માટે તમે સૂઇ જાઓ. કાલે હું તમને એક નકશો અને ચર્મલેખ બતાવીશ. તે જોઇને તમે ખરેખર અજાયબીમાં ગરકાવ થઈ જશો."

એમ કહીને પ્રતાપરાયે તે રાતનો વાર્તાલાપ બંધ કર્યો. પોતે પોતાના રૂમમાં ગયા. અને હું મને સોંપેલાં કાગળીઆં લઇને મારી ઓરડીમાં ગયો. કાગળોને સંભાળપૂર્વક ટેબલના ખાનામાં મૂકીને હું મારા કોચ પર પડ્યો.

તે વેળા જોડેની ઓરડીમાંથી બનુચાચાનાં નસ્કોરાંનો ઘુઘવાટ સંભળાતો હતો.

---

## પ્રકરણ ૯ મું.

## ઝપાટાબેર તૈયારીઓ

બીજે દિવસે સવારે હું મોડો ઉઠયો. પ્રતાપરાયની ઓરડીમાં જેયું તો તે ખાલી. દિવાનખાનામાં બનુચાચા પાનનો ડુચુરો મોંમાં ઘાલી ચાવતા બેઠા હતા. મેં તેમને પ્રતાપરાય વિશે પૂછ્યું.

"કોણ જાણે ક્યાં છે તે? સવારે ઉઠીને જોયું તો ડાકટર સાહેબ ન મળે. લાહોવાન કહે છે કે મળસ્કે ઉઠીને કોઇ સાહેબને મળવા ગયા છે." ચાચાએ જવાબ આપ્યો.

"ત્યારે શું લાહોવાન આવી પહોંચ્યો?" મેં ઉત્સુકતાથી પૂછ્યું.

"હા."

"ક્યાં છે તે?"

"નીચે મેનેજરને સ્હાદૂધનો ઓર્ડર આપવા ગયો છે." ચાચાએ કહ્યું.

મેં મ્હોં ધોઇ નાખ્યું. થોડી વારે લાહોવાન આવી પહોંચ્યો. તેને પૂછ્યું—"તું ક્યારે આવ્યો ?"

"રાતના ત્રણ વાગે."

"મારી ચિઠ્ઠી બરાબર પહોંચાડી દીધી ?"

"હાજી." એમ કહી લાહોવાને જે માણસને ચિઠ્ઠી આપી હતી તેનું કેટલુંક વર્ણન આપ્યું. તે ઉપરથી હું સમજી ગયો કે તેણે અચૂક મારા મોદીનેજ ચિઠ્ઠી આપી હતી.

બે મિનિટમાં અમારે માટે ચ્હા-કાફી દૂધ વગેરે આવી પહોંચ્યાં. તેને ઇન્સાફ આપવા હું અને ડોસા સામસામા ટેબલ પર બેઠા. ડોસાએ વાત ઉપાડી અને બ્રહ્માંડના ભેદના પ્રવાસ વિશે મને પ્રશ્નો પૂછવા માંડ્યા. મેં જેટલું છુપાવવાની જરૂર હતી તેટલું છુપાવીને બાકીની હકિકત ટુંકમાં કહી. પછી મેં પણ સવાલો પૂછીને ચાચાની ઝડતી લીધી. થોડી વારમાં અમે પરસ્પર ઠીક દોસ્તી ઝમાવી.

એટલામાં પ્રતાપરાય આવી પહોંચ્યા. નવો કડકડતો કોટપાટ-લુનનો સૂટ અને માથે ભપકાદાર હેટ પહેરેલી. રીસ્ટવોચ, ચશ્મા વગેરે પહેરીને અપટુડેટ દેખાવ ઝમાવેલો. દિવાનખાનામાં પ્રવેશ કરી ખીંટી પર હેટ ભેરવતાં તે બોલ્યાઃ—"હલ્લો મિસ્ટર બહાદુરસિંહ, આપણું કામ ફતેહ!"

હું કાંઇ સમજ્યો નહિ. મેં પ્રતાપરાયના મ્હોં સામે ઉત્સુકતાથી જોયા કર્યું. એ કપડાં ઉતારી ટેબલ પાસે આવી ખુરશી પર બેઠા. લાહોવાને તેમને માટે ચ્હા કાઢી આપી. તેનો એક ઘુંટડો ભર્યા પછી બનુચાચાની તરફ જોઇને બોલ્યા—"ચાચા, અત્યારે હું બે મોટાં કામો સફળતાથી પાર ઉતારી આવ્યો છું."

"શું શું ?" ચાચાએ પૂછ્યું.

"જુઓ, પહેલું તો આપણા ત્રણ જણને માટે બન્દુકનાં લાયસન્સ મેળવી લીધાં છે..."

"હેં, ખરેખર ?"

"હા. તેને માટે હું ખુદ કમિશ્નર સાહેબનેજ મળી આવ્યો છું અને આજે બપોર પહેલાં યોગ્ય અધિકારીના સહીસિક્કાવાળા પરવાના તેમજ ત્રણ ફર્સ્ટ કલાસ રાઈફલો આપણે અહીં આવી જશે."

"તમે તો બહુ જબરા દેખાઓ છો." ડોસાએ કહ્યું.

"કેમ ?"

"અરે, બીજાને તો બંદુકનો કે એક નાનીસરખી પટાકડી પિસ્તોલનો પણ પરવાનો જોઇએ તો નવનેજાં પાણી ઉતરે છે; કેટલી ખુશામત ને કેટલી લાગવગ ચલાવવી પડે છે; ને તમે તો—"

"મારૂં બધું કામજ એવું છે." પ્રતાપરાયે જવાબ આપ્યો— "બહાદુરભાઈ તે બહુ સારી રીતે જાણે છે."

મેં હસીને આ ઉક્તિને અનુમોદન આપ્યું. અને પછી પૂછ્યું— "વારૂ, બીજું શું કામ કરી આવ્યા ?"

"આપણા ત્રણ જણને માટે પી. ઓ. કંપનીની સ્ટીમરમાં કેબીનો રીઝર્વ કરાવી આવ્યો. એ સ્ટીમર આજેજ બપોરે ઉપડે છે. તે પહેલાં આપણે બધી તૈયાર કરીને તત્પર થઇ જવું જોઇએ. ખરૂં જોતાં તો આજની સ્ટીમરમાં આપણે માટે જગાજ ન હતી. પણ આ તો ખુદ તેના સાહેબ મેનેજરને બંગલે મળી બંદોબસ્ત કરાવ્યો છે. તેણે બીજા મુસાફરોને ખસેડીને આપણને ત્રણ જણને જોડાજોડ કેબીનો મળે એવી વ્યવસ્થા કરાવી દીધી છે."

એમ કહીને તેમણે એ કામ કેટલી બધી મુસ્કેલીથી પાર પડયું અને શી શી યુક્તિઓ કરવી પડી તેનો બહુજ રમુજી અને રસિક ચિતાર આપ્યો.

* * * *

પછીના ત્રણ કલાક કેવી ધમાલમાં ગયા તેનો વિગતવાર હેવાલ આપતાં બહુજ લંબાણ થઇ જાય તેથી જવા દઉં છું. પા કલાકમાં અમે નહાઈ ધોઇને તૈયાર થઇ ગયા. પછી પ્રતાપરાય અમને બંને

જણને મોટરમાં બેસાડીને વ્હાઈટ વે કંપનીમાં કપડાંની ખરીદી માટે લઇ ગયા. ત્યાં અમે મુસાફરીને માટે જરૂરી સુતરાઉ તેમજ ગરમ કપડાં ખરીદ્યાં તથા ખાનપાનનો બીજો બંદોબસ્ત કરી દીધો. અગીઆરેક વાગે હોટલમાં જમી કરીને હોટલવાળાનું બીલ ચૂકવી અમે જઈ પહોંચ્યા.

અમારો સામાન તો અમારી પહેલાંજ ત્યાં જઇને ખડકાયો હતો. લાહોવાને આગળથી જઇને બધી સોઈ કરાવી દીધી હતી. તે એટલે સુધી કે અમારા દરેક જણની કેબીનમાં સૂવાને માટે પથારીઓ પણ પાથરેલી તૈયાર હતી. અમે સવારે ખૂબ રખડ્યા હતા અને પછી તરતજ જમ્યા હતા. એટલે થાક તેમજ ભોજનનું ઘેન અમને ત્રણેને ચડવા લાગ્યું હતું. સ્ટીમરના કપ્તાન સાથે થોડીક ઓળખાણ પીછાનની વાતચિત કરીને અમે સીધા પોતપોતાની કેબીનમાં જઇને ઉંઘવા પડ્યા.

ત્રણેક વાગે જાગ્રત થયા ત્યારે બહાર નીકળી જોયું તો સ્ટીમર ભર દરિયામાં ખુચખુચ કરતી સપાટાબંધ માર્ગ કાપી રહી હતી. આસપાસ ચોમેર જ્યાં જૂઓ ત્યાં પાણી સિવાય બીજું કાંઇ દેખાતું ન હતું. ચ્હાપાણી લઇને સ્ફૂર્તિ આવતાં અમે ડેક પર જઇને બીજા મુસાફરો સાથે વાતચિત કરવા બેઠા.

વાંચનાર, અમારા સ્ટીમર પ્રવાસનો લાંબોલચક હેવાલ લખીને હું તને કંટાળો આપવા નથી માંગતો, કારણ કે એક બે મહત્વના પ્રસંગો સિવાય નોંધવા લાયક બીજું કશું તે દરમ્યાન બન્યું નથી. એટલે એ પ્રસંગોનો ઉલ્લેખ કરીને હું સીધો પ્રવાસના અંત પર પહોંચી જઇશ.



# પ્રકરણ ૧૦ મું.

## ડોમોરફૂએ લીધેલા ભોગ

તે રાત્રે વાળુ કરીને અમારી ખાનગી કેબીનમાં અમે ત્રણ જણા વાતો કરતા બેઠા. જમતી વેળા પ્રતાપરાયે સ્ટીમરના મુગલાઈ રસોડામાંથી થોડોક દારૂ મગાવીને બનુચાચાને પીવા આપ્યો હતો. તેથી ડોસાની આંખો લાલચોળ થયેલી દેખાતી હતી.

વાળુની પહેલાં મને કાંઈક અવકાશ મળ્યો હતો તે દરમ્યાન મેં મારી કેબીનમાં આવી પ્રતાપરાયે સોંપેલા કાગળીઆ મોટે ભાગે વાંચી નાંખ્યા હતા. એનો ઉલ્લેખ કરવાની કાંઈ અગત્ય નથી.

કેટલીક આડીતેડી વાતચિત ચાલ્યા પછી પ્રતાપરાયે બનુચાચાને પૂછ્યું–"ચાચા, તમે મને એમ કહેલું કે બામાન્ગા ગામે તમે મારા ભાઈના પ્રવાસ વિશે કાંઈક સાંભળેલું; તે શું ? તમે પાછળથી મને કહેવાનું કહ્યું હતું તે અત્યારે કહો. બહાદુરભાઈ પણ સાંભળશે."

મારા નામનો ઉચ્ચાર થતાંજ મેં કાનને સતેજ કરીને જાગૃતિ આણી. પ્રતાપરાયની આ પોલીસીથી હું સારી રીતે માહિતગાર હતો. મેં ધ્યાન દઈ સાંભળવા માંડયું:

બનુચાચાએ ખોંખારો કરીને બોલવા માંડયું:—

"હા, મેં તે પાછળથી કહેવાનું કબૂલ કરેલું તે મને યાદ છે. તમારો ગુમાન તો ભાઈ તોબા ! યા અલ્લાહ ! એને વિશે મેં જે કાંઈ સાંભળેલું તે આજદિન સુધીમાં બીજા કોઈને મેં કહ્યું નથી. પ્રતાપરાયજી, એ તમારો ભાઈ તો સુલેમાની ખાણ તરફ જવા નીકળેલો, સુલેમાની ખાણ તરફ."

"એ ખાણ કયાં આવી તે તમે જાણો છો ?" પ્રતાપરાયે પૂછ્યું.

"કયાં આવી ને કયાં ગઈ તે તો મારી જાણે બલારાત." ડોસો દારૂનું ઘેન વાગોળતો હોય તેમ ચાવતો ચાવતો બોલ્યો–"પણ

એ ખાણો ક્યાં હશે? તે હું સાંભળેલી વાતો પરથી કહી શકું ખરો. અરે, હા, એક વાર તો હું એ પહાડ દેખાય એટલો બધો પાસે પણ પહોંચી ગયેલો..........."

"કયો પહાડ?"

"ડોમોરૂકુનો વળી. તમને ખબર નથી? એના બે પહાડ છે. એક ડાબો ને બીજો જમણો. હું એ જમણા પહાડ પાસે પહોંચેલો. પણ પાસે પહોંચેલો એટલે શું? પાસે એટલે તેનાથી એકસો ને ત્રીશ માઇલ દૂર હતો. પહાડ નજરે પડતો હતો એટલુંજ માત્ર. કોઈ પરદેશી માણસ એ પહાડ કને જઇ શક્યો હોય એવું સાંભળવામાં આવ્યું નથી. હા. એક જણ આવેલો ખરો. પણ તેનીયે અજબ જેવી વાત છે."

"તે વાતજ અમારે સાંભળવી છે." પ્રતાપરાયે કહ્યું:—"તમે એક વાર તો મને અડધીપડધી કહી છે, પરંતુ આ બહાદુરભાઇને પણ સમજ પડે તેવી રીતે આખી વાત ફરીને કહો."

"વારૂ." ડોસાએ તપખીરનો એક સબડકો તાણીને કહ્યું—"બહાદુરભાઇ, તમે એટલું તો જાણતા હશો કે હાથીમારનો ધંધો બહુ કપરો ને જોખમભરેલો છે........"

"હા. અલબત્ત," મેં ટહુકો પૂર્યો:—"જંગલમાં જઇને આવડાં મોટાં પ્રાણી મારીને તેના દાંત પાડી લાવવા એ કાંઇ સહેલું કામ હોયજ નહિ."

"અને અમે લોકો બહુજ તીખા ને બરછટ માણસ. અમારા ધંધાને લીધે અમારે તેવા થવુંજ પડે છે. અમે આફ્રિકાના કાફર લોકો સાથે ભળાઇએ ખરા, પણ તે વધારે પડતા નહિ. અમે એમની રહેવાની ને ખાવાપીવાની રીતો સમજીએ. પણ કોઇ કોઇ પરદેશી માણસ આફ્રિકામાં આવીને ત્યાંની જંગલી જાતોનો અભ્યાસ કરવા પણ મંડી પડે છે હોં."

મેં ડોકું ધુણાવ્યું.

"એવો એક પરદેશી અભ્યાસક મને ત્રીશ વરસ પર મળ્યો હતો. એનું નામ આયવેન. એણેજ મને પહેલવહેલી સુલેમાની ખાણની વાત કરેલી. એ માણસ તો પછી બીજેજ વરસે કોણ જાણે શું કરતાં મરણ પામ્યો. કહે છે કે એક જંગલી ભેંસે એના પેટમાં શીંગડું ભરાવી દીધેલું. હશે. એ તો મૂઓ તે મૂઓ."

"પછી ?"

"એના મૂઆ પછી વીશેક વરસે એટલે આજથી લગભગ દશ વરસ પર મેં એ સુલેમાની ખાણ બાબતમાં ઘણી ચોક્કસ વાતો સાંભળી. અને તે કોની પાસેથી સાંભળી તે જાણો છો? હું તો માનિકાના પ્રદેશમાં જોસંડા નામના કસ્બામાં ગયો હતો. એ પ્રદેશ એટલો બધો ઉજ્જડ છે કે આપણા જેવાને તો કશુંજ ખાવાનું નહિ મળે. હુંયે ત્યાં ભૂખે મરી જાત પણ મેં તો મારો એક હાફકોટ કોઈ કાળીપરજને આપીને તેની પાસેથી એક જંગલી સસલું લીધું હતું. તે સસલું મેં ત્રણ દિવસ સુધી રાંધી ખાધું !"

"એમએમ ?" મેં આશ્ચર્યથી પૂછ્યું.

"હાજી." ચાચાએ આગળ ચલાવ્યું:—"હું તો ત્યાં માંદો પડ્યો હતો. મને લગભગ ૧૦૪ ડીગ્રી જેટલો તાવ આવ્યો હશે. એ તો એ કાળીપરજની દવાઓથીજ હું જેમ તેમ સારો થયેલો...એક દિવસ એક પોર્ટુગીઝ અચાનક મારા તંબુ પર આવી ચઢ્યો. તેનું નામ જોસફ ડુચ્છી હતું. તેની સાથે એક નોકર હતો. તે વટલેલ અથવા હાફકાસ્ટ જેવો લાગતો હતો. સામાન્ય રીતે હું પોર્ચુગીઝ લોકોનો બહુ વિશ્વાસ કરતો નથી. કારણ કે એ લોકોનો મને બહુજ કડવો અનુભવ થયેલો છે. છતાં આ મિસ્ટર જોસફે મારા બહુજ કાલાવાલા કરીને એક રાત મારી સાથે તંબુમાં રહેવાની માંગણી કરી; તે મેં દયા લાવીને સ્વીકારી. રાત્રે બંને જણા તંબુમાં સૂતા.

તેઓ પોતાની ભાષામાં ગુસપુસ વાતચિત કરી રહ્યા હતા. પણ મને તે ભાષાનું બરાબર જ્ઞાન ન હોવાથી હું તે સમજી શક્યો નહિ."

"પછી ?"

"બીજે દિવસે સવારે તેઓ પ્રવાસે નીકળતા હોવાથી તેઓ મને રામરામ કરવા લાગ્યા. હું સગડી પાસે તાપતો બેઠો હતો. મેં તેમને જવાબમાં ઠંડે કલેજે 'આવજો' એમ કહ્યું. મને શું ખબર કે તેઓ કેવી મુસાફરીએ ઉપડવાના હશે ?"

"પછી ?"

"મિ. જોસફે જતાં જતાં મને કહ્યું, 'સાહેબજી. હવે ફરી આપણે મળીશું ત્યારે હું જીવતો હોઇશ તો દુનિયામાં સૌથી ધનવાન માણસ બનેલો હઇશ. તે વેળા હું તમારો ઉપકાર ભૂલીશ નહિ. હો.' એમ કહી તે ચાલ્યો ગયો. મેં ધાર્યું, આવી તો લાપશી પીરસતાં સૌ કોઇને આવડે. જ્યારે લક્ષ્મી આવે છે ત્યારે માણસ પોતાના જૂના ઓળખીતાઓને સંભારતો યે નથી. હશે, મેં થોડું જ બદલો પામવા ખાતર તેને ઉતારો આપ્યો હતો ?"

"નહિ સ્તો. પછી ?"

"તેમના ગયા પછી એક અઠવાડિયું વીતી ગયું. મારી તબીયત કાંઇક સુધરી અને મેં ત્યાંથી મુકામ ઉપાડવાનો વિચાર કર્યો. એવામાં એક સાંજે હું તંબુની બહાર ખુરશી નાંખી બેઠો હતો. તે વેળા દૂરથી કોઇક આકૃતિ મારા તરફ આવતી દેખાઇ. અંધારૂં થયું હતું. સ્પષ્ટ દેખાતું ન હતું. છતાં જે માણસ આવતું દેખાયું તે દેશી નહિ પણ પરદેશી છે એમ સહેજ માલમ પડ્યું. કારણ કે તેનાં કોટ પાટલૂન ને હેટનો આકાર તો ચોક્ખો દીસી આવતો હતો.

"તે પહેલવહેલો મારી નજરે પડ્યો. ત્યારે મારા તંબુથી ત્રણસોક વારના અંતર પર હશે. તે મારા તરફજ આવતો હતો એ તો સ્પષ્ટ હતું. કારણ કે આસપાસ ઘણી જગામાં બીજી કોઇ વસ્તીજ ન હતી. હું

ખુરશીમાં બેઠા બેઠા તેની વાટ જોવા લાગ્યો. દશેક મિનિટ થઇ છતાં તે તંબુ પાસે આવી પહોંચ્યો નહિ ત્યારે મને નવાઈ લાગી. એટલામાં મેં એક અવાજ સાંભળ્યો. ચમકીને જોઉં છું તો તે માણસ મારાથી પચાસેક વારને અંતરે જમીન પર પોટલું થઇને પડ્યો હતો. તેણે દુઃખની એક કારમી રાડ નાંખી તે મેં સાંભળી.

"મેં તરતજ મારા હાથ નીચેના માણસને કહ્યું—'અલ્યાઓ, જૂઓ તો ખરા, પેલું કોણ પડી ગયું ? એને ઉંચકી લાવો.' થોડી વારમાં મારા નિમકહલાલ ઝુલુ નોકરો તે મુડદાલ શરીરને ઉંચકી લાવ્યા. મારી ખુરશી પાસે રેતી પર મૂકીને તે આઘા ખસ્યા. મેં ઉઠીને તેનું મોઢું જોયું ત્યારે તે કોણ માલૂમ પડયું ? તમે શું ધારો છો ?"

"જેમ્સ ડુક્કી કે ?" મેં પૂછ્યું.

"અલબત્ત તેજ. બીજું કોણ હોય ?" ચાચા બોલ્યા—"હું સાચું કહું છુ બહાદુરભાઇ, કે મારી જગાએ બીજો કોઇ હોત તો તેને નહિજ ઓળખી શકયો હોત. મેં પણ નહોતું ધાર્યું કે આઠ દિવસમાં એ આટલો બધો બદલાઇ જશે. ખરેખર, એ સૂકાઇને હાડપિંજર જેવોજ બની ગયો હતો. આંખોમાં ઉંડા ખાડા પડી ગયા હતા. ડાચાં બેસી જવાથી વિકરાળ દેખાવ લાગતો હતો. ચામડીનો રંગ પીળો ને ફીક્કો પડી ગયો હતો. તે ધમણની માફક હાંફતો હતો.

"હાંફતાં હાંફતાંજ તે ભાંગીતૂટી અંગ્રેજી ભાષામાં બોલ્યો—'પાણી, પાણી. પાણી દો. ઇસુને ખાતર પાણી આપો. મને...મરતો... બચાવો.' મેં તરતજ પાણી મંગાવી પાયું. પીતાં પીતાં એની જીભ ખેંચાતી હતી. પછી એક ટુકડો રોટલો મંગાવી આપ્યો તે જાણે ઘણા મહિનાનો ભૂખાળવો હોય તેમ બટક બટક ખાઇ ગયો. પાછું પાણી પીધું. એના ચ્હેનચાળા જોઇનેજ મને શંકા થઇ કે આ માણસ વધુ જીવશે કે કેમ ?" ને મારી શંકા ખરી પડી. મરતા માણસને છેલ્લી વેળાએ જે ક્ષુધાની અગ્નિજ્વાળા ઉઠે છે તે એના શરીરમાં ઉઠી હતી.

થોડી વાર પછી મેં હાથ મૂકી જોયું તો શરીર ધગધગી રહ્યું હતું. પાંચેક ડીગ્રી તાવ હશે. વેદનાને લીધે વારે વારે તે ઉંહું ઉંહું કર્યા કરતો હતો.

"એવીજ દશામાં તે આખી રાત પડી રહેતે. પરંતુ રાત વધતી જતી હોવાથી મેં તેને તંબુમાં લીધો. અને એક ગોદડી ઉપર બને તેટલા આરામથી સૂવાડ્યો. બહુ મોડી રાતે તેને કાંઇક ભાન આવ્યું હોય એમ મને લાગ્યું. તેણે પાસું ફેરવીને મારા તરફ જોઈ ભાંગીતૂટી ભાષામાં કહ્યું:–'તમે કોણ છો? ભગવાન તમારૂં ભલું કરે.' મેં તેના શરીર પર હાથ ફેરવી આશ્વાસન આપ્યું.

"થોડી વારે તે બોલ્યો, 'પશ્ચિમ દિશા કઈ?' મેં એને પશ્ચિમ દિશા બતાવી. એટલે તે કળ ખાઈને બોલ્યો–'હા, એજ તરફ. એજ દિશામાં તે છે. છે નક્કી છેજ. પણ હાય, હું ત્યાં જઈ શક્યો નહિ. કોઈ ત્યાં જઈ શકશે નહિ.' એમ કહી તે કંઈ કંઈ ચાળા કરવા લાગ્યો. મને લાગ્યું કે એને વાયુ ઉપડ્યો છે.

"અચાનક એણે કંઈક નિશ્ચય કર્યો હોય તેમ બોલ્યો, 'દોસ્ત, દોસ્ત. તું છે કે? તું બેઠો છે કે? મારી આંખે કાંઈ દેખાતું નથી.' મેં કહ્યું–'હા હું બેઠો છું. તમે નિરાંતે ઉંઘી જાઓ.' તે બોલ્યો–'નિરાંત! હા. હવે નિરાંતજ છે ને? હંમેશની નિરાંત. દોસ્ત, હું મરું છું. તેં મારી બહુ ચાકરી કરી છે. હું તને એ આપી દઉં છું, આપી દઉં છું. તને સૂઝે તે તું એનું કરજે.'

"એમ કહી તે ગજવામાંથી કાંઈક કાઢવાને માટે ફંફોળવા લાગ્યો: મેં તેનો ઉદ્દેશ સમજીને કોટનાં બટન છોડી આપ્યાં. તેણે મહા પ્રયાસે ગજવામાંથી એક જૂનો જાડો કાગળ કાઢ્યો. તે બોલ્યો, 'દોસ્ત, મારો નોકર મરી ગયો અને હું પણ આ મરી જાઉં છું. તે બધું આ કાગળીઆના પ્રતાપે. છતાં મારો મોહ ઓછો થતો નથી. તમે આ કાગળ લ્યો. સાચવી રાખજો. ધ્યાન પહોંચે તે કરજો.'

"મેં તે કાગળીઓ લીધો તેની સાથે એક ચામડાનો ટુકડો

હતો. તેના ઉપર ઇટાલીયન ભાષામાં કેટલુંક લખાણુ હતું અને તેની જોડે નકશો પાડેલો હતો. તે બતાવી જોસફ બોલ્યો—'આ લ્યો. આ મૂળ ઇટાલીયન લખાણુ ઉકેલતાં મને પાંચ વરસ લાગ્યાં હતાં. તમને આ પોર્ટુગીઝ આવડે છે કે નહિ? કોણુ જાણે. નહિ આવડતી હોય તો શીખજો. બાકીની વાત હું તમને કહું તે ધ્યાન રાખજો. મારો ઘણી પેઢી પરનો એક વડવો જે ઇટાલીયન હતો, તે રાજ્યનો ગુન્હેગાર બનીને દેશનિકાલ થઇ આ પ્રદેશમાં આવ્યો હતો. તેનું નામ ડાયન ડુરછી. એણે આ ચામડા પરનું લખાણુ લખેલું છે. શેના વડે લખેલું છે તે જાણો છો? પોતાના લોહીની શાહી વડે. એમનો ગુલામ જે કામોરૂકુના પહાડની પેલી મેર એમની વાટ જોતો હતો તેને એમનું શબ હાથ લાગેલું. આ ચર્મલેખ એ ગુલામજ ડેલાગોઆ શહેરમાં લઇ આવેલો. ત્યાર પછી એ અમારા કુટુંબમાં સાચવતો આવ્યો છે. પરંતુ મારા કોઈ પણ વડીલે એનું લખાણુ સમજવાની દરકાર કરેલી નહિ. મેં દરકાર કરી—મને જગતભરમાં સૌ કરતાં ધનવાન માણુસ બનવાનો અભિલાષ જાગ્યો—અને તેમ કરતાં મેં મારો જાન ગુમાવ્યો છે તે તમે નજરે જુઓ છો. છતાં તમે મને વચન આપો, કે તમે આ લેખને ગુમાવશો નહિ કે વેચી મારશો નહિ. બસ, એટલું કહો એટલે મારો જીવ છૂટશે.'

"મેં જોયું કે એ માણુસ આ ચર્મલેખ સંબંધી અત્યંત તીવ્ર ધગશ અને ખંત ધરાવતો હતો. મેં એને ચર્મલેખ વગેરે જાળવવાનું વચન આપ્યું. એણે દીર્ઘ શ્વાસ છોડયો. એ શ્વાસ છોડતાની સાથેજ એના જીવનનો અંત આવી ગયો. મેં એને કપાળે હાથ મૂકયો. ઠંડુંગાર.

"સવારે મેં મારા નોકરો પાસે તેનું શબ ઉપડાવીને દૂર જંગલમાં ઉંડો ખાડો ખોદાવી દટાવી દીધું. અને બીજે દિવસે ત્યાંથી મુકામ ઉપાડયો. તે કાગળ અને ચર્મલેખ મેં બહુજ કાળજીથી સાચવી રાખ્યાં હતાં. હું વાંચી શકું તેમ તો હતુંજ નહિ. તેથી એક દિવસ

એક પોર્ટુગીઝ વેપારી મને મળેલો તેને મેં રાત્રે ખૂબ દારૂ પાઈને એ લેખ વંચાવી લીધો. તેણે દારૂના ઘેનમાં વાંચ્યો અને બીજે દિવસે તો તે બધું ભૂલી ગયો હશે. એટલે અત્યારે તો ડાક્ટર સાહેબ, મારા અને તમારા સિવાય બીજું કોઈ એ લેખ વિશે કશું જાણતું નથી."



## પ્રકરણ ૧૧ મું.

## રુધિરનો લેખ

એટલું કહીને બનુચાચાએ પોતાનું આખ્યાન સમાપ્ત કર્યું. વધારામાં એમણે પોતાની પાસેના ચર્મલેખ અને દસ્તાવેજ પ્રતાપ-રાયને સુપરત કર્યાં હતા તે પણ કહ્યું.

બીજે દિવસે પ્રતાપરાયે તે લેખ મને વંચાવ્યો જે નીચે પ્રમાણે હતો—

"હું, ડાયન ટુચ્છી, ઇટાલીયન, હું જે અત્યારે આ નાનકડી ગુફામાં ભૂખ અને તરસથી મરવા પડયો છું તે આજે ઇસુ ભગવાનના × × × મા વરસમાં એક હાડકાના અણિયાળા ટુકડા વડે મારી ચર્મપેટી (બેગ)ના ચામડા પર મારા પોતાના લોહી વડે લખું છું. એટલા માટે લખું છું કે મારો નોકર (ગુલામ) કદાચ અહીં આવી પહોંચે તો તેને આ લેખ મળે, તે તેને ડેલા-ગોઆ લઈ જાય અને મારા મિત્ર (અહીં જે નામ લખેલું તે વાંચી શકાતું ન હતું) ને આપે. તે વળી રાજાની પાસે જઇને બધી વાત કહે અને તેની પાસે એકાદ લશ્કર લઇ આ પહાડ પર આવી પહોંચે.

જો તેઓ એમ કરે, જો તેઓ આ વિશાળ રણ અને પહાડો જીવતા ઓળંગી શકે, જો તેઓ આ બાજુ વસતા પ્રચંડ શરીરવાળા જંગલી કામારૂ લોકોને જીતી શકે, અને તેમનામાં ખાઇ બદેલી ડંગોલા નામની ડાકણને જો તેઓ મારી શકે અથવા વશ કરી શકે તો—અહીં તેમને માટે હજારો મોટા મોટા હીરાના ખજાના છે. કરોડોની કિંમતના બીજા જવાહીર પથરા છે. મેં મારી સગી આંખે તે જોયા છે. એ મેળવનાર આખી દુનિયામાં સૌ કરતાં ધનવાન થાય એમ છે. પણ એનું જોખમ પણ મોટું છે. ડાકણ ડંગોલા બહુજ વિકરાળ ને જબરી છે. એને વશ કરવા મોટા મોટા માંત્રિક પાદરીઓ લાવવા જોઇશે.

એ રીતે કરવામાં જે કોઇ સફળ થાય તેણે કામોરૂના જમણા પહાડ પર જવું. આની સાથે નકશો દોરૂં છું. કામોરૂના જમણા પહાડની ટોચ–ત્યાંથી સોલોમન રસ્તાની ઉપર ત્રણ દિવસની મુસાફરી કરવી. રાજાનો મહેલ—જૂએ—જેના નસીબમાં હોય તે મેળવે. હું જાઉં છું. મરૂં છું...ઓ...ઓ."

આ પછીના છેલ્લા અક્ષરો છેકાઇ ગયેલા હતા. તે પરથી એમ સ્પષ્ટ માલમ પડતું હતું, કે તે લખતી વેળા એના અડધા શરીરમાંથી પ્રાણ નીકળી ગયો હોવો જોઇએ. અમે એ ચર્મલેખ સંબંધી કેટલીક ચર્ચા કરી. પછી પ્રતાપરાયે અમને તે નકશો બતાવીને સમજાવ્યો.

થોડી વારે કાંઇક સાંભરી આવ્યું હોય તેમ બનુચાચા બોલ્યા—

"હાં, હવે તમારા ભાઇ વિશે. મેં તમને કહ્યું કે એ મુસાફરીએ ઉપડયો તે દિવસે હું એને મળ્યો હતો. એના સાથીનું નામ માઝુ. તે ઝુલુ જાતનો હતો અને મારે તેની સાથે પણ થોડીક પિછાન થયેલી. જંગલી જાતમાં એના જેવો હોંશિયાર માણસ ભાગ્યેજ બીજો કોઇ મળે. તે દિવસે મારે ને એને કેટલીક વાતચિત થયેલી."

"શું વાતચિત ?"

"મેં એને પૂછયું–'કેમ બચ્ચા, કયાં ઉપડયા છો ? હાથી મારવા કે ?'

'નહિ રે, એવો ગદ્ધા વૈતરાનો ધંધો કોણ કરે ?'

'ત્યારે ? કોઇ સોનાની ખાણમાં ?'

'નહિ રે. એના કરતાં પણ ભારે કામે.'

"પછી મેં વધુ સવાલ પૂછયા નહિ. મને બહુ પૂછપરછ કરીને કચકચીઆ ગણાવાનું પસંદ નથી. થોડી વારે એ આપોઆપ બોલ્યો—'અમારો ઉદ્દેશ જુદોજ છે.'

"તોયે મેં કાંઈ સવાલ પૂછ્યો નહિ. એણે બીજું વાક્ય ઉચ્ચાર્યું–
'આવા કામે હજુ સુધી બીજું કોઈ ભાગ્યેજ નીકળ્યું હશે.'
"છતાં મેં દાદ દીધી નહિ. અંતે તેણે થાકીને કહ્યું—
"અમે તો હીરા શોધવા જઈએ છીએ, હીરા શોધવા.'

'હું કે? ત્યારે તો તમે દિશા ભૂલ્યા છો. હીરાને માટે તો દક્ષિણમાં જવું જોઈએ દક્ષિણમાં.'

'પણ ગુમાનભાઈ કહે છે કે ઉત્તરમાં મોટી હીરાની ખાણ છે.'

મેં બેદરકારીથી જવાબ આપ્યો–'ત્યારે તો તારો શેઠ કહે તે ખરું.'

થોડી વારે તે બોલ્યો—

'ચાચા, તમે સુલેમાની હીરાની ગુફા જોઈ છે? એટલે કે તમે જોઈ તો નહિજ હોય; પણ તેને વિશે કાંઈ સાંભળ્યું છે ખરું?'

"એનો પ્રશ્ન સાંભળતાં મને બધી આગલી વાતો યાદ આવી. આયવેન અને જોસફનાં મોત અને ડાયન ટુરફીનો ચર્મલેખ સાંભર્યાં. ઉત્તરની હીરાની ખાણ વિશે હું ઘણું જાણતો હતો છતાં તે બાઝુને કહેવાની મારી હિંમત ચાલી નહિ. મેં કહ્યું–'ના ભાઈ, હું કશું ખાત્રીપૂર્વક જાણતો નથી. માત્ર થોડાંઘણાં ગપ્પાં સાંભળેલાં છે.'

'ગપ્પાં? ના. ના. ગપ્પાં નહિ. એ કાંઈ ગપ્પાં નથી. સાચી વાતો છે.'

'તું કેમ જાણે?'

"મને એ તરફથી, ઉત્તરમાંથી આવેલી એક બાઈએ એ બધું કહેલું છે. તે બાઈએ તો એ હીરાની ખાણ નજરે જોઈ હતી. આજે તો તે બાપડી મરણ પામી છે. તેની સાથે પાંચેક વરસનો એક છોકરો પણ હતો. હવે તો તે મોટો થઈ ગયો હશે, અને કોણ જાણે ક્યાં ફરતો હશે.'

'તે મળે તોયે આ વિશે શું જાણતો હશે? પાંચ વરસનું બચ્ચું તે......'

'નહિ રતો. છતાં અમે તો જવાનાજ.'

'જવાના ને મરવાના.'

'મરવાના હઇશું તો મરીશું. જે થવાનું હોય તે થાય. એક વાર જીંદગીમાં મરવાનું તો છેજ ને? અહીંઆ પડી રહીને શું કરવું? હાથી મારવાનો ધંધો તો પડી ભાંગ્યો છે.'

"મેં કહ્યું, 'જો તારો શેઠ ખરેખર સુલેમાની ગુફા તરફ જવાનો હોય તો હું એને એક ચિઠ્ઠી આપીશ.'

'ચિઠ્ઠી? એટલે, શું તમારૂં કોઇ સગુંવહાલું ત્યાં રહે છે કે?'

"મેં કહ્યું–'અલ્યા, તારામાં કાંઈ અક્કલ છે કે નહિ?'

'કેમ?'

'શું તું એમ ધારે છે કે કોમેરૂકુના પહાડ પર કે તેની પેલી મેર આ તરફનું કોઈ માણસ જીવતું પહોંચી શકે! જો તારા મગજમાં એવો કાંઇ ખ્યાલ હોય તો કાઢી નાંખજે. જે ચિઠ્ઠી હું આપવાનો છું તે બીજી જાતની છે. તે તારે તારી પાસેજ રાખવાની છે અને જ્યારે તમે બંને કોમેરૂકુની તળેટીમાં પહોંચો ત્યારેજ તે ચિઠ્ઠી તારા શેઠને આપવાની છે. એ ચિઠ્ઠી તમારી મુસાફરીમાં–જો તમે જીવતા રહી શકો તો–તમને બહુ ઉપયોગી થઇ પડશે. પણ તળેટીમાં પહોંચ્યા પહેલાં ગુમાનને એ ચિઠ્ઠી ન આપવાની શરત તું કબૂલ કરે તોજ હું તે આપીશ. નહિ તો નહિ."

માઝુએ એ શરત કબૂલ કરી. પછી હું મારા તંબુમાં આવ્યો અને આ તમને જે ચર્મલેખ બતાવ્યો તેમાંના લખાણની નકલ મેં મારી સમજ પ્રમાણે ગુજરાતીમાં એક કાગળ પર કરી અને સાથે આવો એક કાચો નકશો પણ દોર્યો. થોડી વારે ગુમાનનો નોકર ચિઠ્ઠી લેવા મારા તંબુમાં આવ્યો. તેને ચિઠ્ઠી આપતાં ફરી મેં તાકીદ આપી: 'જો તળેટીમાં પહોંચતાં પહેલાં તેં ચિઠ્ઠી આપી તો ખબરદાર! જો તેં વચમાં ચિઠ્ઠી આપી ને એ પાછો ફરીને મને સવાલ જવાબ કરવા

આવ્યો તો યાદ રાખજે કે હું તારી ધૂળ કાઢી નાંખીશ, બચ્ચા. આ ચિઠ્ઠીના સંબંધમાં બીજો કોઇ પણ ખુલાસો હું આપવા નથી માંગતો, સમજ્યો ?'

"માઝુએ મારી તાકીદનો સ્વીકાર કર્યો ને ચિઠ્ઠી લઇને ગયો. ત્યાર પછી થોડી વારે મેં મારા તંબુની બારીમાંથી ગુમાનભાઇના ગાડાં ઉત્તર દિશામાં હંકારાઇ જતાં જોયાં. મને મનમાં ઘણું દુઃખ થયું કે આ લોકો મોતના જડબામાં જાય છે. પણ તે વખતનો ગુમાનભાઇનો જુસ્સો રોકયો રોકાય તેવો ન હતો."

એમ કહીને બનુચાચાએ બોલવું સમાપ્ત કર્યું. એમની આંખમાં ઝોકાં આવવા માંડ્યાં હતાં. છેલ્લી કેટલીક વાતો કહેતાં તો એમણે ચાર પાંચ લાંબા બગાસાં ખાઇ નાંખ્યાં હતાં. એટલે એમને વિશેષ તસ્દી ન આપતાં અમે સૌ રામરામ કરીને ઉંઘવા માટે છૂટા પડ્યા.



## પ્રકરણ ૧૨ મું.

### અંબોપા

એમ કરતાં કરતાં આઠેક દહાડે અમે ડર્બન પહોંચ્યા. ડર્બનને કિનારે ઉતરતાંજ બનુચાચાને તો એમના સંખ્યાબંધ ઓળખીતાઓ એક પછી એક મળવા લાગ્યા. તેમની સાથે એ વારેવારે વાતે વળગવા માંડ્યા. કેટલાક તો પૂછે—'કેમ ચાચા, તમે ફરી પાછા કેમ આવી પહોંચ્યા ? તમે તો છેવટના રામરામ કરીને ગયા હતાને ?' ચાચા તેમને ગમેતેમ ગોળમટોળ જવાબ આપતા. એક બે જણાએ તો એમને પોતાને ત્યાં આવી જમવાનાં નોંતરાં પણ દીધાં. ચાચાને તે સ્વીકારવાનું મન પણ થઇ ગયેલું. પરંતુ પ્રતાપરાયના ધાકે તેમનાથી તેવું બની શક્યું નહિ.

* * * *

## ( બ્લુચાચાના શબ્દમાં )

ડરબન બંદરે ઉતરીને અમે સીધા શહેરમાં ગયા. જે મકાનમાં હું પહેલાં રહેતા હતા તે મેં પ્રતાપરાયને બતાવ્યું. મેં ખાલી કરી નાંખ્યા પછી એ જગામાં એક વિલાયતી ચમાર આવીને રહ્યો હતો. આફ્રિકામાં રંગભેદનો કાયદો તો આજે થયો. જે વેળાની આ વાત છે તે વખતે તો કાળા ગોરા સૌ કોઇ ભેળસેળ રહેતા હતા.

પછી અમે એક સારી જગામાં થોડા દિવસને માટે એક મકાન ભાડે રાખ્યું. પ્રતાપરાયે મને રણપ્રવાસને માટે જોઇતી તૈયારી કરવાનું કહ્યું. હું રહ્યો ભોમીઓ. એટલે મારા સિવાય એ કામ તેનાથી બને એમ હતુંજ નહિ. મેં બીજે દિવસે જાનવર બજાર, જ્યાં આસપાસનાં સેંકડો ગામોમાંથી ગાય, ઘોડા, બળદ, ભેંસ વગેરે ઢોરો વેચાવા આવે છે ત્યાં જઇને વીસ ફર્સ્ટ કલાસ આફ્રિકન પાણીના બળદીઆ બરાબર ભાવતાલ કરીને, કસીને ખરીદી લીધા. સામાન્ય રીતે રણની મુસાફરી માટેની ગાડીમાં સોળ બળદની ટુકડી જોડાય છે, પણ હું જાણતો હતો કે અમારી મુસાફરી ઘણીજ લાંબી અને જોખમભરેલી છે; તેથી મેં અડચણ સડચણને ધ્યાનમાં લઇ ચાર બળદીઆ વધારેજ લીધા.

તેમ કરવાનું બીજું પણ કારણ હતું. તે એ કે અહીં દક્ષિણ આફ્રિકામાં રાતો તાવ નામનો એક રોગ ખાસ કરીને બળદની કોમમાં થાય છે. તેનાથી તેનું શરીર ગળાઇને તે મરણ પામે છે. આવી રીતે રણની મુસાફરીમાં ગયેલી બળદની મોટી મોટી ટુકડી આખી ને આખી નાશ પામ્યાના દાખલા બન્યા છે. આ રોગના ઉપાય તરીકે જે બળદને રાતો તાવ લાગૂ પડે છે તેનું પૂછડું છેડેથી એક ફુટ જેટલું કાપી નાંખવામાં આવે છે અને તેમ કર્યાથી તે બળદ બચી જાય છે. કોઇ પૂછશે કે એમ કેમ બને ? ડાકટર હોય તે પણ એની સમજ આપી શકશે નહિ. છતાં આવું બને છે તે મેં મારી સગી આંખે જોયું છે.

આથી મેં પ્રતાપરાયને કહીને બધાયે બળદીઆની પૂંછડીઓ ફુટ ફુટ કપાવી નાંખી. આમ કરવું કોઇને ઘાતકી લાગશે. પણ મને લાગ્યું કે જંગલમાં ગયા પછી કદાચ તેમને રોગ લાગુ પડે તો તે વખતે બળદ ખોવો ને પૂછડી રાખવી, એના કરતાં તો બળદ રાખીને પૂંછડી જતી કરવી તેજ સારૂં. કારણ બળદ વગરની પૂંછડી શું કામ લાગે? કદાચ ઝાડુ કાઢવાના ઉપયોગમાં આવે ખરી. પણ તે મોંઘી બહુ પડે, હોં!

પછી બુધવારના હાટમાંથી એક મોટી રણ-ગાલ્લી વેચાતી લીધી. આ રણ-ગાલ્લી કેવી હશે તેનો ખ્યાલ હિંદવાસીઓને એમ ને એમ આવી શકે તેમ નથી. નાતાલના એક મોટા હાથી-દાંતના વેપારીએ દેવાળું કાઢયું હતું; તેથી તેને એ ગાડી વેચી નાંખવી પડેલી. એ ગાડીમાં બાર ચૌદ માણસ સહેલાઇથી બેસી શકે તેટલી જગા હતી. ઉપરાંત ગાડીના પાછલા ભાગમાં એક ફરેકાળ ભરીને નાનો સરખો ઓરડો પાડેલો હતો. તેમાં એક કોચ પર પથારી પાથરેલી રહેતી. તેનો ઉપયોગ બેથી ત્રણ માણસ કરી શકે તેમ હતું. કોચની તળેની જગામાં અમારે મુસાફરીમાં જરૂરી વાસણકુસણ, હથિયાર વગેરે રાખી શકાય એવી ગોઠવણ હતી. આ ગાડી મેં લીલામમાંથી સવાબસો રૂપીએ ખરીદ કરી. પૈસા બધા પ્રતાપરાયનાજ—એ કહેવાની જરૂર નથી.

બીજા ત્રણેક દિવસ અમારી મુસાફરી માટે ખાધખોરાકી અને અમારી બંદુકો માટે દારૂગોળા વગેરેની ખરીદી કરવામાં ગયા. એ ત્રણ દિવસ દરમ્યાન પ્રતાપરાય રોજ સાંજે બહાર ફરવા જતા અને ઠેઠ રાત્રે બાર વાગ્યા પછી પાછા આવતા. તે ક્યાં અને શું કરવા જતા હશે તે મને સમજાતું નહિ. પણ જ્યારે જ્યારે તે પાછા આવતા ત્યાર પછી અડધોક કલાક સુધી તે અને બહાદુર-સિંહ કોઇક વિચિત્ર ભાષામાં ગુસપુસ કર્યા કરતા તે હું જોતો હતો.

ચોથે દિવસે બપોરે અમારે પ્રવાસે નીકળી પડવાનું નક્કી થયું હતું. એથી આગલે દિવસે અમે એ ગાડી હાંકનારા અને

ભોમીયા તથા ત્રણ દેશી નોકરોને નોકરીમાં રાખી લીધા. પ્રતાપરાય પાસે પૈસા પુષ્કળ હતા અને અમને મુસાફરીમાં કોઈ પણ રીતે ખોટી તકલીફ નહિ પડે એવી તેમની ઇચ્છા હતી.

પ્રવાસે નીકળવાને દિવસે સવારે અમે દાતણ પાણી કરીને ચ્હા પીતા બેઠા હતા. તેવામાં એક નોકરે આવીને ખબર આપી કે કોઇક પ્રચંડ શરીરનો માણસ મળવા આવ્યો છે. પ્રતાપરાયે તેને અંદર બોલાવવાનો હુકમ કર્યો. એટલે કાળા રંગનો છતાં ઘાટદાર મ્હોંડાવાળો અને સાડા છ ફુટ ઉંચો ને લાંબા પહોળા શરીરનો એક દેશી માણસ બારણામાં દાખલ થયો. તેણે અમને ત્રણેને એક પછી એક સલામ કરી અને પછી કોઇ પણ જાતની સૂચના મળ્યા વગર અમારા ટેબલ પાસે પડેલી ચોથી ખુરશી પર બેસી ગયો. મને બહુ નવાઈ લાગી. કોઇ પણ સામાન્ય ઝુલુ કે કાફરમાં આટલી બધી હિંમત તો નજ હોય. તે તો આપણા જેવાની પાસે આવતાં તો શું, સામે જોતાં પણ ડરે. નજર નીચી રાખીને બારણા પાસે આપણાથી બને તેટલું દૂર જમીન પર બેસે. તેને બદલે આ માણસ તો આવીને ખુરશી પરજ બેસી ગયો. તે પ્રત્યે અમારૂં ત્રણેનું ધ્યાન ખેંચાયું. પ્રતાપરાયે મારી સામે જોયું. મેં તેમની નજરનો હેતુ સમજીને પોલાને ઝુલુ ભાષામાં સવાલો પૂછવા માંડયા:

"તારૂં નામ શું?"

"અમારૂં નામ અંબોપા."

હું ચકિત થયો. મને ચોક્કસ લાગ્યું કે આ કોઇ મોટો માણસ હોવો જોઇએ. એના શરીર પર કેટલેક ઠેકાણે ઘા વાગીને રૂઝાયાનાં નિશાન હતાં. કદાચ એ કોઈ લશ્કરનો લડવૈયો પણ હોય. મેં પહેલાં કોઇક ઠેકાણે એનો ચહેરો જોયો હોય એવું પણ મને લાગ્યું.

"તમારે શું જોઇએ છે?" મેં પૂછ્યું.

"તે હું આપને કહું છું. પરંતુ તે પહેલાં હું આપને એક વાર

મળ્યો છું તે વાત યાદ દેવડાવું. તમે પેલી ઝુલુ લડાઇમાં લાર્ડ ચેલમ ફોર્ડ સાહેબના અંગરક્ષક હતા. અને જે દિવસે પહેલી લડાઇ શરૂ થઇ તેની સાંજે તમે કેટલાંક ગાડાંમાં લશ્કરી સરંજામ ભરીને લઇ જતા હતા તે વેળા હું તમને રસ્તામાં મળ્યો હતો, યાદ છે?"

"હા. હા. હા. હા." મને બધું યાદ આવવાથી હું બોલી ઉઠ્યો—"બરાબર છે. તમે કેટલાક ઝુલુ તીર કામઠાવાળાનું લશ્કર લઇને લડાઇમાં જતા હતા, તેજ કે?"

"હાજી. આપણા બે વચ્ચે લડાઇનાં કારણ વિશે કેટલીક વાતચિત પણ થઇ હતી."

"મને બધું યાદ છે." મેં કહ્યું.

"વારૂ. સાહેબ, ત્યારે હવે હું શા માટે આવ્યો છું તે કહું. મેં સાંભળ્યું છે કે આપ ત્રણે જણા ઉત્તર તરફ કોઇ લાંબી મુસાફરીએ જાઓ છો. તે શું સાચી વાત છે?"

મેં પ્રતાપરાય સામે જોયું. પ્રતાપરાય જો કે ઝુલુ ભાષા બોલી શકતા ન હતા. પણ સમજી શકવા જેટલો અભ્યાસ તેમણે આ થોડા દિવસમાં કરી લીધો હતો. મારી અંબોપા સાથેની બધી વાતચિત તેઓ ધ્યાનપૂર્વક સાંભળતા હતા અને સમજતા હતા. તેથી અંબોપાના છેલ્લા સવાલનો જવાબ આપવા માટે મેં તેમના તરફ જોયું. તેમણે હકારમાં ઉત્તર આપ્યો.

"હા. તેનું શું છે?"

"મેં એમ પણ સાંભળ્યું છે કે તમે લુકાન્ગા નદીને પેલે પાર સો સવાસો માઇલ દૂર જવાના છો. તે શું સાચું છે?"

"હા. પણ તમારે તેની સાથે શું સંબંધ છે?"

"હું તમારી સાથે આવવા ઇચ્છું છું."

"અમારી સાથે આવવા ઇચ્છો છો?" અમે આશ્ચર્યથી બોલી ઉઠ્યા: "કેમ? મરવાને? શું તમને ખબર નથી કે આ રણ ઓળંગવાનો પ્રયત્ન કરનાર બધા મરણને શરણ થાય છે?"

"હું જાણું છું. હું જાણું છું. સાહેબ, છતાં મારું કહેવું સાંભળો. મારૂં નામ અંબોપા. હું ઝુલુ લોકોમાં છું, પણ પોતે ઝુલુ જાતનો નથી. મારી જાત ઉત્તરમાં ઘણે દૂર રહે છે. હજાર વરસ પર આ ઝુલુ લોકો ત્યાંથી ચાલી આવેલા. કહે છે કે તે વખતે કંઇ આ રણ આવડું મોટું ને ભયંકર ન હતું. હું તો નાનો બાળક હતો ત્યારે મારી મા સાથે આ તરફ આવેલો. મારી મા એ રણ ઓળંગીને અહીં સુધી જીવતી કેવી રીતે આવી શકી તે મને ખબર નથી. તે મને દશેક વરસનો મૂકીને મરી ગઇ. ત્યાર બાદ એક વૃદ્ધ પાદરીએ મને ઉછેરીને મોટો કર્યો. હું તેમનો કેવી રીતે ઉપકાર માનું? તે મરી ગયા ત્યારે હું વીસેક વરસનો હઇશ. મેં કેટેવાયોના લશ્કરમાં નામ દાખલ કરાવ્યું. એના હાથ નીચે હું ઘણી લડાઇઓ લડ્યો છું. ચારેક વરસ લશ્કરમાં રહ્યા પછી હું નાતાલ ગયો અને ત્યાં અંગ્રેજી લશ્કરમાં જોડાયો. અને આજ સુધીની આખી જીંદગી તેમની સેવામાં ગાળી છે. છેલ્લા છ મહિના થયા તેમણે લશ્કરનાં માણસ ઓછાં કરી નાંખવાથી હું છૂટો થયો છું. હવે હું આ પ્રદેશથી બહુ કંટાળી ગયો છું ને કોઇ રીતે મારી જન્મભૂમિમાં જવા માટે ઉત્સુક થઇ ગયો છું. છ મહિના થયા હું મારી સાથે આવે એવા કોઇ માણસનો સંગાથ જોયા કરૂં છું. પણ હજુ મને કોઇ મળ્યું નથી. જ્યારે મેં તમારી મુસાફરી વિશે વાત સાંભળી ત્યારે મને બહુ આનંદ થયો. હું મોટી આશાથી તમારી પાસે આવ્યો છું. જો તમે મને સાથે લેવાની ના પાડશો તો હું બહુજ નાસીપાસ થઇશ. અને આ દેશથી હું એટલો બધો કંટાળી ગયો છું કે કદાચ હું આપઘાત પણ કરી નાંખીશ. તેથી મારી અરજ છે કે તમે મને સાથે લેવાની ના પાડશો નહિ. હું કાંઇ તમારી પાસે પૈસા માંગતો નથી. માત્ર મને પેટપૂર ખાવાનું આપશો તો બસ થશે. અને તે બદલ હું તમારૂં કહેશો તે કામ બજાવી દઇશ; હું લડવામાં બહાદુર છું. મેં

આજ સુધીમાં આ શરીર પર પોણાબસો ઘા સહન કર્યા છે. કોઈ પણ સાહસનું કામ કરતાં હું ડરું તેવો નથી. મારો ખોરાક તમને ખટકશે નહિ. બસ. અંબોપાએ પોતાનું બોલવું પૂરું કર્યું છે. હવે આપ ધ્યાન પહોંચે તે જવાબ આપો."

---

## પ્રકરણ ૧૩ મું.

### એક હતો શિકારી—

અંબોપાનું બોલવું સાંભળીને મને બહુજ નવાઈ લાગી. એના જેવો હિંમતવાન અને છાતી કાઢી બોલનારો દેશી (Native) આજ પહેલાં મેં જોયો ન હતો. એની દબદબ અને મ્હોં પરના ભાવો ઉપરથી એ સાચુંજ બોલતો હતો અને કોઈ જાતની છેતરપીંડી કે છળપ્રપંચ કરવા આવ્યો ન હતો એવી મારી ખાત્રી થઈ. પ્રતાપરાયને તથા બહાદુરસિંહને પણ તેમજ લાગ્યું.

થોડી વારે પ્રતાપરાયે અંબોપાને કહ્યું—"ઉભો થા."

તે તરતજ ઉભો થયો અને પોતાના શરીર પરનો જૂનો લસકરી ડગલો ઉતારીને બોલ્યો—"જૂઓ સાહેબ, હું કોઈ જાતનો દગો ફટકો કરવા નથી આવ્યો. મારી પાસે એવું કાંઈ હથિયાર નથી. માત્ર આ મારો જમૈયો ને વાઘનખ છે. પણ તે તો મારે જાતના રક્ષણ માટે રાખવાં જોઈએ......"

એ બોલતો હતો પણ પ્રતાપરાય તો એના પ્રચંડ શરીર સામુંજ જોઈ રહ્યા હતા. તે બોલ્યા—"આવી અદ્દભૂત શરીરશક્તિવાળા માણસને છળપ્રપંચ કરવાની જરૂર પડતી નથી. અંબોપા, તને જોઈને હું ખુશી થયો છું. તું સુખેથી અમારી સાથે આવ. મને ખાત્રી છે કે તું અમને બહુજ ઉપયોગી થઈ પડશે."

બહુજ આનંદથી આભાર માનીને અંબોપાએ કહ્યું—"આ

શરીર જીવતાં હું આપના પર કોઈ પણ આફત નહિ આવવા દઉં."

એ રીતે અંબોપા અમારી નોકરીમાં રહ્યો. હવે અમારો સંઘ કુલ ૯ માણસનો થયો.

* * * *

( બહાદુરસિંહના શબ્દોમાં )

ઠરાવેલા સમયે સઘળાં જરૂરી સાધનો લઇને અમે અમારા પ્રવાસે નીકળી પડ્યા. અમે કુલ ૯ માણસો, વીસ બળદ અને એક ગંજાવર ગાડું એટલાં હતાં. ગાડામાં અમારા પ્રવાસનો બધો જરૂરી માલમસાલો હતો. હિંદુસ્થાનથી આવેલી ત્રણ બંદુકો પણ એમાંજ હતી.

અમે જાન્યુઆરી માસની પચ્ચીસમી તારીખે ડર્બન છોડયું અને રોજ પંદર–વીસ–પચીસ માઇલ અનુકૂળતા પ્રમાણે કાપતાં મે મહિનાના બીજા અઠવાડિયામાં અમે સીતાન્ડા ક્રાલની પાસે આવી પહોંચ્યા. એટલા દિવસોમાં અમને નાની નાની ઘણી મુશીબતો નડી અને કેટલાક અણધાર્યા પ્રસંગો પણ આવી પડ્યા. પણ તે બધાનું વર્ણન કરવાની કશી જરૂર નથી. કારણ કે ત્યાર પછીની મુસાફરીમાં અમને જે જે અનુભવો થયા તેની સાથેની સરખામણીમાં એ મુશીબતો કાંઇ વિસાતમાં નથી.

ડર્બનથી સીતાન્ડા ક્રાલ લગભગ હજાર માઇલને અંતરે છે. એ હજાર માઇલમાં અમે સારી રીતે ગાડાંનો ઉપયોગ કરી શક્યા. સૂતા ગાડામાં, રાંધતા પણ ગાડામાં, અને મુસાફરી કરતા તે પણ ગાડામાંજ. ટુંકામાં ગાડામાં બધા પ્રકારની ગોઠવણ હતી. તે એક ચાલતું ઘર હતું એમ કહીએ તોયે ચાલે. અમારા નોકરો ખુલ્લામાં કોઈ ઝાડ નીચે રાંધતા અને રાત્રે ગાડીની તળીએ સૂઇ રહેતા.

ઉપર કહ્યું છે તેમ ડર્બનમાંથી અમે વીશ બળદ લઇને નીકળેલા. પરંતુ સીતાન્ડા પહોંચ્યા ત્યારે અમારી પાસે તેમાંના ૧૨ બળદ રહ્યા. બાકીના મુસાફરીમાં વિવિધ પ્રકારની આફતને લીધે સ્વધામ

પહોંચી ગયા. એક બળદને ઝેરી નાગ કરડ્યો તે ચાર કલાક તરફડીયાં મારી મરણ પામ્યો. ત્રણ થાક અને પાણીના અભાવે મરી ગયા. એક રાતને વખતે કોણ જાણે ક્યાં નાસી ગયો તેનો પત્તોજ લાગ્યો નહિ. બીજા ત્રણ તુલીપો નામનું ઝેરી ઘાસ ચરવાથી મરણ પામ્યા. એજ ઘાસ ખાવાથી બીજા પાંચ બળદ માંદા તો પડ્યા હતા; પરંતુ તેમની દવા વખતસર થવાથી મરણ પામતા બચી ગયા. અમારી સાથેના અંબોપા નામનો એક માણસ જે છેલ્લી ઘડીએ આવી ચઢેલો તેણે કોચાંડા નામનો એક જાતનો વેલો જંગલમાંથી લાવી આપ્યો. તે છુંદીને પાવાથી એ પાંચ બળદ ઉગર્યા.

સીતાન્ડાથી મુલીવા ગામ થોડુંકજ છેટું છે. અહીં આવીને અમારે ઘણીજ દિલગીરી સાથે અમારૂં ગાડું અને બળદો વેચી દેવા પડ્યા. હવે પગની મુસાફરી શરૂ થઇ. એટલે જેના વગર બીલકુલ ચાલેજ નહિ એવો જે સામાન હતો તેટલો અમે ગાંસડા પોટલા બંધાવીને નોકરોને માથે મૂકાવી લીધો.

અમે આગળ ચાલ્યા. શાંતિથી આગળ ચાલ્યા. અમારામાંનું કોઇ કશું બોલતું ન હતું. દરેક જણના અંતરમાં કંઇક ભયાનક પડઘા પડતા હતા. દરેક જણને એમ લાગતું હતું કે હવે પાછા ફરીશું કે કેમ ? કોણ જાણે ? મારા હૃદય પર મોટો પત્થર આવીને પડ્યો હોય એમ લાગતું હતું. મને બ્રહ્માંડના ભેદનો એ મહાપ્રવાસ સાંભર્યો. એનાં ભયંકર પ્રાણહર સંકટો સાંભર્યાં. એવુંજ આ બીજું સાહસ કાર્ય હતું. મને મારી હૃદયદેવી ચંપા સાંભરી. તેનું પ્રણય કોપથી રાતું થયેલું મનોહર વદન મારી મનોદૃષ્ટિ આગળ આવી ઉભું રહ્યું, અને પોતાને પૂછ્યાગાછ્યા વગર ભરજંગલમાં એકલી છોડી જવા માટે મને ઠપકો દેતી હોય તેમ ક્રોધના કટાક્ષ બાણ ફેંકવા લાગ્યું. ધીમે ધીમે હું એનીજ ઉંડી કલ્પના સૃષ્ટિમાં ઉતરી પડ્યો.

એ પ્રમાણે કેટલી બધી વાર સુધી અમે ચુપચુપ ચાલ્યા કર્યું

હશે તે હું કહી શકતો નથી. પણ જ્યારે મેં અંબોપાનો અવાજ સાંભળ્યો ત્યારે હું જાગ્રત થઈ ગયો. તેણે કહ્યું–"સાંભળો રે ભાઈઓ, એક હતો શિકારી." કહેવાની જરૂર નથી કે આફ્રિકા આવીને ઉતર્યાં પછીના આટલા ગાળામાં અમે ઝુલુ ભાષા સમજવા પૂરતી અને થોડી ઘણી બોલવા પૂરતી શીખી લીધી હતી.

અંબોપાએ અમને બધાને ગમગીન થઇ ગયેલા જોઇને કહ્યું કે, "ભાઇઓ, તમે આમ ચુપચુપ ચાલ્યા કરશો તો આપણી મુસાફરી પૂરી થાય તે પહેલાં તો આપણે પૂરા થઈ જઇશું. માટે કાંઇ બોલો, ગમ્મત કરો–મારી વાર્તા સાંભળો." એમ કહીને એણે એક શિકારીની રસિક વાત ઉપાડી. મારે કબૂલ કરવું જોઇએ કે જંગલી હોવા છતાં અંબોપા વાર્તા કહેવામાં ઘણોજ હુશિયાર હતો. તેણે એ શિકારીની વાર્તામાં અમારાં ચિત્ત બે કલાક સુધી એવાં તો લીન કરી દીધાં કે અમે સઘળી ગમગીની વિસરી ગયા. પ્રતાપરાયે પણ એના બહુજ વખાણ કર્યાં. ને તું સાથે આવ્યો તે અમારૂં અહોભાગ્ય છે એમ કહીને તેને અભિનંદન આપ્યું.

એ પ્રમાણે અમે પંદર દિવસ પગની મુસાફરી કરી.



## પ્રકરણ ૧૪ મું.

## સિંહ સાથેનું કોકડું

એક દિવસ સાંજે અમે એ લુખ્ખા રેતાળ પ્રદેશમાં મુસાફરી કરતા કરતા એક સુંદર લીલોતરીવાળી જગાએ આવી પહોંચ્યા. અહીં કેટલાંક ઝાડો અને છોડવા ઉગેલાં હતાં. ઠેકઠેકાણે પાણીનાં ખાબોચિયાં પણ ભરેલાં હતાં. તેમાં તેમજ આસપાસ સઘળે જીબ્રા, શિયાળ, જંગલી હરણ વગેરે પ્રાણીઓનાં પગલાં છપાયલાં માલમ પડતાં હતાં. આખા દિવસના થાકથી અમે આ જગાએ રાતવાસો રહેવાનું નક્કી કર્યું.

અંધારું થયું હતું. અમારી ટોળીએ એક ઝાડ નીચે જઈને ગાંસડા પોટલાં નીચે ફેંક્યાં. એટલામાં પચાસેક વારના અંતર પર કાંઈક સળવળાટ થતો સંભળાયો. તરતજ કેટલાંક પ્રાણીઓ ઉભાં થયાં અને પૂંછડાં ઉંચાં કરી આમતેમ દોડવા લાગ્યાં. જરા વાર ધ્યાનપૂર્વક જોઈને બનુચાચા ખડખડ હસી પડ્યા:

"હા. હા. હા. હા...! આ તો જીરાફનું ટોળું છે. અંબોપા લાવ તો, મારી બંદુક લાવ તો. એકાદ એનો શિકાર કરીએ."

"અરે. જવા દોની ચાચા. ઘણું દૂર છે. ગોળી નહિ પહોંચે." હું બોલ્યો.

"અરે, નહિ શું પહોંચે ? તમે જૂઓ તો ખરા ?"

એમ કહીને ચાચાએ પોતાની બંદુક લીધી અને ઘોડો ચઢાવ્યો. જેણે આખી જીંદગી શિકાર કરવામાં ગાળી હોય તેનાથી આવે પ્રસંગે સફળ રહેવાયજ કેમ ? ધડાક ધડાક કરતી બે ગોળી છૂટી અને દૂર અંધકારમાં એક ભારે શરીર અફળાઈને જમીન પર પડ્યાનો અવાજ સંભળાયો. બીજાં જીરાફ ચીચીયારી પાડીને નાઠાં.

અમે બધા આશ્ચર્યથી ચકિત થઈ ગયા. પ્રતાપરાયે કહ્યું—"શાબાશ, શાબાશ ! ચાચા, તમે તો જબરા શિકારી છો. અમે નહોતા ધારતા કે આવા અંધકારમાં તમે જીરાફને વીંધી શકશો. ખરેખર શબ્દવેધી બાણ માર્યું, હો."

ચાચાએ ગર્વથી મૂછે હાથ દીધો. "ડાકટર સાહેબ. આ તો શું, પણ એથીયે દૂરનાં પ્રાણી આંખ મીંચીને હું વીંધી નાંખી શકું છું."

પ્રતાપરાયે તેમનો વાંસો થાબડીને કહ્યું—"તેથી સ્તો મેં તમને સાથે લીધા છે. તમારા વગર અમારાથી આ પ્રવાસ થઈ શકે તેમ હતુંજ નહિ."

નોકરો જઈને તે જીરાફના મુડદાને ઉંચકી લાવ્યા. બનુચાચા

શિકારી હતા અને એમણે પ્રાણીજ ખોરાક ખાવાનો ખૂબ શોખ હતો. અમે ધાર્યું કે ભલે એ જીરાફને કાપી ખાતા. અમે સાથે લીધેલો ખોરાક વધારે દહાડા પહોંચશે.

થોડી વારે ચંદ્રમા ઉગ્યો. તેના પ્રકાશમાં અમે અમારું ભાથું છોડી ખાવા બેઠા. દરમ્યાન અંબોપાએ અને બીજા નોકરોએ ભણીને પથરાનો ચૂલો ગોઠવી, સુક્કાં લાકડાં વણી લાવી એક માટલીમાં જીરાફનું માંસ બાફી નાંખ્યું. અનુચાચાએ અને એમના આફ્રિકન બિરાદરોએ તેનોજ સ્વાદ કાઢ્યો.

પછી અમે ઉંઘવા પડ્યા. પરંતુ બધાથી એક સામટા કેમ ઉંઘાય? આસપાસ સઘળે વેરાન પ્રદેશ આવી રહ્યો હતો. કઈ વેળા કઈ દિશામાંથી વાઘ સિંહ જેવું જંગલી પ્રાણી આવી પહોંચશે તે કેમ જાણી શકાય? અમે એક પછી એક જાગવાના વારા બાંધ્યા. થાકને લીધે અને વાળુના ઘેનને લીધે અમને બધાને ઘણીજ ઉંઘ આવતી હતી. છતાં અંબોપાએ પહેલા જાગવાનું સ્વીકાર્યું.

અડધીક રાત ગઈ હશે, એટલામાં મેં હુઉઉઉફ હુઉઉઉફ કરતો અવાજ સાંભળ્યો. હું અને પ્રતાપરાય એકીસાથે જાગી ઉઠ્યા. અંબોપાને પૂછ્યું, "શું છે?"

તેણે કહ્યું–'કાંઈ નહિ. તમે તમારે નિરાંતે ઉંઘી જાઓ. એ તો હાથીઓનું ટોળું પેલા નાળાનું પાણી પીવા આવ્યું છે."

અમે દૂર ચાંદરણામાં જોયું. તો વીસ બાવીસ મોટા કાળા આકારો આમથી તેમ હાલતા દેખાયા. મારે શરીરે ધ્રુજારી આવી. કેવાં ભયંકર પ્રાણી! તેમના લાંબા લાંબા અણીવાળા ધોળા દાંત ચંદ્રના અજવાળામાં સ્પષ્ટ દેખાતા હતા. મેં ધીમે સાદે પ્રતાપરાયને કહ્યું—

"ડાકટર સાહેબ, એકાદ બે ગોળીબાર કર્યા હોય તો?"

"નારે ના. બાપા ના." મારી પછવાડે સૂતેલા અનુચાચા મીંચેલી આંખેજ બોલી ઉઠ્યા–"હાથીના ટોળાંને પૂરતાં સાધન વગર છેડવું

નહિ. આમ તે કોઈને કનડે એમ નથી. પણ એક વાર તમે છેડયા એટલે તે વકરાયા બની જશે. તમે તમારે નિરાંતે ઉંઘી જાઓ. એ તો ચાલ્યા જશે."

પરંતુ આવાં મોટાં જંગલી પ્રાણીઓ પાસેજ છૂટ્ટાં ફરતાં હોય ત્યારે ઉંઘ કેવી રીતે આવે! છતાં જેમતેમ ટૂંકટું વળીને હું સૂઈ રહ્યો. વચમાં વચમાં જરા ડોકું ઉંચું કરીને હું જોઈ લેતો હતો કે હાથીઓ ગયા કે નહિ. આખું ટોળું પાણી પીને ધીમે ધીમે ચાલ્યું ગયું ત્યાર પછી થોડી વારે મને ઉંઘ આવી. આ વેળા અમે અંબોપાને ઉંઘવાની રજા આપી તેની જગાએ બીજા નોકરનો પહેરો ગોઠવી દીધો.

ત્યાર પછી બેએક કલાક ગયા એટલે એક ભયંકર ગર્જના સાંભળીને અમે ત્રણે જણા એકીસાથે જાગી ઉઠ્યા. આ વખતનું જોખમ મોટું હતું. બનુચાચાએ આછાં ચાંદરણામાં પોતાની દૃષ્ટિ ફેંકીને કહ્યું—"સિંહ છે, સિંહ."

મારી છાતી તો ધબધબ ધડકવા લાગી. પ્રતાપરાયને કેવી લાગણી થઈ હશે તે હું કહી શકતો નથી. પરંતુ તેઓ કાંઈ બોલતા ન હતા. તેમણે માત્ર પોતાની બંદુક હાથમાં લઈ ધરી રાખી હતી. અમે પણ તેમ કર્યું. બનુચાચા જોતા હતા તે દિશામાં અમે નજર નાંખી. પરંતુ કાંઈ સમજાયું નહિ. તે તરફથી ફપાફપ ફપાફપ અવાજ આવતો હતો. કોઈક પ્રાણીની રાડ પણ વચ્ચે વચ્ચે સંભળાતી હતી.

અમે ત્રણ જણા તીક્ષ્ણ દૃષ્ટિએ જોઈ રહ્યા. થોડી વારે બનુચાચા બોલી ઉઠયા—

"એન્ટીલોપ! એન્ટીલોપ."

એન્ટીલોપ એટલે જંગલી સાબર. મેં ચાચાને પૂછ્યું—"એન્ટીલોપ છે કે સિંહ છે?"

"બંને છે." ચાચાએ જવાબ દીધો.

પળવાર પછી એ દિશામાં અમે એક મોટું પોટલું આમથી તેમ ગબડતું હોય તેવું કાંઈક જોયું. પાંચેક મિનિટ સુધી તે ગબડ્યા કર્યું. પછી ધીમે ધીમે શાંત પડી ગયું.

"હં હં, હવે સમજાયું." બનુચાચા બોલ્યા.

"શું છે?" મેં પૂછ્યું.

"મને લાગે છે કે સિંહ ને સાબરની કુસ્તી ચાલી રહી છે." પ્રતાપરાયે અનુમાન કરીને કહ્યું.

"બરાબર છે." ચાચા બોલ્યા–"કુસ્તી એવી ભયંકર છે કે એમાં બંનેના પ્રાણ જશે."

પોટલું ગબડતું શાંત થયા પછી પાંચેક મિનિટે ચાચાએ તે દિશામાં એક બે ગોળીબાર કર્યા. ગોળી લાગતાંની સાથે તે પોટલું જરાક વાર ફરી ગબડ્યું ને શાંત થઈ ગયું.

ગોળીબારના અવાજથી અંબોપા જાગી ઉઠ્યો. અત્યાર સુધી અમે તેને ઉઠાડ્યો ન હતો. આગલી રાતના જાગરણ તથા દિવસના થાકને લીધે તે ઘોર નિદ્રામાં પડ્યો હતો. તે બંદૂકના અવાજે ચમકી ઉઠી બેઠો થયો.

પ્રતાપરાયે કહ્યું–"અંબોપા, જો તો. પેલું શું છે!"

અંબોપાએ સ્હેજ નજર નાંખીને કહ્યું–"એ તો સિંહ સાબરનું કોકડું છે. ચાલો, આપણે એને પકડી લાવીએ."

એમ કહી તે ચાલ્યો. તેની પાછળ બનુચાચા, હું અને પ્રતાપરાય ચાલ્યા. જે જગાએ પોટલું પડ્યું હતું ત્યાં જઈને જોયું તો–ચકિત થઈ ગયા.

લાંબી કેશવાળીવાળો ભયાનક સિંહ લોહીલુહાણ થઈને પડ્યો હતો. તેના પેટમાં ને આંતરડામાં તે વિકરાળ જંગલી સાબરનાં લાંબા અણીદાર શિંગડાં ભોંકાઈને આરપાર નીકળ્યાં હતાં. સિંહના બંને આગલા પંજાએ સાબરનું પેટ ચીરી નાંખ્યું હતું. સિંહની

ઝનુની ને લોહીઝરતી આંખો તેના ગોખલાઓમાંથી બહાર નીકળી આવી હોય એમ લાગતું હતું. ફીણ ફીણ થયેલી તેની જીભ પણ બહાર લટકી પડેલી હતી. સાબરનાં આંખ, નાક ને મ્હોં—સઘળું સિંહના પાછલા પગના નખ વડે ફેંદાઇને એકાકાર થઇ ગયું હતું. આખો દેખાવ એટલો બધો ભયાનક અને કરૂણ લાગતો હતો કે તે જોઇને મારે શરીરે તીવ્ર રોમાંચ થયો.

બંને પ્રાણીઓના શરીરમાં હજુ થોડો થોડો જીવ હતો. સાબરનું પેટ જરા જરા ઉંચું થતું હતું. સિંહની પૂછડી હાલતી હતી. બનુચાચાએ કહ્યું—

"આ તરફના જંગલોમાં આવાં કોકડાં ઘણી વાર બને છે. આ સિંહ પેલા વહેળાને કિનારે લપાઇને બેઠો હતો. ત્યાં આ સાબર પાણી પીવાને આવ્યું. સિંહે તેના પર છલંગ મારી. પણ તેના સળવળાટથી ચેતી જઇ સાબર પાછું હઠી પાછલા પગ પર ઉભુ થયું. એટલે સિંહનું શરીર એનાં શિંગડાંમાં ભરાઇ પડ્યું. સાબરનાં શિંગડાં વજ્જર જેવાં હોય છે. સિંહે તેમાંથી છૂટવા ફાંફાં માર્યાં, તેમ તેમ તે વધુ ફસાતો ગયો. તેણે નખ વડે સાબરનું પેટ ચીરી નાંખ્યું. અંતે શું થયું તે તમે નજરે જૂઓ છો."



# પ્રકરણ ૧૫ મું.

## અઢીસોનો હલ્લો

ત્યાર પછી અમે તે કમોતે મૂએલા બંને પ્રાણીઓનાં શરીર તપાસ્યાં. બનુચાચાએ કહ્યું—"આપણે બહુ નસીબદાર છીએ, હોં!"

"કેમ?" અમે પૂછ્યું.

"જૂઓની, આ વગર મહેનતે આપણને કેવું સરસ સિંહનું અને સાબરનું ચામડું મળવાનું." ચાચાએ જવાબ આપ્યો.

"તે તમારે એ ચામડું ઉતારવામાં એકાદ બે દહાડા ભાંગવાનો વિચાર છે કે શું?" પ્રતાપરાયે પૂછ્યું.

"આપણી પાસે એવી રીતે ઠામઠામ રોકાવા પૂરતો ખોરાક નથી." મેં કહ્યું.

"એકાદ બે દહાડા? ના રે ના. આટલું ચામડું ઉતારવામાં એટલો બધો વખત શાનો જાય છે? તમે જુઓ તો ખરા. હું અને અંબોપા મળીને કેટલા વખતમાં એ ચામડું ઉતારી લઇએ છીએ તે."

અંબોપા બોલ્યો—"ડાકટર સાહેબ, તમે તમારે પાછા નિરાંતે ઉંઘી જાઓ. સવાર સુધીમાં આટલું ચામડું અમે ઉતારી લઇશું."

પછી તેણે ચાચા તરફ જોઇને કહ્યું—"આટલું ચામડું અને આ સાબરશિંગડું ડર્બનના બજારમાં વેચ્યું હોત તો સોએક રૂપીઆ ઉપજે, ખરૂંને ચાચા?"

"અરે, સો કેવા! ઓછામાં ઓછો અઢીસોનો માલ છે." ચાચાએ તરત જવાબ આપ્યો અને પોતાની સામે ઉભેલા એક કાફરને દાકરડું કાઢી લાવવા હુકમ કર્યો. પ્રતાપરાયે, મને કોણીનો ઠોંસો મારી કહ્યું—"બહાદુરભાઇ, આપણે આપણે ચાલો નિરાંતે ઉંઘી જઇએ. એ લોકોને આ ચામડું ઉતારવાની મઝા લૂંટવા દો."

અમે તો પાછા અમારી મૂળ જગા પર આવી ઉંઘી ગયા. તે વેળા મળસ્કાના ચારેક વાગ્યાનો સુમાર થયો હશે. પૂર્વ દિશામાં ઝાંખું ભળભાખળું તો થયું હતું. છતાં થાક અને ઉજાગરાને લીધે અને મંદ મંદ વહેતા શીતળ વાયુની લહરીઓથી અમને તરતજ ગાઢ નિદ્રા સાંપડી.

જ્યારે અમે જાગ્રત થયા ત્યારે અમારા દિલ પર આછો તડકો પડી રહ્યો હતો. ઉઠીને જોયું તો બનુચાચા અને અંબોપા તથા તેમના સાગ્રીત કાફરો ચર્માવતારણની ક્રિયા કરીને પરવારી ગયા હતા, અને નદીમાં ધોઇને ચોકખું કરેલું ચામડું સૂર્યના તડકામાં સૂકવવાનો પ્રયત્ન કરતા હતા.

અમે ચાચાને મળેલા દલ્લા માટે તેમને અભિનંદન આપ્યું. અને પછી તુરતજ મુકામ ઉપાડી આગળ માર્ચ કરવાનો હુકમ કર્યો.

અમે લગભગ ત્રણ કલાક સુધી કુચકદમ ચાલુ રાખી. અગીઆરેક વાગે તો સૂર્યનાં કિરણો માથું ફાડી નાંખે એવાં કડક થઈ ગયાં. અમે એક સારી જગાએ મુકામ કરી ભોજનવિધિ ઉકેલી નાંખ્યો. બાદ આરામ લઈને નમતે પહોરે વળી પાછા ઉપડ્યા.

સાંજે પાંચેક વાગે અમે અમારા માર્ગમાં દૂર દૂર ઉગેલાં ઝાડોની ડાળીઓ વગેરે ભાંગેલી જોતા. વળી કાંકરીયાળી જમીનમાં મોટાં મોટાં પગલાં પડેલાં દીઠાં. તે પગલાંથી એક જાણે વિશાળ રાજમાર્ગ બંધાઈ ગયો હોયને એવો દેખાવ થઈ ગયો હતો. તે બતાવીને ચાચાને પૂછ્યું—"ચાચા, આ શું છે? ઝાડો કોણે ભાંગી નાંખ્યાં હશે?"

"કેમ નહિ સમજ્યા? હાથીઓનું એક ટોળું આ રસ્તે ગયું હોવું જોઈએ; લગભગ અઢારથી વીસ હાથીઓ તેમાં હોવા જોઈએ. તેનું આ કામ છે." તેમણે જવાબ આપ્યો.

અંબોપાએ આગળ વધીને કહ્યું—"એક હાથીના પગમાં કાંઈક દરદ થયેલું હોવું જોઈએ. વળી એ ટોળામાં એક તો તરતનું જન્મેલું બચ્ચુંજ છે, અને એક તો લંગડો છે."

અંબોપાને આટલી ચોકસાઈથી વાત કરતો જોઈને અમને બહુ નવાઈ લાગી. જ્યારે એણે અમને આ અનુમાન કરવાનાં કારણો—પગલાંમાં પડેલું લોહી વગેરે—બતાવ્યાં ત્યારે અમને એની બુદ્ધિ અને નિરીક્ષણ શક્તિ વિશે બહુ માન ઉપજ્યું.

અડધોક કલાકમાં અમે તે હાથીના ટોળાંને પકડી પાડ્યું. તે બેએક ફર્લાંગ દૂર રહ્યું એટલે ચાચાએ જમીન પરથી થોડીક ધૂળ લઈને ઉંચે ઉરાડી. મેં પૂછ્યું—"એ શું કરો છો?

ચાચા કહે—"પવન કઈ તરફ વાય છે તે જોઉં છું."

"કેમ ?"

"કારણ કે જો પવન આપણા તરફથી હાથીઓ તરફ જતો હોય તો આપણા શરીરની વાસ પરથીજ હાથીઓ ચેતી જાય અને–"

"આપણા પર ધસી આવે ?"

"નહિ રે. હાથી બહુ બીકણ પ્રાણી છે. માણસને જોઇને તે ભડકીને ભાગે છે. આ જુઓ–પવન હાથીઓ તરફથી આપણી પાસે આવે છે, એટલે કાંઈ ફીકર નથી. આપણે આ તરફથી છુપાતા છુપાતા ચાલો."

એકાદ ફર્લાંગ રહ્યો એટલે અમે ઝાડીઓની સાથે સંતાઇ સંતાઇને ચાલવા માંડ્યું. પ્રતાપરાય આ બાબતમાં ઝાઝો રસ લેતા ન હતા. એટલે તે તો પાછળ પડી ગયા હતા. અમે ચાર જણા, હું, અંબોપા, ચાચા અને ખીવો નામનો એક કાફર, એટલા આગળ ચાલતા હતા. મારી ને ચાચાની પાસે બંદુકો હતી. અંબોપાની પાસે તીરકામઠું અને ખીવાની પાસે કુહાડી હતી.

પાંચેક મિનિટ ગુપચુપ ચાલ્યા બાદ અચાનક ખીવાનું માથું ઝાડની ડાળી સાથે અફળાયું અને પાંદડાંનો સળવળાટ થયો. તરતજ એક મોટા હાથીનું લક્ષ આ તરફ ખેંચાયું. તેણે અમને જોયા ને સૂંઢ પર કરચલીઓ પાડી બે વાર ચીં ચીં અવાજ કર્યો.

તરતજ આખું ટોળું ઉછળી ઉછળીને નાસવા મંડ્યું. ચાચાએ પોતાની બંદુક તાકી એક હાથી પર ગોળી છોડી. કમનસીબે ગોળી તેના કપાળ પર સહેજ વાગીને ટક્કર ખાઇ ઉછળી. તે બીજા એક નાના હાથીના પેટમાં જોરથી વાગી. તે બચ્ચું જોરથી કીકીયારી પાડતું નાઠું. પણ મોટો હાથી જે લંગડો હતો તેનાથી ઉતાવળે નસાય તેમ ન હતું. તે સામે થયો, અમારા તરફ દોડતો આવ્યો. અમે છૂટા પડી ઝાડને ઓથે ભરાવા લાગ્યા. કારણ કે આ માતંગરાજ વકરાયા હતા. તે જીવ પર આવી ગયા હતા; એટલે શુંનું શું કરી નાંખે એવો ભય હતો. ચાચાની બંદુકમાં

ગોળી ખલાસ થઈ હતી. તે ભરવાનો તેઓ પ્રયત્ન કરતા હતા. એટલામાં તો હાથીની સૂંઢ તેમના ડોકા પર જઈ પડી. સારૂં થયું કે એમણે મોટું પડઘમ જેવું ફાળીયું માથા પર લપેટયું હતું. ગજરાજની સૂંઢમાં ફાળીયું આવી ગયું ને ડોકું બચી ગયું. નહિ તો ખરેખર એ ઝનુની પ્રાણીએ ચાચાને ડોકામાંથી પકડીને જોરથી જમીન સાથે અફાળ્યા હોત, અને તેજ વખતે કદાચ એમના ખડખડપાંચમ શરીરનો અંત આવી ગયો હોત.

ફાળીયું સૂંઢમાં આવેલું જોઈને હાથીએ તે ફેંકી દીધું અને ફરી પાછો ચાચાને પકડવા માટે પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ એટ-લામાં ખીવાએ આવીને હાથીના પાછલા પગ પર જોરથી કુહાડીનો ઘા કર્યો. હાથીએ ચીચીયારી પાડી. તેના પગમાંથી લોહીની ધારા છૂટી. ચાચાને પડતા મૂકી તે ખીવા પ્રત્યે ફર્યો. પળવારમાંજ અમારી ખાત્રી થઈ ગઈ કે ખીવાએ ખરેખરૂં વગર વિચાર્યું સાહસ કર્યું હતું.

પોતાની સામે નવો શત્રુ જાગેલો જોઈને હાથી ખીવા તરફ ફર્યો ને તેને તરતજ પોતાની સૂંઢ વડે ગરદનમાંથી પકડયો. એક બે વાર ચક્કર ચક્કર ફેરવીને ઉછાળ્યો. અમારા જીવ ટાળવે લાગી ગયા. ખીવાનું શરીર હવામાં ઉંચે પચાસેક ફુટ ગયું હશે. એટલેથી એ નીચે પડે એટલે બેભાનજ થઈ જાય; અને ખરેખર તેમજ બન્યું. ખીવાનું શરીર ભોંય પર ધબ કરતું કે પડયું. તેનાં હાડકાં પાંસળાં ખોખરાં થઈ ગયાં. ખારવાયલો હાથી તરતજ તેના તરફ દોડયો. તેની પાસે જઈને તેના શરીર પર પોતાનો પગ મૂકવા ઉપાડયો.

ચાચાએ તે જોયું. મેં પણ તે જોયું. ચાચાએ પોતાની બંદુ-કમાં ગોળી ભરવા ઘણો પ્રયાસ કર્યો, પરંતુ કોણ જાણે તેજ વખતે તેમાં શું બગાડ થઈ ગયો, તે કેમે કરી ગોળી બેઠીજ નહિ. તેમણે પોતાની બંદુક પડતી મૂકી; મારી પાસે આવી મારી બંદુક લીધી. બંદુક લઈને તાકી, તાકીને ગોળી છોડવા માટે ઘોડા પર

આંગળી મૂકી. એટલામાંજ તે ગંજાવર શરીરના પ્રાણીએ પોતાનો પગ ખીવાની છાતી પર મૂકી દીધો અને આખા શરીરનું વજન તેના પર આવે એવી રીતે બીજા ત્રણ પગ ઉંચકી ઉભો થયો.

ખલાસ! થઈ રહ્યું. ચાચાએ ગોળી છોડી. તે હાથીની પૂંછડી આગળથી એનાં આંતરડાંમાં ઘુસી ગઈ, તેને તમ્મર આવ્યાં. તેનું પ્રચંડ શરીર ચકરી ખાઈને પડ્યું. અને થોડી વારે તેનો પ્રાણ પણ નીકળી ગયો—પરંતુ તેના પહેલાં ખીવાનો આત્મા ક્યારનો ખોળીઆમાંથી નીકળી ઉડી ગયો હતો.



## પ્રકરણ ૧૬ મું.

## લુકાન્ગાને તીરે

ભર જંગલમાં બની શકે તેવી રીતે અને મળી શકે તેવાં સાધનો વડે ખીવાના શરીરને અવલમંજલ પહોંચાડીને અમે આગળ ચાલ્યા. બે ત્રણ દિવસ પછી લુકાન્ગા નદીને કિનારે આવી પહોંચ્યા.

લુકાન્ગા નદીનું સ્થાન જગતની ભૂગોળમાં ખાસ વિચિત્રતાભર્યું છે. અસીમ વેરાનની અંદર, જ્યાં આસપાસ ઘણા માઈલ સુધી એક ખાબોચિયું કે ભીનાશવાળી જમીનનો એક કકડો સુદ્ધાં ન મળે, તેવા પ્રદેશમાં એ એક વહેળો ધડધડાટ વહી જાય છે. માથા પર ગમે તેવો તાપ પડતો હોય કે ગમે તેવા કકડતા ઉન્હાળાના દિવસો ચાલતા હોય તોયે આ નદીનો પ્રવાહ જેવો ને તેવો વહ્યો જાય છે. પણ નવાઈની વાત એ છે કે એ નદીનું પાણી હંમેશ વહેવા છતાં કોઈ એ પાણીનો ઉપયોગ કરી શકતું નથી. એ ઉંચી ઉંચી ભેખડોની વચ્ચે માત્ર ત્રણ ચાર ફુટ જેવડી પહોળી ને ઉંડી ખાણમાં થઈને આ પ્રવાહ વહી જાય છે. આગળ ઉપર તે કઈ નદીને મળે છે તે કોઈ જાણતું નથી. ભેખડના મથાળા પરથી પાણી લેવા માટે દોરડાંથી વાસણ બાંધીને નાંખ

તે પહેલાંજ ભેખડનો કાંઇક ભાગ તૂટી પડે અથવા માણસને તમ્મર આવી તે પ્રવાહમાં ઉછળી પડે. એવા ઘણા પ્રસંગો આગળ બન્યા હોવાથી હવે કોઇ મનુષ્ય એ વહેળામાંથી પાણી લેવાને હિંમત કરતું નથી, એમ અમને અંબોપાએ જણાવ્યું.

અમે જે જગાએ આવી પહોંચ્યા ત્યાં થોડાંએક જંગલી લોકોનાં ઝુંપડાં હતાં. તે ઝુંપડાં લુકાન્ગાના વહેળાથી બે એક ફર્લાંગ દૂર હતાં. અમને આવેલા જોઇને બધાયે જંગલી લોકો પોતપોતાનાં ઝુંપડાંમાંથી બહાર નીકળી જોવા લાગ્યાં. તેમના નાનાં છોકરાંઓ તો અમે જાણે હિંસક પ્રાણીઓ હોઇએ તેમ અમારાથી ભડકીને રડવા અને બૂંકડા મૂકવા લાગ્યાં. આખરે અંબોપાએ અને બનુચાચાએ તેમને તેમની ભાષામાં આશ્વાસનના શબ્દો કહી અમે શા માટે આવ્યા હતા તે સમજાવ્યું ત્યારેજ તેઓ શાંત થયા. અમે તમને લૂંટવા આવ્યા નથી એવી ખાત્રી આપતાં તેઓ રાજી થયા અને કોઇ પણ જાતની બદલાની આશા વગર એકદમ અમારી સરભરા કરવા મંડી પડ્યા. તેમણે પોતાને રહેવાનું એક ઝુંપડું એકદમ અમને ખાલી કરી આપ્યું. તેમાંનો બધો સામાન—સામાનમાં હોય પણ શું? થોડાંક ગાભાચુંથા, ચામડાં, માછળીઆં, લાકડાનાં વાસણો ને એવું બધું હતું તે—કાઢીને બીજી ઓરડીમાં લઇ ગયા. અમને તે ઝુંપડામાં બેસવા માટે એક બે સારી ધાબળીઓ પાથરી આપી. હાથ મ્હોં ધોઇને અમે ત્રણ જણા તેના ઉપર નિરાંતે બેઠા. એટલે ચાચાએ કહ્યું—

"બહાદુરભાઇ, હવેજ આપણી કસોટી થવાની છે."

"કેમ?"

"આ નદીને પેલે પાર સેંકડો માઇલ સુધી પાણીનું ટીપું સરખું મળે તેમ નથી."

"એમ કે!"

"ખરી વાત છે." પ્રતાપરાય બોલ્યા—"બહાદુરભાઇ, તિબેટની

મુસાફરીમાં આપણે પાણી પાણી ને પાણીજ દેખ્યું. કેટલાક દિવસ સુધી તો આપણે માત્ર બરફજ જોયું. આ મુસાફરીમાં પાણીનો પૂરેપૂરો દુકાળ વેઠવાનો છે.''

''જે તમારૂં થશે તે મારૂં થશે.'' મેં તરતજ જવાબ આપ્યો.

સાંજે હું અને પ્રતાપરાય એકલા ફરવા નીકળ્યા અને જ્યાં અમારો મુકામ હતો ત્યાંથી ઘણે દૂર એક ઉંચી ભેખડ ઉપર જઈ બેઠા. અહીંથી આગળ ખેડવાના વિશાળ રણનો પટ દૃશ્યમાન થતો હતો. અને તે પાછો ચઢાવ હતો. જોતાં નજર ફાટી જાય એટલો તે વિશાળ અને ગંભીર હતો. કેટલા યે માઈલ સુધી તેમાં એક ચકલીયું કે બીજું કોઈ પક્ષી ઉડતું દેખાતું ન હતું.

આભમાં ઉંચે ઉડનારી સમડીઓ પણ આ રેતાળ પ્રદેશને ત્યજી ગઈ હતી. એવા એ ભયાનક પ્રદેશમાં એક ખોવાયલા માણસને ખાતર, થોડાક ચળકતા પથરાને ખાતર, અને પારસમણિને નામે ઓળખાતા કોઈક પદાર્થને ખાતર અમારે જવાનું હતું !

ઘણી વાર સુધી હું કશું પણ બોલ્યા વગર બેસી રહ્યો. પ્રતાપરાય પણ બોલ્યા નહિ. હું ઉંડા વિચારમાં પડી ગયો હતો. જે સુખી દશા ત્યજીને હું આ સાહસકાર્યમાં જોડાવાને દોડી આવ્યો હતો તેનાજ મને વિચારો આવતા હતા. અત્યારે મારી પ્રેમાળ પત્ની શું કરતી હશે ? મારો કાંઈ કાગળપત્ર ન મળવાથી તેને મારે માટે કેટલી ચિંતા થતી હશે ? તેના ઉપર કાંઈ આફત આવી પડી હશે તો ? એવા એવા કાંઈ કાંઈ વિચારે મારૂં મન ઘેરાયું હતું. અને મને કંઈક પશ્ચાત્તાપ પણ થતો હતો.

પ્રતાપરાય વારે વારે મારા મ્હોં સામું જોતા હતા. માત્ર મુખ પરના ભાવો ઉપરથી માણસના વિચાર પારખી જવાની તેમની કળા વિશે મને ખાત્રી હતી. એટલે તેમની નજર પડે કે તરત હું મારૂં મ્હોં ચપળતાથી ફેરવી લેતો હતો. છતાં થોડી વારે તેઓ બોલ્યા—

"બહાદુરભાઈ, ઘણી વાર જ્યારે માણસ પોતાના ભૂતકાળ ઉપર દૃષ્ટિ નાંખે છે ત્યારે તેને પોતાના જીવનના કેટલાક પ્રસંગો વિશે બહુજ આશ્ચર્યભરેલી લાગણીઓ ઉત્પન્ન થાય છે. ઘણી વાર એને એમ થાય છે કે આવાં સ્પષ્ટ પ્રતિકરણો હોવા છતાં મેં ફલાણું કાર્ય શા માટે કર્યું ? જો કે તે કરતી વેળા એણે જરાયે અચકાયા વગર પોતાની ઇચ્છાથીજ અમુક કાર્ય કર્યું હોય છતાં તેને પાછળથી કોઈ વાર પશ્ચાત્તાપ પણ........"

"ના. ના. ડાકટર સાહેબ, એવું કાંઈ નથી. હું કાંઈ આપની સાથે આવવા બદલ જરાયે પસ્તાવો કરતો નથી......"

"હું કાંઈ તમને ઉદ્દેશીને નથી કહેતો." પ્રતાપરાયે તરતજ ફેરવી તોળ્યું—"એ તો મનુષ્ય માત્રને લાગુ પડતો સામાન્ય નિયમ છે. જેવી રીતે અત્યારે તમે તમારા ઘરના અને ગૃહિણીના વિચાર કરતા હતા અને તે સુખ ત્યજીને તમે આ ભયાનક સાહસમાં મારી સાથે જોડાયા તે બદલ આશ્ચર્ય પામતા હતા, તેવીજ રીતે બ્રહ્માંડના ભેદવાળા સાહસના વિચાર કરતાં મને પણ એક પ્રકારનું આશ્ચર્ય ઉપજે છે. જગતનું કલ્યાણ કરવા માટે કેટલુંક જ્ઞાન અને તે દ્વારા શક્તિ પ્રાપ્ત કરવા ખાતર આપણે તે ભયાનક કકડતી ઠંડીવાળા પ્રદેશમાં જઈને વિકરાળ જંગલી પ્રાણીઓ અને તેમના કરતાં વધુ વિકરાળ અને ઠગનાખોર સાધુડાઓમાં ઝંપલાવ્યું. આપણે ત્યાંથી જે જ્ઞાનભંડાર વહોરી લાવ્યા તે ઉથલાવી જોતાં મને લાગ્યું કે આ બધા જ્ઞાનભંડાર સાથે પણ આપણી પાસે જો પૂરતા પ્રમાણમાં દ્રવ્ય ન હોય તો માનવ પ્રગતિની જે યોજનાઓ મેં મારા હૃદયમાં ઘડી રાખી છે તેનો એક શતાંશ પણ અમલમાં મૂકી નહિ શકાય. જગતના વહેવારમાં રોજ ઉઠીને દરેક ઝીણી ઝીણી બાબતમાં દ્રવ્યની સહાય જોઈએ છે. તો પછી કોઈ પણ મોટી યોજના પાર પાડવા માટે દ્રવ્ય જોઈએ એમાં શી નવાઈ!

"આથીજ મને હમણાં હમણાં એમ લાગવા માંડયું છે કે બ્રહ્માંડના ભેદવાળો પ્રવાસ કરતાં પહેલાંજ જો મેં આ પ્રવાસ ઉપાડયો હોત તો ઠીક થાત. ગુમાન મારો ભાઈ છે. તે મને પ્રિય છે. એને શોધવા માટે હું નીકળ્યો છું એ કાંઈ ખોટું નથી. છતાં એજ માત્ર સાચું છે એવું પણ નથી. મારે મારી યોજનાઓ માટે પુષ્કળ દ્રવ્યની જરૂર છે. અને તે મેળવવાનો પણ મારો ઉદ્દેશ છે. જો હું ધારૂં તો જનસમાજમાં સામાન્ય રીતે ચાલતા ધંધામાંનો કોઈ પણ ધંધો કરી શકું તેમ છું. જાદુગરનો, વકીલાતનો, ડાકટરનો—ગમે તે. પરંતુ મારે તેમ કરીને દ્રવ્યપ્રાપ્તિ કરવી નથી. તેમ કરવાથી તો જે દ્રવ્ય મારા હાથમાં આવે તે મારા કોઈ મનુષ્ય ભાઈના ખીસામાંથીજ આવે ને ? એના કરતાં તો આ જગાએ અઢળક દ્રવ્ય પડી રહેલું છે. કોઈ તેનો ઉપયોગ કરતું નથી. હું તેને વિશે જાણું છું, તેને પ્રાપ્ત કરવા જેટલી મારામાં શક્તિ છે. તો પછી મારે શા માટે તેજ નહિ લેવું ? મારે મારા પ્રયાસથી જગતના દ્રવ્યમાં ઉમેરો કરવો છે. અલબત્ત, તેમ કરવામાં જોખમ છે, શિરસાટેનું જોખમ છે. તે હું જાણું છું. પરંતુ બહાદુરભાઈ, દુનિયામાં જોખમ કયાં નથી ? મોત તો માણસને માથેજ ભમ્યા કરે છે. ઘર છોડીને બહાર નીકળ્યા એટલે રસ્તામાંજ કોઈ મકાન આપણા માથા પર તૂટી પડે અને જીવનનો અંત લાવે, એવું ન બને એની શી ખાત્રી ? વળી એક નિયમ છે કે જે કાર્યમાં જેટલું જોખમ તેટલો તેમાં આનંદ. જો માખી મારવામાં રસ પડતો હોત તો કોઈ વીરલા તરવાર લઈને જંગલમાં વાઘનો શિકાર કરવા નહિ જાત......"

"આપનું કહેવું બરાબર છે." મેં જવાબ દીધો.

પ્રતાપરાયે આગળ ચલાવ્યું........

"સુલેમાની ખાણમાં જે હીરાઓ પડેલા હોવાની વાત મેં તમને કહી તે હીરાઓ જો આપણને હાથ લાગશે, તો પછી

આપણે કાંઈ પણ યોજના અમલમાં મૂકવાને સંકોચ રહેવાનો નથી. કહે છે કે એમાંનો એકેક હીરો મોટી મોટી બાદશાહી મિલ્કતો લે એટલો કિંમતી છે. એ સાચું હોય કે નહિ તોયે..."

"પણ પેલા પારસદ્રવ્યનું શું?" મેં ઉત્સુકતાથી પૂછ્યું.

"હું હમણા તેનેજ વિશે વાત કરવા જતો હતો. મેં હીરા ઉપર ઝાઝો મદાર નથી રાખ્યો. ગમે તેટલા હોય તોયે તે સીમાબદ્ધ દ્રવ્ય કહેવાય. પણ જો આ પારસમણિ હાથ લાગે તો પછી કોઈ જાતની ચિંતાજ રહે નહિ."

મેં પૂછ્યું-"એ પારસમણિ કેવોક હશે! શું તે એકાદ ચળકતો પથરો છે? કે પેલા ઈટાલીયનના લેખમાં જણાવ્યા મુજબ કોઈ મોટો વિસ્તૃત પદાર્થ હશે?"

"એ બાબતમાં હું કાંઈ ચોક્કસ અભિપ્રાય આપી શકતો નથી. મને લાગે છે કે જમીનની અંદર કેટલીક રસાયણી ક્રિયાને લીધે અમુક તત્વમાં ફેરફાર થઈને તેમાં પારસના ગુણો આવતા હોવા જોઈએ. આ દ્રવ્ય શરૂઆતમાં મોટા જથ્થામાં તૈયાર થતું હશે. અને તેના પારસગુણ પણ એના પરમાણુમાં ફેલાયલો રહેતો હશે. પરંતુ પૃથ્વીના દબાણે કરીને તે દ્રવ્ય સંકોચાઈને સંગઠિત બને છે......"

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એટલામાં અમારી પાછળ કંઈક સળવળાટ થયો. પાછું વળીને જોયું તો અંબોપા અમારી પાસે આવતો દેખાયો.

---

## પ્રકરણ ૧૭ મું.

## જીવ એટલે શું?

અંબોપા સાથે એક જંગલી, હોટન્ટોટ હતો. તેને બતાવી અંબોપાએ કહ્યું-"લ્યો. જુઓ ડાકટર સાહેબ, આ શું કહે છે તે સાંભળી લ્યો."

"કેમ શું છે?"

"મને લાગે છે કે એ તમારા ભાઈ વિશે જાણે છે."

"હેં ખરેખર?"

"હાજી. એ કહે છે કે બે વરસ પર એક હિંદુસ્થાની માણસ આ તરફ આવ્યો હતો. તેની સાથે એક નોકર હતો. કેમ ખરૂં ને?"

પેલાએ પોતાની ભાષામાં જવાબ આપ્યો—"હાજી. તે બંને જણા આ બાજુ થઈને પેલા પહાડો તરફ ગયા હતા. પરંતુ તે પાછા કદિ આવ્યાજ નથી."

"તેને કેટલોક વખત થયો હશે!"

"બહુ બધો. ત્યાર પછી તો બે વાર ટાઢ પડી ગઈ." પેલા જંગલીએ જવાબ આપ્યો. એને કોઈ વરસ કે મહિનાનો કશો ખ્યાલજ ન હતો. તેણે બે શિયાળા પસાર થઈ ગયા એમ જણાવ્યું.

"તું કેમ જાણે કે તે મારો ભાઈ હતો!" પ્રતાપરાયે પૂછ્યું.

"કારણ કે તેની આંખો અને નાક બરાબર તમારા જેવાંજ હતાં." પેલા જંગલીએ જવાબ આપ્યો—"સાહેબ, હવે આ બાજુ જવામાં જોખમ છે. જે કોઈ જાય તે પાછું આવતું નથી. કોણ જાણે ક્યાં મરી જાય છે. ટીપું પાણી મળતું નથી." એમ કહી તે અમને બોધ આપવા લાગ્યો.

પ્રતાપરાયે તેને સમજાવીને કહ્યું કે, "એ માર્ગે જવામાં શું શું જોખમ છે તે અમે સારી રીતે જાણીએ છીએ. તારે ચિંતા કરવાની જરૂર નથી." પછી અંબોપાના તરફ જોઈ તેમણે કહ્યું—"અંબોપા, આ જગતમાં એવી કઈ વસ્તુ છે કે જે માણસ ધારે તો ન કરી શકે? એવો કોઈ પહાડ નથી જેના ઉપર માણસ નહિ ચઢી શકે, એવી કોઈ મુસાફરી નથી જે કાળા માથાના માનવીથી પૂરી કરી શકાય નહિ. જેને આ પાર કે તે પાર, 'કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ'નો અમૂલ્ય સિદ્ધાંત અમલમાં મૂક-

વાની હિંમત છે તે કોઈ દિવસ પાછો હઠતો નથી.''

તમારી વાત સાચી છે. જીવ પર જે માણસ મોહ રાખે છે તે કશું કાર્ય કરી શકતો નથી. અને જે માણસ એની માયા ત્યજે છે તેને કશું અશક્ય લાગતું નથી. પણ ડાક્ટર સાહેબ, આ જીવ તે શું હશે અને શરીર સાથે એનો શું સંબંધ હશે? મને તો કંઈ સમજાતું નથી. તમે સુધરેલા દેશના લોકો એ બધી બાબત સારી રીતે જાણતા હશો. તમે એની કાંઈ કાંઈ શોધ પણ કરી હશે. જો તેમ હોય તો મને એ બધું સમજાવો.''

જંગલી–જંગલવાસી અંબોપાને આ ગહન વિષયોમાં આટલો રસ ધરાવતો જોઈને મને બહુ નવાઈ લાગી.

પ્રતાપરાયે તેને જવાબ દેતાં કહ્યું–''જીવ, આત્મા, મન, પ્રકૃતિ –એ બધા ગહન વિષયો છે. મોટા મોટા પ્રોફેસરોએ તેને વિશે વરસના વરસ શોધ ચલાવી છે. પરંતુ તેઓ તેનો પાર પામ્યા નથી. મોત દરેક માણસને માથે ભમે છે. એટલે દરેક માણસ કાળો કે ધોળો, હિંદુસ્થાની કે આફ્રિકન–દરેકને મોત પછીની જીંદગીનો, મરણ પછી માણસનું શું થતું હશે તેનો વિચાર આવ્યા વગર રહેતો નથી. અંબોપા, તને પોતાને પણ એ વિચાર ઘણી વાર આવ્યો હશે. તારી પોતાની કોમમાં પણ એ સંબંધમાં કોઈને કાંઈ માન્યતા હોવી જોઈએ...''

''છેજ.'' અંબોપાએ તરત જવાબ આપ્યો. અમે માનીએ છીએ કે અંધકારમાંથી આપણે જનમીએ છીએ. અને મોત થતાં પાછા અંધકારમાં જતા રહીએ છીએ. દુનિયાનો મોટો બાપ પેલો સૂરજ છે તે જ્યાં નહિ હોય એવે ઠેકાણે, ઘણે ઘણે દૂર આપણે ચાલ્યા જઈએ છીએ. જીંદગી એ કશું નથી. એક જાતની ભ્રમણા છે. જીંદગી એક ઢાલ છે. તેના ઉપર આપણે મોતના પ્રહારો ઝીલીએ છીએ. તે એક આગીઆ સરખી છે. તે રાતના ઝળકે છે અને દિવસે કાળો કોયલા જેવો બની રહે છે. શિયાળામાં

બળદના નાકમાંથી વરાળના ગોટા નીકળે છે. જીંદગી તેના જેવીજ કાંઇક છે. દિવસે ઝાડોના ઓળા મેદાન પર ચાલે છે ને સાંજે કોણ જાણે કયાં ગેપ થઇ જાય છે? જીંદગી તેવી છે. કેમ ખરૂંને?"

"તમારી માન્યતા બહુ સાદી છે." પ્રતાપરાયે કહ્યું.

"સાદી તો ખરીજ." અંબોપાએ કહ્યું—"પણ એ બાબતમાં સાચું શું છે તે મને સમજાતું નથી. જીંદગીને ભ્રમણારૂપ અને ઓળા જેવી માનતાંયે મારા મનમાં કાંઇ કાંઈ શંકા ઉત્પન્ન થાય છે. આવા વિષયમાં તમે હિંદુસ્થાનના લોકો બહુ ઉંડા ઉતરેલા છો એમ મેં સાંભળ્યું છે. એટલે તમે ખરેખરૂં જ્ઞાન ધરાવતા હોવા જોઇએ. મને આ બાબત સમજવાની બહુજ ઉત્કંઠા છે. માટે તમે જે કાંઈ જાણતા હો તે મહેરબાની કરીને મને સમજાવો."

પ્રતાપરાયે કહ્યું—"અંબોપા, આત્માના જ્ઞાનને લગતો આ વિષય એટલો બધો અગાધ છે કે એની ચર્ચા એક બે કલાકમાં થઇ શકે નહિ. જુદા જુદા તત્વવિચારકોએ આત્માના અસ્તિત્વ સંબંધી જુદા જુદા અભિપ્રાયો બાંધ્યા છે. તે બધા વિશે તો હું તને કહી શકું તેમ નથી. પરંતુ તારી જાણ ખાતર એકાદ વસ્તુ હું તને સમજાવીશ. માણસનો દેહ હાડકાં, ચામડાં અને માંસ વગેરેનો બનેલો છે. માણસ મરી જાય છે ત્યારે આપણે એ હાડકાં, ચામડાં છૂટાં પડેલાં જોઈ શકીએ છીએ. વિજ્ઞાનશાસ્ત્રીઓએ માણસના શરીરના જુદા જુદા તત્વો લઇને તેનું અન્વેષણ કર્યું છે. આપણા હાડકામાં, માંસમાં, લોહીમાં, કયાં કયાં જુદાં જુદાં મૂળતત્વો છે તે શોધી કહાડયું છે. અને તે પરથી તેઓ કહે છે કે દેહની અંદર જ્યારે ચોક્કસ પ્રમાણમાં આ તત્વો મિશ્રિત થયેલાં હોય છે ત્યારે એક પ્રકારની શક્તિ, એક પ્રકારની ગરમી તેમાં આપોઆપ ઉત્પન્ન થાય છે. કદાચ આ વાત તને બરાબર સમજાતી નહિ હોય."

અંબોપાએ તુરતજ જવાબ આપ્યો:—"નહિજી. મને સમજ

પડે છે. આપણે ભીંતે ચોપડવા ચૂનો ગાળીએ છીએ તેમાં...”

“શાબાશ. શાબાશ!” પ્રતાપરાય તુરતજ બોલી ઉઠ્યા–“તું બરાબર સમજ્યો છે. જેવી ચૂનાના ગાંગડા ઉપર પાણી પડે છે અને તુરતજ ગરમી ઉત્પન્ન થઇ ખળભળાટ થવા માંડે છે તેવી રીતે આ ક્રિયા થાય છે. ચૂનાનો ગાંગડો ઠંડો હોય છે. પાણી ઠંડુ હોય છે. છતાં એમાં ગરમી ક્યાંથી આવી? એ જે માણસ સમજી શકે તેને આ સમજવું અઘરૂં નહિ પડે. પ્રાણી માત્રનો જીવ એ એના શરીરમાં સમાયલાં તત્વોએ ઉત્પન્ન કરેલી શક્તિ છે. મનુષ્ય દેહને રચનાર જુદાં જુદાં મૂળતત્વોની પરસ્પર જે રસાયણી ક્રિયા થાય છે, તેનાથી ગરમી ઉત્પન્ન થાય છે. એ રસાયણી ક્રિયા જાળવી રાખવા માટે પ્રાણી રોજ ખોરાક ખાય છે, પાણી પીએ છે. એ અન્ન પાણી આત્માની ઉત્પતિને ટકાવી રાખે છે. આત્મારૂપી શક્તિ ઉપજવાને માટે દેહમાં ચોક્કસ પ્રકારનાં મૂળતત્વો જોઇએ, તેને ચોક્કસ પ્રકારનો ખોરાક મળવો જોઇએ, ચોક્કસ પ્રકારના વાતાવરણમાં એ દેહ રહેવો જોઇએ. જો ખોરાકમાં કાંઇ ફેરફાર થઇ જાય, જે ખોરાક અનુકૂળ અને રૂચિકર હોય તે સિવાયનો બીજો કોઇ ખોરાક એના પેટમાં પડે એટલે જોઇએ તેના કરતાં વધારે ગરમી ઉત્પન્ન થઇ જાય. એને લોકો તાવ આવ્યો એમ કહે છે. અથવા તો એવા ખોરાકથી જોઇએ તે કરતાં ઓછી ગરમી ઉત્પન્ન થાય છે તો લોકો કહે છે કે શરદી થઇ છે. હવાનાં જુદાં જુદાં વાતાવરણથી પણ શરીરની જીવોત્પાદક શક્તિમાં ફેર પડી જાય છે. ટુંકમાં જીવ એ બીલકુલ શરીરેજ નિપજાવેલી પેદાશ છે. શરીરથી જુદી આત્મા જેવી કોઇ ચીજ નથી. આત્મા કોઇ હવા જેવી વસ્તુ નથી. તેમ ઘણા લોકો માને છે તેમ ભૂરા રંગનો ધૂમાડો નથી. કેટલાંક તેજાબ અને ધાતુઓ ભેગાં કરવાથી વિજળી ઉત્પન્ન થાય છે. તે વિજળી દીવા કરે છે, પંખા ફેરવે છે, ગીલીટ ચઢાવે છે, ઘંટીઓ ચલાવે છે અને અનેક કામો કરે છે. પ્રાણીના દેહે ઉત્પન્ન કરેલી આત્મા-

રૂપી વિજળી દરેક મનગમતાં કાર્યો કરી ને કરાવી શકે છે. દેહ વગર આત્મા નભી શકતો નથી. દેહ વગરનો આત્મા કોઇએ દીઠો નથી. કોઇ દેખાડી શકે તેમ નથી. ઘણાએ ભૂત જોયાની અને જોયેલું સાંભળ્યાની વાતો કરે છે. પણ ખરેખર જોયું હોય એવો કોઇજ નથી. પોતે જોયાની જે વાતો કરે છે તેમણે પોતાના મનની ધાસ્તી-નેજ ભૂત માનીને કાંઇ કાંઈ કલ્પના કરી લીધેલી હોય છે. ભૂત ડાકણ, પ્રેત, પિશાચ, મેલી વિદ્યા, સાધના વગેરે વસ્તુઓ મજ-બૂત માનસિક શક્તિવાળા માણસોએ નબળી મનશક્તિવાળાઓને ડરાવવાને ઉત્પન્ન કરેલી છે. બાકી શરીર નાશ પામ્યા પછી આત્મા ટકતો નથી. ઉલટો આત્મા તો શરીરની પહેલાંજ નાશ પામે છે. આત્મા નાશ પામે છે તેથી લોકો શરીરનો નાશ કરે છે. આવી માન્યતા આજકાલ કેટલાક તત્વજ્ઞાનીઓમાં પ્રચાર પામતી જાય છે."



## પ્રકરણ ૧૮ મું.

## આંગળીનો ચમત્કાર

પ્રતાપરાયની વાત સાંભળીને મને પણ ઘણોજ રસ પડયો. જીવ એટલે શું તેની આ નવી સમજુતિ આજ પહેલાં મારા સાંભળવામાં આવી ન હતી. એમની વાત પૂરી થતાં હું ઉંડા વિચારમાં પડી ગયો. અંબોપા પણ આ તત્વજ્ઞાન સાંભળીને ભારે આશ્ચર્યયુક્ત વિચારમાં પડી ગયો હતો.

થોડી વારે મેં પૂછયું—" ડાકટર સાહેબ, આપની આ વાત તો બહુજ વિચિત્ર લાગે છે. આજ સુધી આત્માનું જુદું અસ્તિત્વ માનનારાઓને ગળે તો આ વાત ઉતરે પણ નહિ..."

" તેનું કારણ એટલુંજ કે પેઢી દર પેઢીથી એમના મગજ પર જુદા આત્માની છાપ પડતી આવી છે. અનેક જમાનાથી આપણે એમ માનતા આવ્યા છીએ કે મરી ગયેલા માણસનો આત્મા એના શરીરમાંથી નીકળીને ઉંચે આકાશમાં કે ચંદ્ર-

લોકમાં કે પિતૃલોકમાં ચાલ્યો જાય છે. એ ઉંડી છાપ ભુંસાઇને નવી માન્યતાનો સ્વીકાર થવો એ મુશ્કેલ તો ખરૂંજને?"

અંબોપાએ જાગ્રત થઇને સવાલ પૂછ્યો—

"પરંતુ ડાકટરસાહેબ, અમારી જંગલી જાતોમાં કેટલાયે માંત્રિકો હોય છે તે મરી ગયેલા જીવોને બોલાવે છે. એક માણસના શરીરમાં બીજાનો જીવ દાખલ કરાવે છે. તેને ધૂણાવે છે તેની પાસેથી કાંઈ કાંઇ અજાણી વાતો બોલાવે છે. આ બધું મેં નજરોનજર જોયું છે. જો શરીરથી આત્મા જુદો નહિ હોય તો એ કેમ બની શકે?"

પ્રતાપરાયે કહ્યું—"અંબોપા, તેં ઠીક સવાલ શોધી કહાડ્યો. તારા મગજમાં આ જાતનો પ્રશ્ન ઉત્પન્ન થશે એમ મને પહેલાંથીજ લાગતું હતું. તું કહે છે તે તો ચમત્કારની વાત થઇ. ચમત્કાર એટલે એક માણસના અજ્ઞાન સામે બીજા માણસનું જ્ઞાન કંઈ કંઇ કરામતો કરીને આશ્ચર્ય ઉપજાવે તે. એક માણસને જે વસ્તુ જોઇને ચમત્કાર જેવી લાગે છે તેજ બીજા માણસને મન રમત જેવી હોય છે. કુદરતના કાયદાનું જ્ઞાન જે માણસને જેટલું વધારે, તેટલા પ્રમાણમાં તે બીજાઓને ચમત્કારો બતાવીને આશ્ચર્યચકિત કરી શકે છે. આમાં માણસની માનસિક શક્તિ પણ ઘણું કામ કરી શકે છે. ઇચ્છાશક્તિથી કેવા ચમત્કાર થાય છે તેનો જો તારે અનુભવ કરવો હોય તો જો, આ મારી આંગળીઓ પ્રત્યે જોયા કર."

એમ કહી પ્રતાપરાયે પોતાનો જમણો હાથ લંબાવ્યો અને વચલી તથા પહેલી આંગળી લાંબી કરી. ક્ષણવાર પછી તેમણે એ આંગળીઓ હલાવવા માંડી. પહેલાં ધીમે ધીમે, પછી ઝપાટાબંધ.

હું તરતજ સમજી ગયો. ચીનમાં પોતાના બંગલામાં તે દિવસે સાંજે * જે પ્રયોગ મને એમણે બતાવ્યો હતો તેજ તેઓ અંબોપાને

---

* જુઓ બ્રહ્માંડનો ભેદ પ્રકરણ ૧૩ મું.

બતાવતા હતા એમ મારી ખાત્રી થઈ ગઇ. અત્યારે પણ સંધ્યાનો સમય હતો. આસપાસ અંધારૂં થવા આવ્યું હતું. માત્ર ક્ષિતિજ પર આથમી ગયેલા સૂરજનો પાછળ રહી જતો, આછ મારતો પ્રકાશ દેખાતો હતો. પ્રતાપરાયને આ પ્રયોગ કરવાને સમય પણ અનુકૂળ મળ્યો હતો.

ધીમે ધીમે પ્રતાપરાયે આંગળીઓ હલાવવાનો વેગ ઘણોજ વધારી દીધો. થોડીવારમાં તો તે એટલા બધા જોરથી હાલવા લાગી કે જાણે બીલકુલ હાલતીજ ન હોય એવી—માત્ર એક ધ્રૂજતાં ધાબાં સરખી દેખાવા લાગી. અંબોપા તેના પ્રત્યે એક સરખી મીટ માંડીને જોઇ રહ્યો. હું પણ તેવીજ ઉત્સુકતાથી પ્રતાપરાયની ધ્રૂજતી આંગળીઓ પ્રત્યે જોઇ રહ્યો. થોડી વારે તેમાંથી જાણે ધૂમાડો નીકળતો હોય તેવું દેખાવા લાગ્યું. અંબોપાની આંખો તાજુબીથી ચમકવા લાગી. એની સાથે આવેલો પેલો જંગલી હોટેન્ટોટ તો બાઘા જેવો જોઇજ રહ્યો.

ધીમે ધીમે ધૂમાડો વધવા અને ઉંચે ચઢવા લાગ્યો. ધીમે ધીમે તેના ગોટા ફેલાવા લાગ્યા અને તેમાં કાંઇ કાંઇ વિચિત્ર આકારના ચકરડાં રચાવા લાગ્યાં. પ્રતાપરાયની આંગળીઓ તો ઉડતા મચ્છરની પાંખોની પેઠે, સડસડાટ, ધ્રૂજી રહી હતી. એક ક્ષણ પણ તે અચકાતી ન હતી. અમારી ત્રણે જણાની નજર ઉંચે ચઢતા અને ગુંચળાં વળતા ધૂમાડા પર હતી. પ્રતાપરાયે પહેલાં બ્રહ્માંડના ભેદ વખતે આ પ્રયોગ મને કરી બતાવ્યો હતો અને ત્યાર પછી તેનું રહસ્ય પણ મને સમજાવ્યું * હતું; છતાં આ વેળા એમની આંગળીઓએ અને માનસિક શક્તિએ મારા ઉપર એવી તો જબરી અસર કરી કે મારી દૃષ્ટિ ઉપર પણ માયાનું આવરણ છવાઈ ગયું. મને તે ધૂમાડો અને ધૂમાડામાંથી રચાતી આકૃતિઓ દેખાવા લાગી. થોડી વારમાં જોયું તો ધૂમાડાની

* જૂઓ બ્રહ્માંડનો ભેદ પ્રકરણ ૧૪ મું.

અંદર બે દિવસ પર અકાળ મૃત્યુ પામેલા કાફર નોકર ખીવાનું મ્હોં દેખાયું. તેજ જાફરીયા વાળ અને મોટી મોટી આંખો, જાડા હોઠ અને સફેદ દાંત. મેં એને તરત ઓળખ્યો. અંબોપા તો બોલી ઉઠ્યો—"ઓ ખીવા! ખીવા!" અને પેલો હોટેન્ટોટ તો ડઘાઇજ ગયો. જાણે પૂતળું હોય તેમ તે ખીવાની મુખાકૃતિ તરફ જોઇ રહ્યો હતો.

એ પ્રમાણે કેટલીક સેકન્ડ સુધી મરહુમ ખીવાની મુખાકૃતિ બતાવીને પ્રતાપરાયે આંગળીની ધ્રૂજારીનો વેગ ઓછો કરવા માંડયો. તે વેગ ઓછો થતાંજ આકૃતિ દેખાતી બંધ થઇ અને ધૂમાડો સંકેલાવા લાગ્યો. જેમ જેમ પ્રતાપરાય આંગળીનો વેગ ઘટાડતા ગયા તેમ તેમ ધૂમાડો અદશ્ય થઇને, સંકોચાઇને પાછો આંગળીની અંદર સમાઇ જતો હોય તેમ દેખાવા લાગ્યો. અડધીક મિનિટમાં તો તે બીલકુલ અલોપ થઇ ગયો અને પ્રતાપરાયે આંગળીઓ હલાવવાનું બંધ કર્યું.

અંબોપા તો એ બધું જોઇને દિઙ્મૂઢ થઇ ગયો હતો. તે કાંઇજ બોલ્યો નહિ. પ્રતાપરાયે તેને પૂછ્યું—"કેમ શું જોયું?"

પહેલી વાર પૂછતાં તો તેણે કાંઇ જવાબ આપ્યો નહિ. શું જવાબ આપવો તે પણ તેને સમજાયું ન હોય એમ એના મ્હોં પરથી લાગ્યું. ફરીવાર પૂછ્યું ત્યારે તેણે કહ્યું—"આ તો બહુજ નવાઇભરેલું છે. ડાકટર સાહેબ, આપની આંગળીમાં એવું તે શું છે?"

"કશું નથી. લે જો." એમ કહી પ્રતાપરાયે પોતાનો હાથ લંબાવી અંબોપાને આંગળીઓ બતાવી. અંબોપાએ તે પળવાર જોઇ અને ફરી પાછો પોતાની ભાષામાં બબડ્યો.

"આ તો બહુજ નવાઇભરેલું લાગે છે."

"એમાં કશું નવાઇભરેલું નથી." પ્રતાપરાયે જવાબ દીધોઃ "થોડીએક બુદ્ધિ ચલાવવામાં આવે, કુદરતના કાયદાનું વિશેષ

ઝીણવટથી નિરીક્ષણ કરવામાં આવે અને સાથે અનુભવ કરીને માનસિક શક્તિને ખીલવવામાં આવે તો આ પ્રયોગ સમજવો મુશ્કેલ નહિ લાગે. આ તો શું ? પણ આથી વધારે ચમત્કારિક લાગતા પ્રયોગ પણ સહેલાઇથી સમજી જવાય. પણ એ બધું અનુભવનું કામ છે. અંબાપા, અત્યારે તો સમય નથી પરંતુ આપણી મુસાફરીમાં ફરી કોઇ વાર અનુકૂળ અવસર મળશે ત્યારે હું તને આ પ્રયોગનું રહસ્ય સમજાવીશ. હાલ તો મોડું ઘણું થયું છે માટે ચાલો."

એમ કહી અમે ઉઠ્યા. અંધારૂં થઇ ગયું હતું, એટલે હોટેન્ટોટને આગળ કરી રસ્તો બતાવી તેની પાછળ પાછળ ચાલી અમે અમારા ઝુંપડામાં આવી પહોંચ્યા. તે વેળા અમારા બીજા નોકરો એક તાપણું કરી તાપવા બેઠા હતા અને બનુચાચા તેમની વચ્ચે બેસીને પોતાના જૂના પુરાણા અનુભવોની વિચિત્ર વાતો તેમને કહી સંભળાવતા હતા.

## પ્રકરણ ૧૮ મું.

## દેવતા ખાતી બૈરી

બીજે દિવસે સવારે અમે ઉઠ્યા તે પહેલાં તે આખા ગામડાના એકેએક ઝુંપડામાં એવી વાત ફેલાઇ ગઇ હતી કે અમારી ટોળીમાં એક સાહેબ જેવો માણસ છે તે મોટો જાદુગર અને માંત્રિક છે. પેલો હોટેન્ટોટ જેણે પ્રતાપરાયે બતાવેલો આંગળીઓનો ચમત્કાર જોયો હતો તેણે એ વાત આખા ગામમાં ફેલાવી દીધી હતી.

આથી અમે દાતણ પાણી વગેરે કરતા હતા તેજ વખતે એક જંગલવાસી એક બૈરીનો ચોટલો પકડીને અમારી પાસે લઇ આવ્યો. તેની સાથે બીજા દશ બાર જણાનું ટોળું હતું. આ બાઇને ભૂત વળગ્યું છે તે કાઢી આપો એમ કહી તે લોકોએ પોતાની ભાષામાં પ્રતાપરાયને વિનંતિ કરી.

વિશેષ પૂછપરછ કરતાં તે લોકોએ જણાવ્યું કે રોજ રાત્રે આ બાઈ બરાડા પાડી પાડીને બકે છે, ઘરમાંથી નાસી જવાનો પ્રયત્ન કરે છે. વારે વારે રડે છે અને ઘણી વાર સળગતા કોયલા લઈને મોંઢામાં મૂકી દે છે. પછી દાઝે છે ત્યારે બૂમાબૂમ કરે છે. છ મહિના થયા એને ભૂત વળગ્યું છે. વગેરે કહી તે બાઈનો વર હાથ જોડી કરગરવા લાગ્યો.

પ્રતાપરાયે તે બાઈને છૂટી મૂકવાનું કહ્યું. છૂટી મૂકતાં તો તે સ્ત્રી નાચવા ને કૂદવા લાગી. પોતાના શરીર પર ધારણ કરેલાં ઘાસનાં અને બજરબટ્ટા જેવા પથરાઓનાં ઘરેણાં કાઢી કાઢીને તેણે ઉછાળવા માંડયાં. તેને પકડીને લાવનાર ટોળું આઘું ખસ્યું. પ્રતાપરાયે આગળ આવીને તે બાઈનો કાન પકડયો. કાન પકડતાં તે સ્ત્રી બરાડા પાડવા અને ડોળા કાઢવા લાગી. પરંતુ તેની સામે પ્રતાપરાયે પોતાની આંખો તાકીને એવા તો ડોળા કકડાવ્યા કે જરા વારમાં તે ઠંડી પડી ગઈ. તેનો વાઘણ જેવો ચહેરો ગરીબ બની ગયો. તેની લાલ આંખ પીળી પડી ગઈ. અને થોડીજ વારમાં તે શાંત થઈને જમીન પર જ્યાં ઉભા હતી ત્યાંજ બેસી ગઈ.

પોતાની આંખો હજુ તેની સામે તાકી રાખીને તેમણે મને કહ્યું–"બહાદુરભાઈ, જરા પાણી મંગાવો."

મેં એક કાચલીમાં પાણી મંગાવી આપ્યું. પ્રતાપરાયે તે હાથમાં લઈ થોડાક છાંટા તે સ્ત્રી ઉપર નાંખ્યા. અને કાંઈક મંત્રો બોલતા હોય તેમ બબડવા લાગ્યા. આંખો તો તેમણે હજુયે તે બાઈની સામે તાકીજ રાખી હતી. બીજા થોડા મંત્રો ભણીને ડાકટર સાહેબે ફરી પાછું પાણી છાંટયું. એટલે તેની આંખો ઘેરાવા લાગી. તેને બગાસાં આવવા લાગ્યાં. વળી એકાદ મિનિટ પછી ફરી પાછું પાણી છાંટયું. એટલે તે બાઈની આંખો બીડાઈ ગઈ અને તે ધીમે ધીમે ધરણી પર ઢળી પડી.

ત્રણેક મિનિટ એ પ્રમાણે તે સૂઈ રહી. પછી પ્રતાપરાયે

પોતાના હાથ વડે તેના મસ્તકથી પગ સુધી ઉતરતા માર્જન આપવા માંડ્યા. અમે સઘળા એક ચિત્તે તે જોવા લાગ્યા. પેલા જંગલીઓ તો ચકિત થઇને આ બધું જોઈ રહ્યા હતા. તેમને મન તો હિંદુસ્થાની જાદુ એ કાંઇક દેવતાઈ કે રાક્ષસી વસ્તુ હતી. તે ઝુંપડીમાં બધું મળીને લગભગ પાંત્રીસેક માણસ ભેગું થયું હતું. છતાં જરાય અવાજ થતો ન હતો. શાંતિ એવી તો ગંભીર છવાઇ ગઇ હતી કે એકબીજાના શ્વાસોચ્છવાસ પણ સંભળાતા હતા.

પ્રતાપરાયની ઉત્કટ ઇચ્છાશક્તિને જોરે અને એમના સચોટ માર્જનથી તે મૂર્છિત બાઇના શરીર પર તરતજ અસર થઇ. તેણે ધીમે ધીમે આંખો ઉઘાડી. આ વેળા તે આંખોમાં પહેલાંના જેવી રતાશ ન હતી. જાણે ચોક્ખા સફેદ દૂધ જેવી આંખો! પ્રતાપરાયે તેને બેઠા થવા ઇશારત કરી. તે બેઠી થઇ અને ગભરાટથી આમતેમ જોવા લાગી. આટલા બધા જાણ્યા અને અજાણ્યા મરદોની વચ્ચે પોતાને એકલી આવી પડેલી જોઇને તે ખસીયાણી પડી ગઇ હોય એમ લાગ્યું. તે સંકોચથી ઉઠીને ઉભી થઇ અને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ઝુંપડાના બારણામાંથી નીકળીને ચાલીજ ગઇ. અમે સૌ તેને જતી જોઇ રહ્યા.

"ભૂત ગયું." તે બાઇના જવા પછી પ્રતાપરાય બોલ્યા.

"ખરેખર?" પેલા ટોળામાંથી એક જણે પૂછ્યું.

"હા. જૂઓ."

એમ કહી, પ્રતાપરાયે તે બાઇ જ્યાં સુતી હતી તે જગા પર એક સળી વડે જમીન ખોતરીને નાનો ચોરસ આકાર બતાવ્યો અને તેમાં એક કુંડાળું કરીને સર્વને તેના પ્રત્યે જોઇ રહેવાનું કહ્યું. પોતે તે કુંડાળા ઉપર હાથ ધરી રાખ્યો અને કાંઇક મંત્રો બોલતા હોય તેમ બબડવા માંડ્યું. પળવાર પછી એમના હાથ નીચે જમીન પરના કુંડાળામાં કાંઇક આછી સફેદ વસ્તુ દેખાવા લાગી. જરાક વારમાં ખાત્રી થઇ કે તે એક પ્રકારનો ધૂમાડોજ

છે. ધીમે ધીમે તે ધૂમાડો હાલવા અને સળવળ થવા લાગ્યો.

બધા તેના તરફ ભારે આશ્ચર્યથી મીટ માંડીને જોઈ રહ્યા. પ્રતાપરાયે તો માત્ર તે કુંડાળા પર પોતાનો હાથ છાયારૂપે સ્થિર ધરી રાખ્યો હતો. ક્ષણુવારમાં તો તે ધૂમાડો ચળકયો, અને સળગી ઉઠ્યો. ભડકો થયો અને તેની જ્વાળા એકદમ પ્રસરવા લાગી. જરા વારમાં તો તે ભડકાની ઝાળ પ્રતાપરાયના હાથને અડકી. પ્રતાપરાયે હાથ જરા ઉંચો કર્યો, અને તરતજ જ્વાળા તેટલી ઉંચે ચઢી. ફરી હાથ ઉંચે ચઢાવ્યો. તો યે ભડકા હાથને પહોંચ્યા. એ ભડકા ક્યાંથી નીકળતા હતા તે કાંઈ સમજાતું ન હતું. કોઈ ગુપ્ત રીતે તેલ કે બીજો કોઇ પદાર્થ એ જગામાં બળતો હોય એ સંભવિત ન હતું. છતાં ભડકા નીકળતા હતા તે અમે નજરે જોતા હતા. અમારામાંથી કોઈ એનો ભેદ સમજી શક્યું નહિ.

લગભગ બે ફુટ એ પ્રમાણે અગ્નિની જ્વાળાને ઉંચી ચઢવા દઇને પછી પ્રતાપરાયે પોતાનો હાથ નીચે ઉતારવા માંડ્યો. હાથ જેમ જેમ નીચે ઉતરતો ગયો તેમ તેમ અગ્નિ જ્વાળા સમતી ગઈ. થોડી વારમાં તો તે બીલકુલ શમી ગઈ અને પ્રતાપરાયે પોતાનો હાથ હેઠે જમીન પર અરકાડી દીધો.

"જોયું ? આ ભૂત બળીને ખાખ થઇ ગયું." અંતે તેમણે કહ્યું. તેનાથી તેઓ ડધાઇને અવાક્ થઇ ગયા હતા. પેલી બાઇનો ધણી તો પ્રતાપરાયના પગ ઝાલીને નમન કરવા લાગ્યો. એની પોતાની જંગલી રીતે પ્રતાપરાયના પગ ચૂમીને તે ઝુંપડી બહાર ચાલ્યો ગયો. બીજાઓ તો અગાઉથી નીકળી ક્યારના ગુસપુસ કરવા મંડી પડ્યા હતા.



# પ્રકરણ ૧૯ મું.

## નપાણીયા મુલકમાં

પછી અમે જવાની તૈયારી કરી. બનુચાચાએ કહ્યું, "હવે પછીના માર્ગમાં પાણીના સાંસા છે. એટલે બને તેટલું પાણી સાથે લઇ લીધું હોય તો ઠીક."

અમને એ સૂચના બહુજ અનુકૂળ લાગી. તે જંગલીઓમાંથી ત્રણ ચાર બૈરીઓને અમારી સાથે આવવાને અમે સમજાવી. બદલામાં તેમને અમારી પાસેના કીડીયાં, મણકા વગેરે આપવાનું કહ્યું. તેથી તેઓ બહુ રાજી થઇ અને પાણીનાં તુંબડાં ઉપાડી અમારી સાથે આવવા તૈયાર થઈ. વળી પ્રતાપરાયે પેલી બાઇનું ભૂત કાઢયું હતું. તેથી પણ તેમનામાં અમારા પ્રત્યે ભક્તિભાવ જાગ્યો હતો. આથી વિકટ મુસાફરી હોવા છતાં કોઇએ જરાયે આનાકાની કરી નહિ.

અમે જંગલી દુધીના મોટાં મોટાં ચાર તુંબડાં પાણીથી ભરાવીને તેમને માથે મૂકાવી દીધાં અને નીકળી પડયા. બધા જંગલીઓ અમને વળાવવાને લુકાન્ગા નદીને બીજે પાર લગભગ બે માઇલ સુધી ચાલીને આવ્યા. પછી તેમણે અમને પ્રણામ કર્યાં અને અમારૂં ભલું ઇચ્છતા અનેક આશિર્વાદો આપીને તથા કેટકેટલી સલાહ સૂચના આપીને તેઓ પાછા ફર્યા.

અમે પાંચ જણા હતા. હું, પ્રતાપરાય, બનુચાચા, અંબોપા અને વેન્ટી નામનો કાફર. પાણીનાં તુબડાં ઉંચકીને ચાલતી ચાર સ્ત્રીઓ વધારામાં હતી. લગભગ અર્ધા કલાક સુધી અમે ચાલ્યા કર્યું. પછી સૂર્ય કાંઇક કઠોર થવા લાગ્યો. એટલે એક સારી જેવી જગા જોઇને આરામ લેવાનો અમે વિચાર કર્યો. લુકાન્ગાથી અમે થોડાક નાગલીના રોટલા બંધાવી લીધા હતા તે છોડી ટીમ્મણ કર્યું. અમારી સાથે આવેલી બાઇઓને અમે થોડુંક ખાવાનું આપવા માંડયું. પરંતુ તેમણે કહ્યું–"ના બા. અમારે નહિ જોઇએ.

અમને તો ચાલશે. તમારે હજુ બહુ લાંબે જવાનું છે. તેમાં તમને બહુ ખાવાનું જોઇશે."

અમે કહ્યું—"અમારે જે ખાવાનું જોઇશે તે રસ્તામાં મળી રહેશે."

તેમણે કહ્યું—"રસ્તામાં કશું ખાવાનું મળે તેમ નથી. હવે આગળ એક ઝાડનું પાંદડું પણ તમને દેખાવાનું નથી. વળી અમે તમારામાંથી ભાગ પડાવી ખાઇએ તો અમને પાછી પાણીની તરસ લાગે. ને તે તો તમારાથી આપી શકાય નહિ..."

એમની વાત સાચી હતી. ખાવાનું અમે કોઈ પણ રીતે આપી શકીએ તેમ હતું. પરંતુ પાણીનું એક ટીપું પણ અમે બચાવી શકતા હોઇએ તો બગાડવાની અમારી હિંમત ચાલી નહિ. અમે પોતે જે પાણી પીધું તે પણ બહુજ સાચવી સાચવીને—જાણે ઘી પીતા હોઇએ તેમ—પીધું. સૂર્યના તાપે ગરમ થઇ ધગધગવા માંડેલી રેતીમાં થોડાક વખત આરામ લઈ વળી નમતે પહોરે આગળ ચાલ્યા. આ વેળા અમે અમારી સાથેવાળી બાઇઓને પાછા જવાનું કહ્યું. તેમનાં માથાં પરનાં તુંબડાં અમે અમારા માથા પર ઉંચકી લીધાં અને તેમને વિદાય કરી. પ્રતાપરાય પાસે તો એમના દસ્તાવેજના કાગળીયાં અને બીજી વસ્તુઓનો ભારો તો હતોજ.

અમને આ મુસાફરીમાં ખરે રસ્તે દોરવવાને માત્ર એકજ સાધન હતું. તે ડાયન તુલ્છી સાહેબનો દસ્તાવેજ. દૂર ક્ષિતિજમાં કોમોરૂકુના પહાડનાં માથાં દેખાતાં હતાં. પરંતુ તેને પહોંચવાને સીધો ને સરળ માર્ગ કયો તે જાણવું મુસ્કેલ હતું. ત્રણસો વરસ પર ડાયન તુલ્છીએ મરતાં મરતાં પોતાના લોહી વડે જે લેખ લખ્યો હતો તે સંતોષકારક ન હતો. સંતોષકારક હોય તોયે તેના ઉપર શ્રદ્ધા રહેવી મુસ્કેલ હતી. એના નકશામાં એક સ્થળે વિશાળ રણની વચ્ચે પાણીનું તળાવ હોવાનું નિશાન કાઢેલું હતું. એની સાથે નોંધ કરેલી હતી, કે આ તળાવનું પાણી ખરાબ છે. ઝેરી

છે. જો બાર દિવસ સુધી કોઈ માણસ એ પાણી પીએ તો એને ઝેરી તાવ લાગુ પડે અને એ મરણજ પામે.

છતાં કામોરૂકુના પ્રવાસીને જીવતદાન દેનારૂં કોઈ પાણી હોય તો તે એજ પાણી, અને એ તળાવજ હતું. લુકાન્ગાથી અમે સાથે લીધેલું પાણી અમને કામોરૂકુના પહાડ સુધી, અરે તેને અડધે માર્ગે પણ જીવતા પહોંચાડે તેટલું ન હતું. અને જો પહાડ તરફ જતાં અમે આડે માર્ગે ચઢ્યા અને રસ્તામાં તળાવ ન આવ્યું તો તો અમારૂં મોતજ હતું. જો અમે નકશામાં બતાવેલે ખરે રસ્તે જઈને ઝેરી તળાવે પહોંચી શકીએ તોજ અમારો ઉગારો થવાની કાંઈક આશા રહેતી હતી. કારણ કે લુકાન્ગાનું પાણી અમને ચાર દિવસ ચાલે એટલું હતું. (દાતણપાણી કે શૌચ વિધિને માટે તો પાણી બગાડવાની ગણત્રીજ ન હતી. બંને ક્રિયા અમે કેવી રીતે કરી હશે તેને માટે વાંચક ફાવે તેવી કલ્પના કરી લેવી.)

એ ચાર દિવસ બાદ એક દિવસ બીલકુલ નિર્જળ પ્રવાસ કરી શકીએ તોજ અમે એ ઝેરી તળાવ સુધી પહોંચી શકીએ એવી પ્રતાપરાયની ગણત્રી હતી. એ તળાવનાં ગંદા પાણી વડે અમારી તરસ છીપાવીને તથા તેમાંથી એકાદ બે તુંબડાં ભરી લઈને આગળ જવાય તોજ જવાય. તે તળાવથી કામોરૂકાના પહાડ પર પહોંચતાં અમને ત્રણ દિવસ લાગે. એ ત્રણ દિવસ અમારે ઝેરી પાણી પીવાનું હતું.

બાર દિવસમાં માણસને મારી નાંખવાની શક્તિવાળું એ પાણી ત્રણ દિવસ અમારા શરીર પર પોતાની અસર ભલે અજમાવે. કારણ કે તેમ કર્યા વગર છૂટકો નહોતો. કામોરૂકુના પહાડ પર પહોંચ્યા પછી તો ત્યાં સાલીવાન રાજાએ બંધાવેલા અનેક કુંડોમાં જોઈએ તેટલું વરસાદનું નિર્મળ પાણી ભરાઈ રહેલું હોય છે, એમ લેખો અને દસ્તાવેજો ઉપરથી માલમ પડતું હતું. લુકાન્ગા પરના ગામડાંના લોકોમાંથી કોઈ આ બાજુ આવેલું ન

છતાં બાપદાદાના વખતથી ઉતરી આવેલી—દંતકથા જેવી—વાતો તરીકે તેઓ પણ આ ઝેરી તળાવ વિશે અને કોમોરૂકુના કુંડ વિશે માનતા હતા, તેથી અમને કાંઈક આશા પડતી હતી.



## પ્રકરણ ૨૦ મું.

### મારૂં વહાલું કવાગું ! ! !

ચાલ, ચાલ, કરીને અમે એ દિવસમાં ત્રીસેક માઈલ તો કાપી નાંખ્યા. માથે તુંબડાં સાથે અને ખભા પર પોટલા સાથે ચાલતાં અમારો દેખાવ કેવો થયો હશે, તેની તો ચતુર વાંચક કલ્પનાજ કરી લેવી. કોઈ કોઈ વાર ઝાંખી ચાંદનીમાં મુસાફરી કરતાં અમે ભૂત જેવા લાગતા હતા. એક વાર તો અમારા માર્ગમાં બહુ વિચિત્ર ઘટના બની ગઈ.

અમે બધા એકની પૂંઠે એક ચાલતા હતા. તેમાં બનુચાચા કંઈક ધીમા પડવાથી પાછળ પડી ગયા. થોડી વારમાં તો અમારી અને તેમની વચ્ચે એકાદ ફર્લાંગનું છેટું પડી ગયું. એમ પાંચેક મિનિટ ચાલ્યા હઈશું એટલામાંજ અમે ચાચાની બૂમાબૂમ સાંભળી. તેમણે ઘાંટા પાડીને કહ્યું—"ઓ, ઓ, રે ઓ ઓ કવાગું કવાગું !"

અમને કાંઈ સમજ પડી નહિ, કે એ શું કહે છે ! છતાં "આવો આવો બચાવો"ની બૂમ સાંભળી અમે પાછા ફર્યા. મેં શું થયું છે એમ અંબોપાને પૂછ્યું. તેને પણ કાંઈ સમજાયું નહિ. પળવાર પછી તો અમે બનુચાચાને કોઈક ઘોડા જેવા પ્રાણીની પીઠે ચઢીને ભાગતા જોયા. તે પ્રાણી આગલે અને પાછલે પગે વારાફરતી ઉછાળા મારી મારીને દોડતું હતું. અને ચાચા તેની ડોક સાથે સજ્જડ બાથ ભીડાવીને બાઝયા હતા. અમને તો એ બધું બરાબર દેખાયું નહિ. પરંતુ અંબોપાની તીક્ષ્ણ નજર તે જોઈ શકી. તે પેલા પ્રાણીની પાછળ દોડયો.

પરંતુ અંબોપા તે પ્રાણીને પકડી પાડે એ અશક્યજ હતું.

અંબોપા કરતાં તેની દોડનો વેગ ઘણો વધારે હતો. છતાં તેણે દોડવાનું ચાલુ રાખ્યું. જ્યારે જોયું કે તે પ્રાણીને પહોંચાય તેમ નથી ત્યારે અંબોપાએ મોટેથી બૂમ પાડી કહ્યું–"ચાચા, સાચવીને ભુસ્કો મારો, ભુસ્કો."

ત્યાર પછી ઘણીક પળ વહી ગઇ. કદાચ તે પ્રાણીની પીઠ પરથી ભુસ્કો મારતાં ચાચાનો જીવ ચાલ્યો ન હોય. અંબોપાએ ફરી ઘાંટો પાડી કહ્યું—

"ભુસ્કો મારો, ચાચા, નહિ તો મુઆ સમજો. ભુસ્કો મારશો તો કાંઇક બચવાનો સંભવ છે. અલ્લાનું નામ દઇને ઝોકાવો." ત્યાર પછી તરતજ અમે ધબાકો સાંભળ્યો. ચાચાનું શરીર તે પ્રાણીની ડોક પરથી ઉછળી નીચે પડયું હોવું જોઇએ એમ અમને લાગ્યું. થોડી વારમાં અમે ચાચાની પાસે જઈ પહોંચ્યા. જોયું તો તેઓ રેતીમાં કળ ખાતા બેઠા હતા. સારા નસીબે તેમને કાંઈ ઝાઝી ઇજા થઈ ન હતી. અત્યંત બારીક, સુકોમળ રેતીમાં પડવાથી તેમના શરીરના કોઈ પણ ભાગને જરા યે વાગ્યું ન હતું. માત્ર જરાક વાંસો દબડાયો હતો તેજ માત્ર. તેમના પગની પાટલી તથા ઘુંટણ વગેરે પોચી રેતીમાં દટાઇ ગયાં હતાં.

પરંતુ આ બધું કેમ બન્યું? એ પ્રાણી કેવું હતું? તે કયાંથી આવ્યું? ચાચા તેની પીઠ પર કેવી રીતે અને શા માટે ચઢી બેઠા હતા, તે અમને કોઈ રીતે સમજાયું નહિ. તેથી અમે ચાચાને પૂછયું ત્યારે તેમણે સમજાવ્યું કે તમારી પાછળ ચાલતાં હું જરા આડો ફંટાયો ત્યાં આ કવાગું પોતાની લાંબી ડોક જમીન પર ઢાળીને સૂઇ રહ્યું હતું. કવાગું ઘોડાના જેવું પરંતુ લાંબી ડોકવાળું પ્રાણી છે. તે દોડવામાં બહુજ ઝડપીલું ગણાય છે. તે પોતાની ડોક ઉંચી લંબાવીને જમીન પર સૂએ છે. ચાચાથી ચાલતાં ચાલતાં પોતાનો એક પગ તેની ડોક ઉપર પડયો. પગ પડતાંજ તે પ્રાણી ચમકયું અને ડોક ઉંચી કરી ઉછળીને ઉભું થયું. ડોક

ઉંચી થતાંજ ચાચા જાણે ઘોડો પલંગીને તેના ઉપર લટકી ગયા. તેમની પાસેનું પોટલું તથા તુંબડું પડી ગયું. પાણી ઢોળાઇ ગયું. ચમકેલું પ્રાણી તેમને લઇને દોડવા લાગ્યું. આફ્રિકાના જંગલમાં અજાણતા આવા કિસ્સાઓ ઘણી વાર બને છે એમ અમને અંબોપાએ કહ્યું.

થોડી વારે અમે મૂળ જગાએ પાછા અવ્યા. ત્યાં જોયું તો ચાચાએ લીધેલું પાણીનું તુંબડું ભાંગીને ભૂક્કો થઈ ગયું હતું. અમારાં બધાંનાં તુંબડાં અડધાં ખાલી થઈ ગયાંજ હતાં. એટલે અમારો ભાર વહેંચી લેવાની હવે કાંઈ જરૂર રહી ન હતી.

* * * *

પાછા અમે આગળ ચાલ્યા. પ્રતાપરાયે પોતાની પોટલી—છોડીને તેમાંથી એક નાનકડો હોકાયંત્ર કાઢયો. તેની સહાયથી દિશા ઓળખીને અમે પ્રયાણ કરવા માંડયું. ચાલતાં ચાલતાં પોચી બારીક રેતી વારે વારે અમારા જોડામાં ભરાઈ જતી હતી. એટલે અડધા પોણો માઇલ ચાલ્યા પછી અમારે જોડા કાઢી કાઢીને તેમાંથી રેતી ખાલી કરવી પડતી હતી. વિશાળ મેદાનમાં કોઇ કોઇ સ્થળે પવનનાં ઝપાટાથી આપોઆપ રચાઈ ગએલા રેતીના ડુંગરા દેખાતા હતા. કોઇક વાર પવનનો સુસવાટો એવો તો જોસભેર આવતો અને તે એટલી બધી વાર સુધી પહોંચતો કે દશ દશ ફુટ ઉંચી રેતીની ટેકરીઓ અમારા જોતજોતામાં ઉડીને સાફ થઇ જતી હતી. તેમાંની રેતી પવનથી ઉડીને બીજે ઠેકાણે જઇ પડતી હતી. અને જરા વારમાં તેની જગ્યાએ દશ ફુટ ઉંડા ખાડા પડી જતો હતો.

કોઇક કોઇક સ્થળે બે ત્રણ ઇંચ પહોળા વાંકાંચુંકા લીસોટા પડેલા માલમ પડતા હતા. અંબોપાએ તે બતાવીને કહ્યું—"આ અજગરો પસાર થઇ ગએલા તેના ચીલા છે."

"આવા રેતાળ લુખ્ખા પ્રદેશમાં અજગર ?" મેં પુછ્યું—"એ

બનેજ કેમ? તેઓ કેવી રીતે જીવતા હશે? શું ખાઇને રહેતા હશે?"

અંબોપાએ જવાબ આપ્યો—"આ અજગર જુદા પ્રકારના છે. તે જમીનની અંદર પચાસ ફૂટ નીચે રહે છે. તેઓ એક જાતની મટોડી ખાઇ રહે છે."

સૌને એ વાત ઘણી નવાઇ જેવી લાગી. મટોડી ખાઇને તે કોઇ પ્રાણી જીવી શકે ખરૂં? છતાં કોઇએ શંકાથી પ્રશ્ન પૂછ્યો નહિ. એ વાત નવાઇ જેવી ખરી. પરંતુ અશકય ન હતી. આ જગતમાં કુદરતે એ વસ્તુને કે એ પ્રાણીને સ્પષ્ટ રીતે જુદાં પાડે એવી કોઇ line of demarkation ચોકખી લીટી દોરી નથી. માછલા જેવી રીતે પાણીમાંથી હવા ખેંચે છે તેવી રીતે આ અજગરો મટોડીમાંથી કોઇ સૂક્ષ્મ તત્વને પોતાના ખોરાક તરીકે ખેંચી શકતા હશે.

*   *   *

દિવસે સવારના સાતથી દશ અને સાંજે ચારથી છ વાગતા સુધીના ગાળામાં કોઇ કોઇ વાર માખી અમને બહુ પજવતી. માખી બહુ નરમ અને ઠંડુ પ્રાણી છે એમ કોઇ કહેશે એ વાત સાચી છે. પરંતુ આ આફ્રિકન માખી એટલે તો તોબા પરમેશ્વર! એ કાંઇ એક માખી નહિ પરંતુ લાખો માખીઓનાં ટોળાં! અને તે કાંઇ નાનકડી વટાણાના દાણા જેવી સ્વદેશી માખી નહિ. પણ બોરબોર જેવડી અને ભમરા પેઠે ગુંજતી માખી. એ માખીનું ટોળું આવે એટલે તેના ગુંજારવથી વાજુંજ વાગતું સંભળાય. એ કરડે નહિ પરંતુ આપણા મ્હોંડા પર કે કાન પર બેસે તે એવી રીતે કે એને ઉરાડવા માટે આપણે આપણા ગાલ પર ગમે એટલા તમાચા મારીએ તોયે એ ત્યાંથી ખસે નહિ! એકેકના મ્હોં પર સો સો માખી બેસી જાય. જ્યારે બંદુકના એક બે બાર કરીએ ત્યારેજ તે ભાગે.

*   *   *

લુકાન્ગા છોડયા પછીનો અમારો આજે ત્રીજો દિવસ હતો.

સવારના છ વાગ્યાથી નીકળીને બપોરના અગિયાર વાગતા સુધી અમે ચાલ ચાલ કર્યું હતું. અત્યારે અમે થાકી ગયા હતા. થાકવાનું બીજું કારણ તો આજનો સખત તાપ હતો. અમારી આગલી બધી મુસાફરી દરમ્યાન અમે આજના જેવી સખત ગરમી કદિ ભાળી ન હતી. દશ વાગ્યાના અમારે ગળે શોષ પડ્યા હતા. માથે સૂર્યનારાયણ ભડભડતા અંગારા પેઠે ધગધગી રહ્યા હતા. બરાબર અમારે માથેજ—ને તે આટલા હજાર ગાઉ દૂર હોવા છતાં જાણે અમને બાળી નાંખવા માટે માઇલ બે માઇલ પર આવી ઉભા હોય લાગતું હતું.

શું અમે વિષુવવૃત્ત ઉપર હતા ? કોણ જાણે. પ્રતાપરાયે એક વાર મને (ચીન દેશમાં) હાડકાં ઠારી નાંખે એવી ઠંડીમાં હિમાચ્છાદિત પહાડોમાં મુસાફરી કરાવી હતી. જાણે તેનું વેરજ લેવાને માટે અત્યારે તેઓ મને અગ્નિ ઝરતા પ્રદેશમાં પ્રવાસ કરવા લઇ જતા હોયને—તેમ મને લાગ્યું. વધી રહેલા સૂરજના તાપથી અમારાં શરીર પર પરસેવો છૂટ્યો હતો? ના. ના. પરસેવો શું છૂટે ? પરસેવો છૂટતાં વારજ તે સૂર્યકિરણથી ઉકળીને વરાળ રુપે થઈ ઉડી જતો હતો. પ્રસ્વેદનું એક પણ ટીપું શરીર ઉપર ક્ષણવાર પણ રહેવા પામતું નહિ.

અમારાં પાણીનાં તુંબડાં લગભગ ખાલી થઈ ગયાં હતાં. ઘીની પેઠે, માપી માપીને કંજુસાઇથી પીવા છતાં અત્યારે ત્રણ તુંબડાંમાંથી ભેગું કરતાં માંડ ત્રણ ગ્લાસ પાણી નીકળે તેમ હતું. શોષને લીધે બોલી તો શકાતું યે ન હતું. વાતચિત કરવા માટે અમે જેમ તેમ ખોખરો અવાજ ગળામાંથી કાઢતા હતા અને ઘણે ભાગે તો ઇશારતનોજ ઉપયોગ કરતા. કાફર નોકર વેન્ટી અને અંબોપા તો કાંઇજ બોલતા ન હતા. તેઓ એ સર્વ દુઃખ મૂગાં મૂગાં સહન કરતા હતા. તેઓ આવું કષ્ટ સહન કરવાને ટેવાયલા જ હતા. પરંતુ બનુચાચા વખતોવખત કેટલોક બડબડાટ કરતા હતા. પ્રતાપરાય સાંભળે તેવી રીતે નહિ, પણ તેમની પીઠ પાછળ તે બબડતા.

" આવું જાણુત તો આવતજ નહિ......પૈસા મેળવવાના લોભને કાંઇ થોભ હોય કે નહિ? કહે છે કે એનો ભાઇ ખોવાણો છે...તેમાં કોઇ શું કરે?...હું યે ગધેડાજ કેની કે માત્ર પૈસાને ખાતર મેં આની સાથે ભયંકર મુસાફરી કરવાનું કબુલ કર્યું......વગેરે."

બનુઆચાની પેઠે હું પણ કોઇ કોઇ વાર મને પોતાને ગધેડા ધારતો હતો. તેમ ન હોત તો શા માટે આવું અનુપમ સુખ અને હૃદયેશ્વરી ચંપાવતીની આલ્હાદક સોડ ત્યજીને આ કર્કશ, કઠોર ને ભયાનક પ્રવાસ માથે લેવાનું સ્વીકાર્યું. પણ મારાથી કાંઇ બોલાય તેમ ન હતું. પ્રતાપરાયનો હું વેચાયલો ગુલામ હતો. એ અનુપમ સુખ અને આલ્હાદક સોડ એમનેજ પ્રતાપે મને પ્રાપ્ત થયાં હતાં. જો એમની કૃપા, એમની ઓળખ ન થઇ હોત તો હું આજે ક્યારનો યે દુનિયામાંથી વિદાય થઇ ગયો હોત. અસ્તુ.



## પ્રકરણ ૨૧ મું.

### "પ્રતાપરાયની જે"

એક સારી ઉંચી જગા જોઇને અમે સૌ બેઠા. બેઠા એટલે ઉભડકજ બેઠા. વિશેષ ચપ્પટ તો બેસાય તેવું ન હતું. પ્રતાપ-રાયની આસપાસ કુંડાળું વળીને બેઠા. પાણી પીવાની તરસ અમને દરેકને એવી તો જોરમાં લાગી હતી કે બીજે કોઇ સ્થળે હોત તો દેગડો ભરીને પાણી પી જાત. પરંતુ અહીં તો પાણી એટલે સોનું હતું—ના, પ્લાટીનમ અને રેડીયમ જેટલું એ કિંમતી હતું. અમે તેમાં સ્હેજ હાથ બોળીને અમારા ગળા ઉપર ચોપ-ડવા લાગ્યા. તેમ કરવાથી તૃષાદેવીને થોડીક શાંતિ મળતી હતી.

એટલામાં પ્રતાપરાયે એક સારી યુક્તિ શોધી કહાડી. તેમણે કહ્યું, "આપણે બધા એક ખાડો ખોદીને તેમાં દટાઇએ. અત્યારે

માથા પર આવો સખત તાપ પડે છે. તેથી ધરતીનો ઉપરનો ભાગ ધખી રહ્યો છે. છતાં એક બે ફુટ અંદર ઠંડી જમીન હોવી જોઈએ."

અમારા બધાનાં મગજમાં એ વાત ઉતરી. થોડી વારમાં અમે ત્રણ ચાર ફુટ ઉંડો અને અમે ચારે જણા નિરાંતે બેસી શકીએ એટલો લાંબો પહોળો ખાડો ખોદી નાંખ્યો. અંદરથી નીકળેલી ઠંડી રેતી પાછી અમારા દિલ પર લઈને અમે તે ખાડામાં બેસી ગળા સુધી જીવતા દટાઈ ગયા.

એ પ્રમાણે અમે ચારેક કલાક બેસી રહ્યા. એ ચાર કલાક કેવી રીતે કહાડ્યા હશે તે અમારૂં મનજ સમજે છે. તેનું વર્ણન કરવાને ભાષામાં શબ્દો નથી. ચારે કલાક અમારાં હાડકાં સરખાં રાખીને અક્કડ બની બેસી રહેવું પડ્યું હતું. ઠંડી રેતીને લીધે પાણીની તરસ અમને કાંઈક ઓછી લાગી હતી. પરંતુ ઘેર હોત તો આવા તાપમાં મેં ચાર કલાકમાં બે ઘડા પાણી પી નાંખ્યું હોત અને બે ચાર હાંડા પાણી વડે ન્હાયો હોત. અહીં તો ત્રણ પવાલા કરતાંયે ઓછા પાણીમાં અમારે પાંચ જણાને બે દહાડા કાઢવાના હતા.

દુનિયાની ઘડીયાળમાં બપોરના ત્રણ વાગીને નમતો પહોર થયો ત્યારે અમે ખાડામાંથી બહાર નીકળ્યા અને શરીર પરની રેતી ખંખેરી નાંખી. ચાર કલાક તૃષાને જેમ તેમ રોકી રાખેલી હોવાથી પાધરાજ અમે પાણીનાં તુંબડાં તરફ દોડ્યા અને એક સામટો હલ્લો કરીને તેમાંનું બધું પાણી સફાચટ કરી નાખ્યું. પછી ખાલી તુંબડાં માથે ચડાવીને અમે આગળ ચાલ્યા.

એ વખતે અમે તે ઝરી તળાવથી બારેક માઈલ દૂર હોવા જોઈએ એવી પ્રતાપરાયની ગણત્રી હતી. આવતી કાલની સાંજ સુધીમાં અમારે એ બાર માઈલ પૂરા કરીને તળાવે પહોંચવાનું હતું. સારી તબીયત હોય અને માલપાણી પેટપૂર ખાવા

મળ્યા હોય તો એવા બાર માઇલ ચાલી નાંખવા એ તો માત્ર આંખના પલકારાનું કામ. પણ અહીં તો ખાનપાનના સાંસા હતા. પેલી કહેવત પ્રમાણે ખાવાના કુસ્કા ને ઉંચકવાની ઈંટ હતી. આવતી કાલે તો અમને કુસ્કા પણ ખાવાને મળે તેમ ન હતું,

તે દિવસે સાંજ સુધીમાં અમે ચારેક માઇલ કાપી નાંખ્યા. રાત પડી અને થોડી વારે ચંદ્રનો ઉદય થયો. ચંદ્રના આકાર ઉપરથી તે દિવસે વદ ત્રીજ હોય એમ અનુમાન થઇ શક્યું. થોડી વાર આરામ લઈ અમે પાછા ચંદ્ર પ્રકાશમાં આગળ વધવા લાગ્યા. પ્રવાસની શરૂઆતમાં તો અંબોપા અને બનુચાચા બંને જણા ઘણા ઉત્સાહમાં હતા. એટલે તેઓ પોતાના અનુભવની સાચી તેમજ જોડી કહાડેલી કાંઇ કાંઇ વાતો કહીને અમારી કંટાળાભરેલી મુસાફરીનો ઉદ્વેગ ઓછો કરતા હતા. પરંતુ પાછળથી તેમનો યે ઉત્સાહ ઠંડો પડી ગયો હતો. તેમાંયે ખીવાના મોત પછી તો અમારા સૌમાં ખાસ ગંભીરતા આવી હતી. પેલા કવાગાએ ચાચાનાં હાડકાં ખોખરાં કર્યાં ત્યાર પછી તો તેમનું મ્હોં સદંતર બંધ થઇ ગયું હતું.

અમે મૂંગા મૂંગા એકની પાછળ એક ચાલ્યા કરતા હતા. સૌથી આગળ પ્રતાપરાય ચાલતા હતા. તેની પાછળ અંબોપા. પ્રતાપરાયના એક હાથમાં એમનો દસ્તાવેજ નકશો હંમેશાં તૈયારજ રહેતો હતો. બીજા હાથમાં હોકાયંત્ર રાખીને તેમાં તેઓ બબ્બે મિનિટે જોયા કરતા હતા. રખેને દિશાફેર ન થઇ જાય. અંબોપા તેમની સાથે રસ્તાની દિશા વિશે કાંઇ કાંઇ વાતચિત કરતો હતો. અને તેઓ બંને જણા મળીને રસ્તાનો નિશ્ચય કરતા હતા. અંબોપા આ તરફ કદિ આવ્યો નહોતો. તે છતાં જાણે બધી જગાથી ભોમિયો હોય તેવી રીતે વાત કરી શકતો હતો. તે જોઇને અમને બહુ નવાઈ લાગી.

લગભગ રાતે દશેક વાગે અમારામાં સૌથી પાછળ ચાલતો વેન્ડી અચાનક બોલી ઉઠ્યો:—"અરે, અરે, પેલું શું છે? જૂઓ જૂઓ."

"શું છે? ક્યાં છે?" અમે સૌ ઉત્સુકતાથી બોલી ઉઠ્યા.

વેન્ટીએ આંગળી કરીને બતાવ્યું. અમે સૌએ ધ્યાનપૂર્વક જોયું તો કેટલેક છેટે ચંદ્રના પ્રકાશમાં એક મોટું કાળું ધાબું જેવું દેખાયું.

"એ શું હશે?" અમે વિચારવા લાગ્યા.

કોઈએ જવાબ દીધો નહિ. અંબોપાએ કહ્યું—"મને તો ઝાડ જેવું લાગે છે."

દેખાતું તો તેવુંજ હતું, છતાં ઝાડ ન હોય ને સિંહ કે રીંછ જેવું વિકરાળ પ્રાણી હોય તો? એ કલ્પનાએ અમારા શરીરમાં ભીતિનો સંચાર કર્યો. પાંચેક મિનિટ સુધી તો અમે તે કાળાં ધાબાં તરફ જોયાંજ કર્યું. તે અમારાથી માત્ર બે અઢી ફર્લાંગજ દૂર હશે. છતાં રાતનો વખત હતો એટલે સ્પષ્ટ કેવી રીતે દેખાય? ધ્યાનપૂર્વક જોતાં જોતાં જ્યારે એવું માલમ પડ્યું કે એ ધાબું જરાયે હાલતું ચાલતું નથી ત્યારેજ તે ઝાડ કે પથરો હોવો જોઈએ એમ અમારી ખાત્રી થઈ. અમે તેના તરફ પગલાં ઉપાડવા માંડ્યાં.

વિશાળ સપાટ અને અનંત—જેનો તાગ પણ દેખાય નહિ એવા મેદાનમાં જ્યારે એકાદ ડુંગરો કે ઝાડ કે થોડોક ઉંચો પથરો પણ પડેલો જોવામાં આવે તો તરતજ આપણને તેના ઉપર ચઢીને આસપાસ પહોંચે એટલે દૂર નજર નાંખીને જોઈ લેવાનું મન થાય છે. સ્વભાવિક રીતેજ આવી ઉત્કંઠા માણસ માત્રને થાય છેજ. અમે તે ધાબાં તરફ ચાલવા માંડ્યા તે શા માટે જઈએ છીએ એ નક્કી કર્યું ન હતું. છતાં તેની ઉપર ચઢીને આસપાસ જોવુંજ એવી અમારી બધાની તીવ્ર ઇચ્છા હતી. જ્યારે અમે પાસે જઈ પહોંચ્યા ત્યારે માલમ પડ્યું કે તે ઝાડ તો ખાસ્સું પચાસ સાઠ ફીટ ઉંચું છે. તેનું થડ પણ ઘણું મજબુત અને જાડું હતું. તેનો ઘેરાવો પંદરેક ફીટ હશે.

આવડું મોટું એકનું એક ઝાડ આવા રણ પ્રદેશમાં ઉગેલું જોઈને અમને બહુ આનંદ થયો. સાથે આશ્ચર્ય પણ થયું. આ

અહીં ઉગ્યું છે તો આ જગાની નીચે રેતીની તળીએ જમીન બહુજ પાસે હોવી જોઇએ એમ પ્રતાપરાયે અનુમાન કરીને કહ્યું.

અમને એ અનુમાન સાચું લાગ્યું. પહેલ વહેલો અંબોપા તેની એક ડાળી પર કૂદકો મારીને ચઢી ગયો. વાંદરાની પેઠે એક ડાળી પરથી બીજી પર અને બીજી પરથી ત્રીજી પર કૂદકા મારીને તે જોતજોતામાં ઠેઠ ઉચેની ડાળ પર જઇ બેઠો, તેણે ઓઢેલી સફેદ ચાદરને લીધે ચંદ્રના પ્રકાશમાં તે પીપળા પર બેઠેલા ભૂત જેવો લાગતો હતો. તે આમતેમ જોવા લાગ્યો.

તેની પાછળ પ્રતાપરાય પણ ઝાડ પર ચઢ્યા. તેમના પાતળા શરીરને લીધે ઝાડ પર ચડવું તેમને બહુ સહેલું થઈ પડયું. અંબોપા જે ડાળ પર બેઠો હતો તેની ઉલટી દિશાની ડાળી પર જઇ તે બેઠા અને આછા પ્રકાશમાં આંખ તાણીને જોવા લાગ્યા. તેમની પાછળ હું તથા વેન્ટી પણ અમારાં પોટલાં ઇત્યાદિ જમીન પર મૂકીને ઝાડ પર ચઢવા લાગ્યા. એક માત્ર બુઢ્ઢા બનુચાચા જમીન પર ઉભા રહ્યા.

હું અડધે ચઢ્યો હઇશ એટલામાંજ પ્રતાપરાય એકદમ ધ્રાંટો પાડીને બોલી ઉઠ્યા—"એ એ પેલું! બહાદુરભાઇ, બનુચાચા, આપણે ફાવ્યા છ. હું ધારતોજ હતો."

એમ બોલીને તેઓ આનંદમાં આવી જઈ જોરથી તાળીઓ પાડવા લાગ્યા. મને લાગ્યું કે વળી શું છે? ચંદ્રના કિરણને લીધે પ્રતાપરાયનું ચસ્કી તો નથી ગયું ને? પણ ના. પ્રતાપરાય કાંઇ ચસ્કી જાય એવી વ્યક્તિ ન હતી. એમનો પ્રથમ આનંદાવેશ પૂરો થતાં એમણે કહ્યું—

"અહીંથી પાસેજ એક તળાવ દેખાય છે. આપણે આવ્યા તે રસ્તેજ પાછા ફરવાનું છે. ચંદ્રના પ્રકાશમાં એ તળાવનું પાણી ઝગઝગાટ મારી રહ્યું છે. એજ એ તળાવ. એ ઝેરી તળાવ."

છતાં અમારા આનંદનો પાર ન હતો, બપોરે મારાં તુંબડાં-માંનું પાણી ખલાસ થયા પછી અમે તરસને લીધે મરણતોલ

થઇ જવા આવ્યા હતા. પ્રતાપરાયની આગલી ગણત્રી પ્રમાણે આ રીતે અમારે આવતી કાલનો આખો દિવસ વગર પાણીએ કાઢવાનો હતો. તેને બદલે અત્યારેજ અમે તળાવ પર પહોંચી જવાના, એ વિચારથી અમારા હર્ષનો પાર ન રહ્યો. અમે બધા તરતજ ઝાડ પરથી નીચે ઉતરી પડ્યા.

નીચે આવીને પ્રતાપરાયે કહ્યું:—"બહાદુરભાઈ, આ રેતાળ જંગલમાં આ ઝાડ ઉગેલું જોઇનેજ મને એમ લાગ્યું હતું કે તળાએ મટોડીની જમીન બહુજ પાસે હોવી જોઇએ. અને તેમ હોય તો ઝાડને જીવન આપનાર પાણીનો જથો પણ નજીકમાંજ હોવો જોઇએ. તે પ્રમાણે મારૂં અનુમાન ખરૂં પડ્યું છે."

મેં કાંઈ જવાબ આપ્યો નહિ. પરંતુ હર્ષના આવેશથી મને કાંઇક સાંભરી આવ્યું અને હું મોટેથી બોલી ઉઠ્યો:—

"હિપ હિપ હુરરા! બોલો ભાઇઓ, પ્રતાપરાયની જેએએએ."

અંબોપા, બનુચાચા સર્વ કોઈ બોલી ઉઠ્યા—"પ્રતાપરાયની જેએએએએ."

---

## પ્રકરણ ૨૨ મું.

### જુલાબનું તળાવ

પછી તરતજ પોટલાં તુંબડાં વગેરે ઉપાડી અમે તળાવ તરફ ચાલવા માંડ્યું. અમારા માર્ગમાંથી જે રસ્તે ચાલીને અમે આ ઝાડ પાસે આવ્યા હતા, લગભગ તેજ રસ્તે અમે પાછા ફર્યા અને પાએક કલાકમાં એ ઝેરી કહેવાતા તળાવને તીરે આવી પહોંચ્યા.

કાંઠા ઉપર ચારે બાજુ પાંદડાં વગરના પુષ્કળ વેલા ઉગેલા હતા. તે એટલા બધા ખાંચોખીચ અને ગુંચવણીઆ હતા કે ભૂલેચૂકે જો એમાં એક વાર પગ પડી ગયો તો પછી તમે બંચા

ખેંચીને મરી જાઓ તોયે પાછો નીકળવો મુશ્કેલ. એવા બીચ વેલાવાળી પંદરેક વાર જમીનમાંથી બેઉ હાથે વેલા ખસેડી ખસેડીને તેમજ છરીનો ઉપયોગ કરીને માર્ગ કરતા અમે આગળ વધ્યા.

એટલે જેના ઉપર મીઠાના થરના થર બાઝી ગયા હતા એવી જમીન આવી. ચંદ્રના પ્રકાશમાં જાણે શ્વેત ચાદર પાથરી હોય તેવી તે જમીન દેખાતી હતી. જ્યાં આગળ ચંદ્રકિરણનું વક્રીભવન થતું હતું ત્યાં તેટલી જગામાં મીઠાના રજકણો ઝળક ઝળક થતા હતા.

હવેજ અમને સમજાયું. ડાયન તુસ્કી—ઈટાલીયન સાહેબે આ તળાવને ઝેરી શા માટે કહ્યું હતું તે. આ તળાવ ખારા પાણીનું હતું; હજારો મણ મીઠું તેમાંથી સૂકાઈને કિનારે પડી રહ્યું હતું. મેં જમીન પરથી મીઠાનો એક ગાંગડો ઉખેડીને મ્હોમાં નાંખ્યો.

આ બાપરે! કડવું કડવું કડવું! થુ થુ થુ!!!

મેં પ્રતાપરાયનું ધ્યાન એ તરફ ખેંચ્યું. તેમણે પણ એક ગાંગડો મ્હોંડામાં નાંખ્યો અને નાંખતાની વારજ થુંકી નાંખ્યો. તેમણે કહ્યું—"આ તો વિલાયતી મીઠું છે. વિલાયતી."

"જુલાબ લેવાનું?"

"હા."

ઓત્તારી! ત્યારે એ મીઠું કેમ ખવાય? અને એ પાણી કેમ પીવાય? પીએ અને રસ્તામાં અમારામાંથી એકાદ બે જણને સામટાં પેટ છૂટી જાય તો! કમબખ્તી. ડાયન સાહેબે આ બાબતનો ખુલાસો કર્યો હોત તો કેવું સારૂં! પણ કદાચ તેમના વખતમાં લોકો આ મીઠાનો જુલાબ લેતા નહિ હોય. કોણ જાણે.

કડવું મીઠું જોઈને પાણી પણ કડવું હશે એમ માની અમે ભારે વિમાસણમાં પડ્યા. જો તેમ હોય તો આ તળાવને કાંઠેજ અમારા પાંચે જણાનું મોત નક્કી હતું. પણ ડાયન સાહેબે લખ્યું હતું કે આ તળાવનું પાણી ત્રણેક દિવસ પીવાય ત્યાં સુધી

હરકત નહિ. તેમણે પોતે અજમાવી જોયા વગર તો આ પ્રમાણે નહિજ લખ્યું હોય !

એ વિચારે હિંમત લાવીને અમે પાણી તરફ આગળ વધ્યા. મીઠાને લીધે ચકચકતી એ ફર્લાંગ જેટલી જમીન અમે વટાવી. ચાલતાં ચાલતાં મેં પ્રતાપરાયને પૂછ્યું—

"આટલું મીઠું હિન્દુસ્થાન લઈ જઈ વેચ્યું હોય તો કેટલા રૂપીઆ ઉપજે ?"

"લાખ્ખો રૂપીઆ."

"પણ આ મોતના મેદાનમાં આવીને એને લઈ જાય કોણ ?" પાછળથી બનુચાચાએ ટહુકો કર્યો.

"એજ મોટી મુસ્કેલી છે." મેં અનુમોદન આપ્યું.

"તમારા હિંદુ લોકો કહે છે ને, કે રાવણની લંકામાં તો સોનાના ડુંગર છે. પણ તે ખોદીને લાવે કોણ ?"

"એ ડુંગરો જે ખોદીને લાવે તેજ ખરો મરદ." પ્રતાપરાયે ખોંખારો કરીને કહ્યું:—"બાકી તેની વાતો કરનારા બાયલાઓનો તો દુનિયામાં કશો તોટો નથી."

"ખરી વાત છે."

થોડી વારમાં અમે તે તળાવના પાણી નજીક આવી પહોંચ્યા. પ્રતાપરાયે તેમાંથી એક ચાંગળું ભરીને મ્હોંમાં નાંખી જોયું.

" કંઈ નહિ. ઠીક છે. ચાલશે. " તેમણે કહ્યું.

મેં પણ થોડુંક પાણી ચાખી જોયું. તે કંઈક કડવું હતું. પરંતુ બીલકુલ પીજ ન શકાય એવું ખરાબ ન હતું. મેં એક ખોબો ભરીને લીધું અને જેમ તેમ કટાણું મ્હોં કરીને ઘુંટડા ઉતાર્યા. બીજાઓએ પણ તેમ કર્યું. મુસાફરી અને થાકને અંતે આઠેક કલાકે અમને પાણી—કડવુંયે—પીવા મળ્યું તેથી ઘણીજ શાન્તિ વળી.

બ્હીતાં બ્હીતાંયે પીવાય તેટલું રૂચિ પ્રમાણે પાણી પીને

અમે જરાક વાર દૂર આરામ લેવા બેઠા. દરમ્યાન નોકરોએ તુંબડાં સાફ કરીને પાણી ભરી લીધું.

પછી અંબોપાએ પ્રતાપરાયની પાસે આવીને કહ્યું–" ડાકટર સાહેબ, હું તમને એક વાત કહું ?"

" શું છે? બોલ. ?"

" આપણે હવે કોમોરૂકુથી ઝાઝા દૂર નથી."

"તેં કેમ જાણ્યું ?"

"મારી મા આ કડવાં તળાવ વિશે ઘણીવાર વાતો કરતી હતી. હું તે વખતે ઘણોજ નાનો હતો. પરંતુ તેની વાતના સંસ્કારો મારા મગજ પર બહુજ સચોટ પડેલા છે. તે કહેતી હતી કે તારા બાપે મને આપેલી વીંટી એક તળાવમાં પડી ગઇ. તે તળાવનું પાણી કડવું હતું."

" ત્યારે શું તારી મા આ તળાવ પર આવી હતી ?"

" આવીજ હોવી જોઇએ."

" કેવી રીતે આવેલી ?" અમારા બધાના મુખમાંથી આશ્ચર્યોદ્ગાર નીકળી પડયો.

આવી ભયાનક નિર્જન જગામાં, આવો નપાણીયો જીવલેણ રણપ્રદેશ વટાવીને કોઇ માણસ અહીં આવીજ કેવી રીતે શકે ? અને તેમાં પણ કોઈ સ્ત્રીજન અહીં આવ્યાનો તો ખ્યાલજ કેમ કરી શકાય ?

અંબોપા એનો કાંઇ ખુલાસો આપી ન શકયો. તેણે કહ્યું– " તે તો કોણ જાણે. પરંતુ મારી મા વાત કરતી હતી. તેની છાપ મારા મગજ પર સચોટ પડી છે."

અમે સૌ વિચારમાં પડી ગયા. બેએક મિનિટ સુધી કોઇ કાંઈ બોલ્યું નહિ; પછી અચાનક મને એક શંકા થઇ આવી. મેં પ્રતાપરાયને પૂછયું—

" ડાકટર સાહેબ, આ કેમ બને ? આવા અનાદિ, અનંત

જોવા ઘોર વેરાનમાં આ એક તળાવ રચાયુંજ કેવી રીતે હશે? આ પાણી કયાંથી આવ્યું? અહીં વરસાદ પડતોજ નહિ હોય. કદાચ પડતો હશે તો તે પા અડધા ઈંચથી વધારે તો નહિજ પડતો હોય. તો પછી આ તળાવનું આટલું બધું પાણી ભેગું કેવી રીતે થયું હશે!"

પ્રતાપરાયે જરાક વિચાર કરીને જવાબ દીધો—

"તમારી શંકા બહુજ વિચારશીલ અને સ્વાભાવિક છે. હમણાં એક મિનિટ ઉપર હું પણ એજ વિચાર કરતો હતો. તમારા પ્રશ્નના મને તો બે ખુલાસા જડે છે. એક તો એ કે આ પાણી પાસેજ આવેલા કામેરૂનના ડુંગરા પરથી (ત્યાં બરાફ રહેતા કુંડમાંથી) જમીનની અંદરની કોઈક તરડોમાં થઈને ઝરણાંઓ રૂપે અહીં આવતું હોય. બીજો ખુલાસો એ છે કે અહીં આફ્રિકા ખંડમાં એવા કેટલાક પ્રદેશો છે જેની જમીન દરિયાના પાણીની સપાટી કરતાં સેંકડો ફીટ નીચી છે. આફ્રિકાને ઉત્તર કિનારે ભૂમધ્ય સમુદ્ર ઉપર કેટલોક ભાગ દરિયાનાં પાણી કરતાં સોડસો ફીટ નીચો છે એવું તમે ભૂગોળમાં શીખ્યા ગયા હશો. તેજ રીતે આ પ્રદેશ સમુદ્ર કરતાં નીચો છે. એવું મને લાગે છે. અને પૃથ્વીના ઉંડાણમાં રહેલા પાષાણી થરોની તર્ડોએ થઈને દૂરના મહાસાગરનાં પાણી અહીં આવતાં હોવાં જોઈએ. એ ઝરણાનાં માર્ગમાં કોઈક સ્થળે એપ્સમ સોલ્ટની ખાણ હોવી જોઈએ. તેના સ્પર્શમાં આવવાથી આ પાણી કડવાશ પકડે છે એમ મને લાગે છે. આમાંયે પહેલા કરતાં બીજો ખુલાસો મને વધારે સંભવિત લાગે છે..."

એ પ્રમાણે અમે કેટલીક વાતો કરી. પછી પ્રતાપરાયના ખુલાસા ઉપર વિચાર કરતો કરતો કોણ જાણે કંઈ ઘડીએ હું નિદ્રાધીન થઈ ગયો તે મને ખબર નથી. બનુચાચા વગેરે તો અમારા પહેલાં ક્યારના ઘોરવા મંડી પડ્યા હતા.



# પ્રકરણ ૨૩ મું.

## પાણીનું કોળું !

પ્રાતઃકાળે અમે જાગ્રત થયા અને આસપાસ ચારે બાજુએ દૃષ્ટિ કરતાંજ અમે ચકિત થઈ ગયા. અમારાથી થોડેજ દૂર કામેરૂનના બે પહાડો દેખાવા લાગ્યા હતા. થોડે દૂર એટલે કાંઈ માઈલ બે માઈલ નહિ ધારવું, ખાસ્સા પંદર માઈલ દૂર તે હતા. પુસ્તકોમાં અને દસ્તાવેજમાં વર્ણન આવ્યા પ્રમાણે બરાબર જાણે વિશાળકાય ભયાનક રાક્ષસીના સ્તન હોય તેવીજ રીતે કુદરતે તેને ગોઠવેલા હતા. બંને પહાડોનો રંગ રતાશ પડતો કાળો હતો અને મથાળાનો કેટલોક ભાગ ભુરા રંગનો દેખાતો હતો તેથી તે બરાબર સ્તનની ડીંટડીઓ જેવા લાગતા હતા. અમને એ પહાડોનાં દર્શનથી ઘણોજ આનંદ થયો.

બંને પહાડોની વચ્ચે તેમજ બંને બાજુએ ઘણે દૂર સુધી પર્વતોની એક સરખી હાર ચાલી જતી હતી. તે જાણે એ રાક્ષસીએ પ્રસારેલા લાંબા હાથ જેવી લાગતી હતી. જેમ જેમ પ્રકાશ વધવા લાગ્યો તેમ તેમ એ પહાડોની આસપાસ છવાયલું ધુમ્મસ ઓગળી જઈ તેની શોભા સ્પષ્ટ થવા લાગી. પ્રતાપરાયે તેના તરફ બારીકાઈથી જોઈને કહ્યું:—

“મને ચોક્કસ લાગે છે કે આ પહાડો આગળ ઘણા સમય પૂર્વે જ્વાળામુખી હોવા જોઈએ.”

“શા પરથી આપ એમ કહો છો?”

“આ પહાડોના આકાર બરાબર જ્વાળામુખી જેવા છે. વળી ઘણાં વરસ પૂર્વે એના મુખમાંથી જે લાવા રસ નીકળેલો તેના રેલા પહાડોની બાજુઓ પર સ્પષ્ટ દેખાઈ આવે છે.”

આપનું કહેવુ સાચું લાગે છે. એમાંથી મોટા પથરા પડ્યા હશે તે બધા તળેટીમાં પડેલા દેખાય છે.”

“ઉપર જે ભાગ ભુરો દેખાય છે ત્યાં બરફ ઠરેલું છે. આપણે

એ જગાએ પહોંચીશું ત્યારે સખત ઠંડી લાગશે."

એ પ્રમાણે અમે કેટલોક વખત વાતચિત કરતા બેઠા. થાક સિવાય બીજું કશું ખાવાનું અમારી પાસે હતું નહિ. તેથી ખવાય એટલો થાક ખાઈને અમે ઉઠયા. હવે માત્ર પંદરેક માઈલ ચાલવાના હતા. છતાં અમને બે અઢી દિવસથી ઓછો સમય ભાગ્યેજ લાગે તેમ હતું. પ્રવાસની શરૂઆતમાં અમે રોજના પંદર પંદર માઈલ કાપ્યા હતા. જેમ જેમ ખાનપાનમાં ખાડો પડતો ગયો તેમ તેમ અમારા ટાંટીયાનું જોર પણ નરમ પડતું ગયું હતું. અને છેવટના ભાગમાં આઠથી દશ માઈલ કરતાં વધુ મજલ કરી શકાતી ન હતી. તેમાં આજથી ખાવાને નામે મીંડું હતું. એટલે એટલું પણ અંતર કપાય એવી આશા ન હતી.

જેમ જેમ પૂર્વમાં સૂર્યનારાયણ ઉંચે આવતા ગયા તેમ તેમ સામેના પહાડોની બારીક વિગતો દેખાવા લાગી. તળેટી આગળ કેટલીક ઝાડી હોય એમ પણ માલમ પડયું, તે જોઈ અમને હોંસકોસ આવ્યા. કદાચ એમાં કાંઈ ખાવાનું મળશે ખરૂં.

× × ×

ત્રીજા દિવસે બપોરે અમે એ ઝાડીવાળા ભાગ પાસે આવી પહોંચ્યા. દરમ્યાન ગાળામાં કશું નોંધવાલાયક બન્યું ન હતું. ઝાડી પાસે આવતાંજ અમે સૌ તેની તરફ દોડ્યા અને અંદર પેસી કાંઈ ખાવાલાયક ફળફુલાદિ હોય તેની શોધ કરવા લાગ્યા.

થોડીજ વારમાં દૂર ગયેલો અંબોપા મોટેથી બૂમ પાડીને બોલી ઉઠયો—"આ, કોળું ! કોળું ! આવો,"

અમે સૌ તે તરફ દોડયા. જોયું તો અંબોપાએ ઝાડીના એક ભાગમાં એક પાણીચું કોળું શોધી કાઢયું હતું. તેણે આંગળી કરીને બીજા અનેક કોળાં અમને બતાવ્યાં. ત્યાં હજારો પાકાં ગોળ જેવાં કોળાં તૈયાર થઈને પડેલાં હતાં. કેટલાંક પાકીને ઉતરી ગયેલાં અને કેટલાંક સડેલાં પણ હતાં. આટલાં બધાં કોળાં એકી વખતે કોઈ

દહાડો જોવામાં પણ આવ્યાં ન હતાં. એને અહીં કોણ વાવી ગયું હશે? કોઇજ નહિ. કુદરતની કરામતથી દર વરસે આ જગાએ હજારો કોળાંનો પાક થતો હશે. અને તેનો કોઇ માલિક કે ભોક્તા ન હોવાથી ત્યાંનો ત્યાંજ એનો નાશ થઇ જતો હોવો જોઇએ. દક્ષિણ તરફથી કે પહાડોની ઉત્તરના વસ્તીવાળા પ્રદેશમાંથી પક્ષીઓ ઉડતા ઉડતા આ તરફ આવ્યાં હશે. તેઓ જે દાણા ચણી લાવેલા તેનાં બીઆં અઘાર સાથે અહીં પડેલાં. તેમાંથી આ નિપજ થયેલી હોવી જોઇએ. સમુદ્રની અંદર પરવાળાના ટાપુઓમાં આવીજ રીતે ભાતભાતની વનસ્પતિ ઉગેલી માલમ પડી છે. અસ્તુ.

અમે તે કોળાંના ઢગલા ઉપર ભુખાળવા ગીધની માફક તૂટી પડ્યા. કોળું એટલે ખાવાનુંયે ખરૂં અને પાણીયે ખરૂં. અમે દરેકે ત્રણ ત્રણ કોળાં ખાધાં. પછી પાંચ સાત કોળા કાપીને તેમાંના ગર્ભનું પાણી એક તુંબડામાં કાઢ્યું અને પછી એક કકડા વડે બીજા તુંબડામાં ગાળી લીધું. તે અમે બધાએ ધરાઇને પીધું. પેલા કવીનાઇન જેવા જુલાબીયા તળાવના કડવા પાણી કરતાં તો એ સો દરજ્જે સારૂં અને સ્વાદિષ્ટ લાગ્યું. અમે બધા તુંબડાંનું ઝેરી પાણી ઢોળી નાંખીને એજ રીતે બીજાં કોળાં કાપીને તેનું પાણી કાઢી ભરી લીધું.

પછી કેટલાંક કોળાં સાથે લઇને અમે આગળ ચાલવા લાગ્યા. અમારે હવે પહાડોનો ઢાળ ચઢવાનો હતો. જો આ કોળાંની કુદરતી વાડી હાથ લાગી ન હોત તો આ પહાડનો ઢાળ ચઢતાં ચઢતાં અમારા કંઠે પ્રાણ આવી ગયા હોત. પરંતુ પેટને પૂરતો આધાર મળેલો હોવાથી અમારા ટાંટીઆમાં જોર આવ્યું હતું.

અમે સપાટાબંધ આગળ વધ્યા. જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ અમારી પાછળના રણપ્રદેશની રમણીયતા અને વિશાળતા અમારી નજરે પડવા લાગી. તેમજ તળેટીમાં જે

ગરમ હવા અમને બાળી મૂકવા જેવી આકરી લાગતી હતી. તેને બદલે ઠંડી, સહન થઇ શકે એવી હુંફાળી હવાનો અમને સ્પર્શ થવા લાગ્યો.

પ્રતાપરાયે કહ્યું–“ હજુ તો આપણે પૂરા બે ફર્લાંગ પણ ઉંચે ચઢ્યા નથી. આ તો પાશેરામાં પહેલી પુણી જેવું છે. જ્યારે આપણે અડધેક પહોંચીશું ત્યારે આપણી પાસેનાં બધાં કપડાં લપેટી લેવાં પડશે. અને તે છતાંયે આપણે થરથર ધ્રુજતા હોઇશું.”

અને એ વાત અમને ખરી લાગી. બીજે માઇલેક ચાલ્યા એટલામાં તો જાણે અમે મુંબઈ શહેરમાં ફરતા હોઇએ એવી આલ્હાદજનક શીતળ અને ઉત્સાહપ્રેરક હવા લાગી. પવન પણ જોસભેર ફૂંકાતો લાગ્યો. અમારો રસ્તો વાંકાચૂંકો હતો. સાપના લીસોટા જેવો એ માર્ગ વટાવતાં અમને ઘણો શ્રમ પડતો હતો. કોઇ કોઇ વાર પથરાઓ ઉપરથી કુદકા પણ મારવા પડતા હતા. શ્રમને લીધેજ પ્રસ્વેદ બિંદુ અમારાં કપાળ પર ઉત્પન્ન થતાં હતાં. પરંતુ તેને બીજીજ પળે અનિલ લહરીઓ જાણે ચુમી લઇ જતી હતી.

× × ×

વળી અડધોક માઇલ ઉંચે ચઢ્યા. પાછળ ફરીને જોયું તો ઘણે દૂર પેલું ઝેરી તળાવ એક રુપેરી ચાંદલા સરખું દેખાવા લાગ્યું. બે ત્રણ માઇલ રસ્તો બીજો કાપ્યો એટલે ક્ષિતિજમાં ઘણે આઘે ઝગઝગાટ મારતો વાંકાચૂંકો લીસોટો પડેલો હોય એવું કાંઇક દેખાવા લાગ્યું. એ લુકાન્ગા નદી હતી. એની પેલીમેર બે ચાર કાળાં ટપકાં, તલના દાણા જેવાં દેખાયાં. આખા રણમેદાન ઉપર બપોરનો ક્રોધાયમાન સૂર્ય પોતાનાં દાહક કિરણો વરસાવતો હતો. ને તેથી કોઈ કોઈ સ્થળે મૃગજળ જેવું પાણી ભરાયેલું હોય એવી ભ્રમણા થતી હતી. પરંતુ એ મૃગજળ હવે અમને કોઇ રીતે છેતરી શકે તેમ ન હતું. અમે એના પંજામાંથી આબાદ સટકી ગયા હતા, સટકી શક્યા હતા. અમે તો જેમ જેમ એક ડગલું

આગળ માંડતા હતા તેમ તેમ મીઠી શીતળ આબોહવાની અંદર પ્રવેશ કરતા હતા. પર્વતોને મથાળે રહેતી બરફની લાઇન અમારાથી હવે ઝાઝી દૂર ન હતી.

પાએક કલાકની મુસાફરી પછી અમે એક ઠેકાણે ઉભા રહ્યા અને અમારી પાસેનાં બધાં કપડાં અરસપરસ વગે પડતાં વહેંચીને અમારાં શરીર પર ચઢાવી લીધાં. શીતળતાનું પ્રમાણ જોતાંએ તે કરતાં—અમારાથી સહન થાય તે કરતાં વધારે હતું. એટલે એમ કર્યા વગર અમારો છૂટકો ન હતો. પછી થોડેક આગળ ચાલ્યા એટલે પર્વતના ઉંચા મથાળા પરના બરફમાંથી ઓગળીને નીકળેલા નીતર્યા કાચ સરખા પાણીની નાની નાની નદીઓ અમને માર્ગમાં દેખાવા લાગી. એ નદીઓ પહાડનો ઢોળાવ ઉતરીને પથરાયલા વિશાળ ઉંડા વાલુકા પટમાં કોણ જાણે ક્યાં ને ક્યાં સમાઈ જતી હતી. દિવસે ભગવાન સૂર્યનારાયણ એ ભીનાશને શોષી લઇ ઉંચે ચઢાવતા અને રાત્રે તે વાદળમાંથી ઉતરીને પહાડને માથે આવી બેસતી. બીજે દિવસે પ્રાતઃકાળે વળી પાછા રેલા ચાલતા અને એ કુદરતી વિધિ વરસનાં વરસ, જમાનાઓ થયાં ચાલ્યાજ કરતો.

## પ્રકરણ ૨૪ મું.

## ચેતન-અચેતન

સાંજ સુધીમાં અમે એ પહાડોની વચ્ચેની પેલી દિવાલ જેટલી ઉંચાઇએ આવી પહોંચ્યા. હવે અમારે વધારે ઉંચે ચઢવાનું ન હતું. ઉંચે પહાડને મથાળે એ રાક્ષસીનાં સ્તનની ડીંટડી આગળ બરફના થર બાઝયા હતા તે જગા snow-line હિમ રેખા હવે અમારાથી ઝાઝી દૂર ન હતી.

પરંતુ હવે અમારે તો પેલી દિવાલ તરફ દોડવાનું હતું. ઢાળ ચઢતાં ત્રણેક કલાક નીકળી ગયા હતા. એટલે અમારા પગ પણ

થાક્યા હતા. અને સંધ્યાકાળ ઝઝૂમી રહ્યો હતો. એટલે હવે કોઇક સ્થળે રાતવાસો કર્યા વગર છૂટકો ન હતો.

અમે આમ તેમ કોઇ ગુફા હોય તેને માટે શોધ કરવા લાગ્યા. મોટા મોટા પથરાઓનો પાર ન હતો. કેટલાક પથરા તો ઘર ઘર જેવડા ગંજાવર હતા. થોડીજ વારમાં અમે રાતવાસો કરી શકીએ એવી જગાએ આવી પહોંચ્યા. ત્રણચાર રાક્ષસી શિલાઓ એક બીજાને અડકીને એવી રીતે પડી હતી કે તેમની વચ્ચે ગુફા જેવો ઘાટ બની રહ્યો હતો. એની અંદર અમે રાતભર નિરાંતે સૂઈ શકીએ તેવું હતું. આથી અમે તુરતજ અમારાં ગાસડા પોટલાં ઉતાર્યાં અને પ્રથમ તો થોડી વાર હાઆઆસ કરીને બેઠા.

પાએક કલાક આરામ લઇ અમે આસપાસથી સુક્કાં ઝાડવાં ડાખળાં વીણી લાવવાને માટે નીકળ્યાં. અમે બરફની પાડોશમાં તેની છત્તરછાયા હેઠળ આવી પહોંચ્યા હતા. અને દિવસેજ ટાઢથી થર થરતા હતા ત્યાં રાતના તાપણું કર્યા વગર કેમ ચાલે ? સદ્‌ભાગ્યે ત્યાં સુકાયલાં ઝાડવાની સારી વિપુલતા હતી એટલે જોતજોતામાં અમે લાકડાં છોડીયાંનો મોટો ઢગલો ગુફાના મ્હોં આગળ કરી દીધો.

અંબોપાએ ચકમકથી દેવતા પાડીને તાપણું કર્યું. જ્યારે ગુફાની અંદરની હવા પૂરતી હુંફાળી થઇ ત્યારે અમે બધા તેમાં હાસ કરીને બેઠા. પ્રતાપરાયે પોતાના ગ્રંથોનો ગાંસડો છોડી તાપણાંના પ્રકાશમાં વાંચવા માંડયું. તેમણે ડાયન તુચ્છીનો નકશો કાઢયો અને કેટલીક વાર બારીકાઇથી નિહાળ્યા પછી અચાનક બોલી ઉઠયા—

“ વાહ શાબાશ ! આ રહ્યું, બહાદુરભાઇ. જૂઓ. ” હું તેમની પાસે ગયો અને તેમની સાથે નકશામાં જોવા લાગ્યો. પ્રતાપરાયે એક જગા પર આંગળી મૂકી મને એક નિશાન બતાવ્યું. તે એક કાળું ટપકું હતું. અને પછી એ ટપકાના સંબંધમાં બીજા કાગળ પર કરેલું ટીપ્પણ વંચાવ્યું. તેમાં એમ લખેલું હતું કે પહાડને મથાળે

વચલી દિવાલની સપાટી જેટલે ઉંચે એક ગુફા છે. શાલીવાન રાજા ઉત્તરમાંથી આવેલા તેમણે પર્વતની આ બાજુ પર છેલ્લો મુકામ એ ગુફામાં એક રાત કરેલો, અને ત્યારબાદ પાછા ફરેલા. ગુફાની અંદરના ભાગમાં પથરાઓ ગોઠવીને રચેલા ચૂલાઓ જેવું કાંઈક અમારા જોવામાં આવ્યું. સેંકડો વરસ ઉપર શાલીવાન રાજાનાં માણસો—સૈનિકો—એ ચૂલાઓ પર રોટલા શેકી ગયેલા—એમ માનવાને પૂરતું કારણ મળતું હતું.

પછી પ્રતાપરાય એ નકશાની અને ગુફાની બાબતમાં પોતાનું કાંઈક ટીપ્પણ કરવામાં પ્રવૃત્ત થયા. પેન્સીલથીજ એ કામ તેમણે કરવાનું હતું. કારણ શાહી ખડીઓ તો અહીં હોયજ શાના ? ઘેરથી આણી હોત તોયે આટલા પ્રવાસમાં બધી શાહી સુકાઈને કાંકરા થઈ ગઈ હોત. પ્રતાપરાયને તેમનું કાર્ય કરવા દઈને બાકીના અમે નિદ્રા દેવીની આરાધના કરવા માટે જરૂરી ખટપટ કરવા લાગ્યા. થોડીક જમીન વાળીને સાફ કરી. અમારા કામળા પાથર્યા. જમીનનો પત્થર તો જાણે ઠંડા બરફજ હોય એવો લાગતો હતો. ગુફાની બહાર શીતળતાનું ભયાનક સામ્રાજ્ય વ્યાપી ગયું હતું. અડધા કલાકમાં તો અમે ભેગા કરેલા બળતણમાંનો અડધો ભાગ સ્વાહા થઈ ગયો હતો. બાકીના અડધા ભાગમાં આખી રાત વીતાડવાની હતી. કારણ કે બીજાં ડાખળાં શોધી લાવવા માટે ગુફાની બહાર નીકળવાની કોઈની હામ ચાલે તેમ ન હતું. આથી જે કાંઈ માલ બચેલો હતો તે કરકસરથી વાપરવાનો હતો.

પોતાનું લેખન કાર્ય પૂરૂં થયું એટલે પ્રતાપરાયે પણ પોતાનાં દફતરો સમેટી લબાવ્યું. તાપણાંમાંનો દેવતા શાંત પડ્યો હતો. ગુફાને એક નાકે વેન્ટી—અમારો કાફર નોકર સુતો હતો. ઠંડીને લીધે તેના દાંત કકડતા હતા. ઊંઘમાં પણ તે કોઈ કોઈ વાર હુહુહુહુ કરીને બોલી ઉઠતો હતો. મને લાગ્યું કે આ વેળા થરમામીટર જોયું હોય

તો તેમાં ફ્રીઝીંગ પોઇંટ કરતાંયે પારો દશ બાર ડીગ્રી નીચે જઇને બેઠેલો માલમ પડે. એવી સખત કકડતી ટાઢ લાગતી હતી.

## પ્રકરણ ૨૫ મું.

### હાય રે એ મહત્વાકાંક્ષા !

મધ્યરાત્રિ પછીના બે એક વાગી ગયા હશે. તાપણામાંનો અગ્નિ બીલકુલ હોલવાઇ ગયો હતો. ગુફામાં કેવળ ઘોર અંધકાર છવાઇ ગયો હતો. હજુ રાત્રિ પૂરી થવાને બીજા ચાર કલાકની વાર હતી. થાકને લીધે ઉંઘ આવતી હતી. પરંતુ અસહ્ય ટાઢને લીધે વારંવાર જાગી ઉઠાતું હતું. અને એક વાર જાગ્યા પછી ફરી નિદ્રા સંપાદન કરવી એ મુસ્કેલ લાગતું હતું. ઠંડીગાર જેવી બનેલી ગુફામાં અમે સૌ કુકડું વળીને સૂતાં હતાં.

નિદ્રાના આવાહનનો કેટલોક પ્રયાસ કર્યા પછી થોડીક વારે મારી આંખ પાછી મળવા લાગી. એવામાં એક તરફ કાંઇક સળવળાટ થતો લાગ્યો. ચમકી ઉઠવા જેટલો હું જાગ્રત ન હતો, તેમ પૂરેપૂરો સુપ્ત અવસ્થામાં ન હતો. કોઇક ઉઠયું ને મારી પાસે આવ્યું. તેનું અંગ ધ્રુજતું હોવું જોઇએ. તેના મુખમાંથી અસહ્ય ટાઢને લીધે મંદ સુસકારા નીકળતા હતા. મારી પાસ—મારી જોડ તે સુઇ ગયું. અને મારી કામળીમાં ભરાવાને પ્રયત્ન કરવા લાગ્યું. મને તેની દયા આવી. મને પણ ટાઢ સખત વાતી હતી. એના શરીરની હુંક મને પણ મળશે એવી લાલચે મેં એને મારી ધાબળીમાં સ્વીકારી લીધો. તે કોણ હતો તે જાણ્યા વગરજ મેં એને સ્વીકારી લીધો. તે કોણ છે એ જાણવા જેટલી મારામાં જાગૃતિ ન હતી. અમે બંને એક કામળીમાં એક બીજાની સોડમાં ભરાઇને સુઇ ગયા. ઉંઘમાં કેટલીક વારે, કોણ જાણે કયારે, અમે બંને એક બીજાને ભેટી પડયાં તે કહી શકાય નહિ. પરંતુ મળસ્કે જ્યારે હું જાગ્રત થવા આવ્યો ત્યારે

મારી બાથમાં બરફ જેવી ઠંડી કોઈ મોટી વસ્તુ હતી—અરે ના, ના. કોઈક માણસનું શરીર હતું—એવું ભાન થતાંજ મારે આખે શરીરે રોમાંચ થયો. કપાળે પરસેવો વળ્યો. આખું અંગ થરથરી ઉઠયું.

મેં એ શરીર પર હાથ ફેરવ્યો. અરરર, આ શું? જાણે ઠંડું બરફ! ને તે કોણ? અમારો કાફર નોકર વેન્ટી! એની આ દશા? શું એ મરી ગયો? એ પ્રશ્નની સાથેજ હું તરત જાગ્રત થઈ ગયો. મેં પ્રતાપરાયને બૂમ પાડી ઉઠાડ્યા. બનુચાચા પણ ગભરાટથી આંખો ચોળતા ઉઠ્યા. તેમણે તો ધાર્યું કે રાતના કોઈ વાઘ વરૂ ગુફામાં પેસી આવ્યું કે શું? પ્રતાપરાયે ફરી તાપણું ચેતાવ્યું. તેના પ્રકાશમાં જોયું તો ખરેખર વેન્ટીનું શરીર ટાઢમાં ઠરીને લાકડું થઈ ગયું હતું. તેની આંખોના ડોળા ઉંચે ચઢી ગયા હતા અને મોઢું ઉઘાડું થઈ અડધી જીભ બહાર લટકતી હોવાથી દેખાવ અત્યંત બીહામણો લાગતો હતો. એ શરીરમાંથી પ્રાણ ક્યારના નીકળી ગયા હતા. એ વિશે જરાયે શંકાને સ્થાન ન હતું.

પ્રતાપરાય તે મુડદા તરફ જોઈ રહ્યા. અમે બધા પણ તેના તરફ જોઈ રહ્યા. કોઈ કાંઈ બોલ્યું નહિ. કોઈને કશું બોલવાનું સૂઝતું ન હતું. પ્રતાપરાયના મુખ ઉપર એક પ્રકારની ગંભીર વિષાદમય ગ્લાનિ છવાઈ ગઈ હતી. "મારીજ મહત્વાકાંક્ષાનું આ બલિદાન" એવો વિચાર એમનું અંતર વેધી રહ્યો હતો. થોડીજ વારમાં તેઓ જમીન પર બેસી ગયા. તેમનું જોઈ અમે પણ બેસી ગયા.

"બહાદુરભાઈ!" પ્રતાપરાય બોલ્યા.

મેં તેમની સામે જોયું. પરંતુ તેઓ કાંઈ બોલ્યા નહિ. માત્ર જમીન તરફ અને વેન્ટીના મૃત શરીર તરફ તેઓ જોયા કરતા હતા. તે ઉંડા વિચારમાં પડી ગયા હતા. તેમણે ઘણો વખત સુધી મૌન રાખ્યું. અમે પણ મૌનજ સેવ્યું, અને મૂંગા મૂંગા ઘણો વખત સુધી બેસી રહ્યા.

દરમ્યાન પ્હો ફાટીને સવાર પડવા આવી હતી. ગુફાની બહાર ઝાડીઓમાં વહેલાં ઉઠનારાં પંખીઓ ઉડાઉડ કરવા મંડી પડ્યાં

હતાં. તેમના કલરવે એ પહાડોની સ્મશાન સમી ગંભીરતા તોડીને તેમાં કાંઇક ચેતન આણ્યું હતું. પ્રતાપરાય કેટલીક વારે વિચારોમાંથી એકદમ જાગ્રત થઇને બોલી ઉઠ્યા—

"બહાદુરભાઇ, આપણે આ લાશને ઠેકાણે પાડવી જોઇએ."

"હાજી. શું કરીશું ?"

"શું કરીશું એનો વિચાર કરતાં મારૂં મગજ બ્હેર મારી જાય છે. લાશનું તો કાંઇક થશે—જે થવાનું હશે તે થશે. પરંતુ મારી મહત્વાકાંક્ષા હજુ આવા બીજા કેટલા ભોગ લેશે ? એ વિચારે મને દિગ્મૂઢ બનાવી દીધો છે. વિશાળ રણ મેદાનમાં હાથીની સામે થવા જતાં ખીવો તેના પગ તળે ચગદાઇ મુઓ. અને અહીં આ જીવલેણ ઠંડીએ વેન્ટીના પ્રાણ હરી લીધા ! મારે ખાતર અન્ય મનુષ્ય ગમે તેવું સંકટ સહન કરે તેની કાંઇ ફીકર નહિ. કારણ કે તેનો બદલો દ્રવ્ય રૂપે કે બીજી કોઇ પણ રીતે હું તેને આપી શકું છું. પરંતુ જ્યારે તે મારે માટે કામ કરતાં પ્રાણજ ગુમાવે ત્યારે હું નિરૂપાય થઇ પડું છું. કારણ કે હું તેના પ્રાણ પાછા લાવી શકું એટલી હાલ મારામાં શક્તિ નથી. એક દિવસ એવો આવશે ખરો જ્યારે મરી ગયેલા માણસનો આત્મા અમુક કલાકમાં પાછો લાવી શકાશે. મહાન વિજ્ઞાનીઓ એ કાર્ય સાધી શકશે, એમ હું ખાત્રીથી માનું છું. પરંતુ તેવો દિવસ હું જોવા પામું કે કેમ તે કોણ જાણે."

વાત કરતાં પ્રતાપરાય આડા ઉતરતા હતા ને તરફ મારૂં ધ્યાન ખેંચાયું. મેં કહ્યું—"ડાકટરસાહેબ, એ દિવસ તો આવવાનો હશે ત્યારે આવશે, પરંતુ હાલ તો જે મિનિટ જાય છે તેમાં આ લાશ તો ભારે થતી જાય છે. અને થોડી વાર પછી એમાંથી દુર્ગંધ પેદા થવા લાગશે. માટે એનો પહેલાં નિકાલ કરવો જોઇએ."

પ્રતાપરાયે અંબોપાને પાસે બોલાવી કાંઇક પૂછ્યું. અંબોપાએ

તો માથુંજ ધૂણાવ્યું. હું સમજી ગયો. વેન્ટીની લાશ ઠેકાણે પાડવા માટે અમે જ્યાં ફાળાં ખાધાં હતાં ત્યાં પાછા જવું પડે. તે સિવાય આ પહાડ પર ખાડો ખોદી શકાય એવી પોચી બીજી કોઈ જમીનજ ન હતી. અમે વિચારમાં પડ્યા કે શું કરવું?

શું વેન્ટીની લાશને વગે કરવા માટે અમારે આટલા બધા માઇલનો ઢાળ પાછા ઉતરીને પહાડની તળેટીમાં જવું? અને ત્યાં તેને ઠેકાણે પાડીને ઉપર આવવા માટે ફરી પાછો આ કપરો ઢાળ ચઢવો? એમ કરવા કરતાં તો આ મુસાફરીનોજ સદંતર ત્યાગ કરીને પાછા ઘેરેજ ચાલ્યા જવું એ..ા પણ એક વિચાર કોઇ કોઇને આવ્યા. આગળ જવામાં હજુ કાંઇ ઝાઝું આશાજનક તત્વ માલુમ પડતું ન હતું. પહાડને માથે કે તેની પેલી મેર હજુ અમારે કેટલા માઇલ ચાલવાનું હતું, અને તેટલું ચાલ્યા પછી પણ તે બાજુ અમને ક્યાં કોણ મળશે, તેનો કશો ખ્યાલ ન હતો.

પરંતુ પાછા ફરીને ઘેર સલામત જવાય એવી પણ કોઈ જાતની ખાત્રી ન હતી. જે ભયાનક રણવગડા ખેડીને અમે આવી મરણુતોલ દશામાં પણ આટલે સુધી આવી પહોંચ્યા હતા તેજ રણપ્રદેશ પાછો વટાવીને જીવતાજીવત ઘેર પહોંચાય એ અશક્યજ હતું. અમે અત્યારે ત્રિશંકુની દશામાં હતા. આમ પણ ન જવાય–તેમ પણ ન જવાય. એથી વેન્ટીની લાશને હાલ તો ત્યાંને ત્યાંજ થોડે દુર બરફના ઢગલામાં દાટી દેવી એવું અમે નક્કી કર્યું. વળતી ફેરા તેને ખોદી કાઢી સાથે લેવાનો અને યથાવિધિ તળેટીમાં દાટી દેવાનો મનમાં નિશ્ચય કર્યો. નિશ્ચય તો કર્યો પરંતુ તે પાર પડે ત્યારે ખરો, એવી દહેશત બધાયના મનમાં હતી.

લાશને બરફમાં ઢાંકતાં અમને અડધો કલાક લાગ્યો હશે. એ કામ પતાવી અમે આગળ ચાલ્યા. તે વખતે સૂર્યનારાયણનો ઉદય પૂર્વમાં થઇ ગયો હતો. વેન્ટીના મૃત્યુને લીધે અમારાં સર્વનાં હૃદયોમાં ઉદ્વેગ ભરાયો હતો. તેથી અમે સર્વ મૂંગા મૂંગા એક બીજાની પાછળ

સાહેબ કહ્યું—તે ક્યાં સુધી ? પાએક કલાક પછી બનુચાચાને એક પથરો ઓળંગતાં ઠોકર વાગીને ભોંય પર ગબડી પડ્યા ત્યાં સુધી. ચાચાને ઉઠાડી પંપાળ્યા અને ત્યાર પછી અમે એકબીજાની સાથે થોડી થોડી વાતચિત કરતા થયા.

## પ્રકરણ ૨૬ મું.

### જેમાં કુદરત એક ચમત્કાર બતાવે છે.

હવે અમે પેલા બે પહાડોની વચ્ચેની દિવાલને મથાળે આવી પહોંચ્યા હતા. સુર્યનારાયણ આકાશમાં ઘણું ઉંચે ચઢ્યા હતા. જગતની ઘડિયાળમાં તે સમયે નવેક વાગ્યા હશે. પરંતુ ત્યાં અમે ચાલતા હતા ત્યાં હજુ છાંયડો પડતો હતો. અમારા જમણા હાથ પરના પહાડને લીધે સુર્યનારાયણ અમારાથી જોઇ શકાતા ન હતા.

ચાલતાં ચાલતાં અચાનક બનુચાચા બોલી ઉઠ્યા—“ અરે, ડાકટર સાહેબ, આ તો જૂઓ. પેલું બરફમાં શું દેખાય છે ? ” એમ કહીને તેમણે અમારા માર્ગથી થોડેક ઉંચે બરફમાં કાંઇક વસ્તુ તરફ આંગળી કરી બતાવી.

અમે જોયું તો એક વિશાળ ગંજાવર શિલાની નીચે જાણે મનુષ્યાકૃતિ હોય તેવો ઘાટ બરફનો બની રહ્યો હતો. માણસના જેવું જ માથું, માણસના જેવા હાથ ખભા અને ઘુંટણ. અમારૂં સર્વેનું ધ્યાન એના તરફ આકર્ષાયું. મનમાં વિચાર આવ્યો, “ શું ખરેખર કોઇ માણસ હશે ? ”

ખરેખરો માણસ તો ક્યાંથી હોય ? દુનિયાનો કયો અભાગી અક્કલહીન માનવી અમારી પેઠે આ જીવસટ્ટાની મુસાફરીના સેંકડો માઇલ વટાવીને આ તરફ આવવાની બેવકુફી કરે ? વિશાળ નપાણીયા રણુવગડા વટાવીને આ સ્થળે જીવતા આવવું એ કાંઇ બચ્ચાની રમત

ન હતી, કે માત્ર નસીબ પર આધાર રાખીને ફેંકવાનો પાસો ન હતો. અમારી પહેલાં કે પછી પણ દક્ષિણમાંથી કોઈ માણસ જીવતો આ સ્થળે આવે એની કલ્પના પણ કરવી મુશ્કેલ હતી.

છતાં બરફથી ઢંકાયેલો એ આકાર એટલો બધો તાદશ હતો કે એને જોયા વગર, તપાસ્યા વગર એમ ને એમ વટાવી આગળ ચાલ્યા જતાં અમારૂં જીગર ચાલ્યું નહિ. તેમાંયે પ્રતાપરાયે કહ્યું,

"સંભવિત છે. ખરેખરા માણસનું શરીર પણ હોય."

અમે પ્રથમ અંબાપાને મોકલ્યો. વાંદરાની પેઠે પથરા ચઢીને કુદીને એ તેની પાસે ગયો. બરફ એના હાથે પગે રુની માફક ચોટ્યું. અંબાપાએ તે મનુષ્યાકૃતિની પાસે જઈને તેના ઉપરથી બરફ ખોતરીને ખસેડવા માંડ્યું. જરાક ખોતરીને તે તરતજ બોલી ઉઠ્યો—

"અરે સાહેબ, આવો આવો. આ તો ખરેખરો માણસ હોય એમ દેખાય છે."

વાંદરાની પેઠે કુદતા કુદતા પથરા ચઢીને અમે ત્રણે જણા અંબાપાની પાસે જઈ લાગ્યા. તેટલામાં તો અંબાપાએ ઘણું બરફ ઉખેડી નાંખ્યું હતું અને તે મનુષ્યનો ચહેરો સ્પષ્ટ દેખાય તેવો કર્યો હતો. કાળની કરાળતાને લીધે કેટલીયે કરચલીઓ તેના ઉપર પડી હતી. પરંતુ મુખનો આકાર અને હાડમાંસની રચના હજુ તેવીજ રહી હતી. આંખો અડધી ઉઘાડી હતી અને તેની ઉપરનાં પોપચાં લાકડા સમાન કડક થઈ ગયાં હતાં. નાક સહેજ વાંકું વળી ગયું હતું. છતાં બારીક નિરીક્ષણ શક્તિવાળાને તેનો મરોડ ઓળખાઈ આવે તેવું હતું.

અમે સૌ વિચારમાં પડ્યા—"આ માણસ કોણ હશે ? અને અહીં શા માટે, કેવી રીતે આવી ચઢ્યો હશે ?"

જુદાં જુદાં મગજવાળા અમે સૌ જુદી જુદી કલ્પનાઓ કરવા લાગ્યા. ચહેરાનો રંગ સફેદ હતો. એ માણસ આફ્રિકાના કોઈ

પ્રદેશનો વતની તો નહિજ હોય. આ ચામડી તો યુરોપનાજ કોઈ દેશની હોવી જોઈએ. પણ ત્યારે છેલ્લાં બે પાંચ વરસમાં બીજો કોઈ–માણસ કોઈ યુરોપીયન આ તરફ આવ્યો હશે ? પ્રતાપરાય પાસે છેલ્લાં ત્રીશ વરસની બાતમી તૈયાર હતી. તેમના ઇતિહાસ મુજબ છેલ્લા જોસેફ તુરસ્કી પછી બીજો કોઈ માણસ ઉત્તર તરફના પહાડોમાં જવા તૈયાર થયોજ ન હતો. એક એમનો ગુમાન નીકળેલો. પરંતુ આ શરીર, આ ચામડીનો રંગ કોઈ ગુમાનનો તો નહિ, એમ સહેલાઈથી ખાત્રી થઈ હતી.

ત્યારે એ કોણ હશે !

અમે અંબાપાને વિશેષ બરફ ખોતરી કાઢવા કહ્યું. તે કાર્યમાં અમે સહાય પણ કરી. જ્યારે છાતી પરથી બરફ ખસેડાયું ત્યારે તેના પર બારીક સાંકળીમાં ભેરવેલો એક નાનકડો પિત્તળનો ક્રોસ માલમ પડ્યો.

પ્રતાપરાયે તરત કહ્યું, “ આ માણસ કોઈપણ ખ્રિસ્તી દેશનો હોવો જોઈએ. ”

બનુચાચા તેના ચહેરા તરફ ધારી ધારીને જોવા લાગ્યા. પાંચેક મિનિટ નિહાળ્યા પછી ધીમે ધીમે જાણે બ્હીતા હોય તેમ બોલ્યા, “ ડાકટર સાહેબ, એક વાત કહું ? મને આ મોઢું પેલાને મળતું આવતું હોય એમ લાગે છે. ”

“ કોને ? ”

“ પેલા જોસેફ તુરસ્કી જે મારા તંબુમાં મરી ગયા હતા તેને. આ માણસનો ચહેરો તેને બહુજ મળતો આવે છે. કદાચ આ તેનો દાદો હોય–પણ તે બનેજ કેમ ! ડાયન તુરસ્કીની વાતો તો લગભગ ત્રણસો વરસ પર બનેલી છે એમ આપ કહો છો. ”

“ હા, તેથી શું ? જો આ ચહેરો જોસેફના ચહેરાને મળતો આવતો હોય એવી તમારી ખાત્રી થતી હોય તો આ તેનો દાદો હોવાનું

માની લેવામાં જરાયે વાંધો નથી. મને તો લાગે છે કે આવી સખત ઠંડીવાળા, બરફ નીચે ચોવીસે કલાક ઢંકાઈ રહેતા ભાગમાં માણસનું કે પ્રાણીનું મુડદું પડી રહ્યું હોય તો તેને વરસના વરસો સુધી, જમાનાના જમાના સુધી કશી બાડ ખાય નહિ. કેમ બહાદુરભાઈ, તમે શું ધારો છો?"

મેં ઉત્તર આપ્યો—"બરફમાં અને ઠંડકમાં રાખેલી કોઈ પણ વસ્તુ ઘણો વખત સુધી બગડતી નથી, એ હું જાણું છું. બરફમાં મૂકેલા મટનના ડબ્બા ઠેઠ ન્યુ ઝીલેન્ડથી આપણે ત્યાં આવે છે. તેમાંનું ગોસ્ત તરતના કાપેલા જેવુંજ તાજું નીકળે છે, એમ ગોસ્ત ખાનારા કહે છે. છતાં યે આ તો ત્રણસો વરસની વાત છે. એને વિશે કશું પણ ખાત્રીપૂર્વક કેમ કહી શકાય? કાંઈક ડહીએ તો પણ એ શંકા ઉભી થાય છે કે ડાયન તુરફી મરતી વખતે શું હાથે કરીને આ બરફવાળા ભાગમાં આવીને બેઠા હશે?"

"તમારી શંકા વાજબી છે. પરંતુ ત્રણસો વરસ ઉપર આ જગાએ આજે માલમ પડે છે, તેટલુંજ બરફ રહેતું હશે કે કેમ? તે પણ એક સવાલ છે. વળી તે રહેતું હોય તો યે બપોરને વખતે ઓગળી જતું હશે કે નહિ? તે બીજો સવાલ છે. ડાયન તુરફી ગુજરી ગયા તે વેળા બપોરનો સમય હોય એ કાંઈ અસંભવિત નથી."

આ પ્રમાણે વાતચિત થાય છે એટલામાં પ્રતાપરાયના પગ આગળ એક તીણી ઉંચી વસ્તુ જમીનમાં દટાયલી માલમ પડી. મેં તરતજ બરફ ખોતરીને તે વસ્તુ ઉંચકી લીધી.

એ શું હતું? એક નાનો અણીયાળો લાકડાનો ટુકડો! પ્રતાપરાયના મુખ ઉપર એકાએક આનંદની રેખાઓ પ્રગટી. આ તો એજ લાકડાની લેખણ કે જેના વડે ડાયન સાહેબે મરતાં મરતાં રૂધિરનો લેખ લખ્યો હતો. અદ્દભુત સાહસભરેલા એ એમ ઇટાલીઅન શોધકની ઉદારતા તો જુઓ! જે વિચિત્ર અને

ગુપ્ત જ્ઞાન એણે જીંદગીને જોખમે અને અસંખ્ય પ્રાણહર કષ્ટો વેઠીને પ્રાપ્ત કર્યું હતું તે જ્ઞાન પોતાના મૃત્યુ પછી પોતાના દેહની સાથેજ નષ્ટ ન થઇ જાય તે માટે એના હૃદયમાં કેટલી બધી ઉત્કંઠા! એણે પોતાના શરીરમાં છેદ પાડીને લોહી કાઢેલું અને તેના વડે એ બધું લખી કાઢ્યું! પોતાનું જ્ઞાન અન્યને આપવાની આવી ધગશવાળા મનુષ્યો આ જગતમાં વિરલજ હોય.

આવી વિચારસરણી ચાલ્યા કરતી હતી, તે દરમ્યાન અંબોપા તે મૃત દેહ પરથી વસ્ત્ર ઉખેડતો હતો. તેણે તે શરીરના ડાબા હાથ ઉપર એક છેદ પડેલો ભાગ શોધી કહાડ્યો. એ જગાએ ચામડી કપાયલી હતી અને માંસના લોચા હજુ તાજાજ હોય તેવા સ્પષ્ટ દેખાતા હતા. આ જોયા પછી તો અમને કશી શંકાજ ન રહી. આ શરીર ખુદ ડાયન ગુરુજી સાહેબનુંજ છે, એવી અમારી ખાત્રીજ થઇ ગઇ.

અને વાંચનાર, જે વેળા અમને એવી ખાત્રી થઇ તે વખતે અમારા અંતઃકરણમાં એ મૃત દેહના પ્રત્યે કેટલા બધા પ્રેમની, કેટલી બધી પૂજ્યવૃત્તિની લાગણી થઇ એનું વર્ણન તો હું કેવી રીતે આપી શકું! અમારા હૃદયની એ આભારની લાગણી આલેખવાને માટે ભાષામાં યોગ્ય શબ્દોજ નથી. ત્રણસો વરસ ઉપર આ દેહ ધરાવનાર મહાન આત્માએ મરતાં મરતાં જે દસ્તાવેજ પોતાનાં રક્તની શાહી કરીને લખી રાખ્યા હતા તેનેજ આધારે અમે આટલે સુધી જીવતા આવી પહોંચ્યા હતા. અહીં સુધી જીવતા આવી પહોંચ્યા હતા એટલુંજ નહિ, પરંતુ હજી આગળ વધવાના હોંસકોંશ ધરાવતા હતા. (કદાચ ડાયન સાહેબના વખતમાં જે કાળાંની વાડી અમે તળેટીમાં જોઇ તેનું અસ્તિત્વ ન હોય. જો એ વાડી અમને પ્રાપ્ત થઇ ન હોત અને તેમાંના પાકાં કાળાં અમે ખાવા પામ્યા ન હોત, તો આ પહાડને મથાળે આવીને અમારે પણ આ ડાયન સાહેબના ચરણ કમળમાંજ શિર નમાવી લાંબા પડીને પ્રાણ વિસર્જન કરવા પડ્યા હોત.)

અને અમારે સદ્‌ભાગ્યે તેવું કાંઈ ન બન્યું. છતાં, અમે હજુ આગળ પ્રવાસ કરવાને જીવતા રહેલા હોવા છતાં, મરતાં મરતાં યે જગત ઉપર ઉપકાર કરવાની તીવ્ર ધગશ રાખનાર આ દિવ્ય વિભૂતિને વંદન કર્યા સિવાય અમારાથી આગળ તો કેમજ જવાય! જેને પ્રતાપે અમે આટલે સુધી આવ્યા હતા અને કુદરતની મદદ સાથે હજુ આગળ વધી કરોડોની દોલતના ખજાના—અમૂલ્ય હીરાઓની ખાણ શોધી કાઢવાના હતા. તેને વંદન કર્યા વગર આગળ કેમ જવાય! તેના મૃત દેહને આજે ત્રણસો વરસ પછી પણ જેવો ને તેવો નિહાળવા છતાં અમે તેને નમસ્કાર પણ ન કરીએ એવું બનેજ કેમ! એવું બને તો અમારા જેવા કૃતઘ્ન બીજા કોણ હોય! જાણે શું નું શું કરી નાંખીએ એવી આભારવૃત્તિ અમારા અંતરમાં ઉભરાતી હતી. તેનું વર્ણન તો શું—ઝાંખી કલ્પના પણ કરાવવી એ મુશ્કેલ કામ છે.

ઉભરાતાં, ઉછળતાં હૃદયે અમે સૌ એ મહાન વ્યક્તિના જડ દેહને પગે લાગ્યા. અનંત અજ્ઞાનતાની સૃષ્ટિમાં એકલા પ્રવેશ કરવાની હિંમત કરનારના આવા હાલ થાય છે—પરંતુ આવા હાલ થતાંની સાથે કુદરતની અકળ કળાએ તેના સ્થૂલ દેહ ઉપર પોતાના ચારે હાથ કેવી અદ્‌ભુત રીતે રાખ્યા હતા! હિંમત અને સાહસિકતાની સાક્ષાત મૂર્તિ સમા એ પુતળાને હવામાન અને પ્રાણીઓના હુમલાથી સુરક્ષિત કરવા માટે વિશ્વની લીલાના સુત્રધારે બરફ રૂપી શ્વેત પુષ્પોથી એ દેહને આચ્છાદિત કરી દીધો હતો. અને અહીં, આજ સ્થાને એ વરસોના વરસ જળવાઈ રહે તેટલા ખાતર એની આસપાસ કુદરતના અનેક ચોકીયાતો ગોઠવી દીધા હતા. પરોપકારાય સતામ્ વિભૂતયઃની માન્યતાવાળા અને તે સૂત્રને આચરણમાં મૂકવાવાળાને કુદરતનો સૂત્રધાર કદિ વિસરતો નથી. રાજા મહારાજાઓ અને ધનિક પુરૂષો પોતાનાં મૃત વડિલોના દેહને હજારો રૂપીઆના મસાલા ભરીને મમી બનાવીને રાખે છે. વંશજ કે અનુચરના સાદ વગ-

રના આ દેહને કુદરતે વિના મૂલ્યે મમી બનાવી સાચવ્યો હતો. અસ્તુ!

પછી અમે પાછું તે જડ દેહની ઉપર જેમ હતું તેમ બરફ ઢાંકી દીધું. જેને કુદરતે આટલી બધી કાળજીથી આટલાં બધાં વરસો સુધી સાચવ્યું હતું તેની બીજી કોઈ પણ વ્યવસ્થા કરવાને અમને શો અધિકાર હતો? જો અમે અમારો ઉદ્દેશ પાર પાડીને સહીસલામત આજ રસ્તે પાછા ફરીએ, અથવા તો ભવિષ્યમાં બીજો કોઈ મુસાફર અમારી પેઠે ભટકતો, રખડતો, આથડતો સદ્‌ભાગ્યે અહીં સુધી આવી ચઢે તે વેળા એની બીજી કાંઈ વ્યવસ્થા ભલે થાય—એમ મનમાં નક્કી કરીને અમે ફરીવાર એ બરફાચ્છાદિત પૂતળાને નમન કરી આગળ ચાલ્યા.

તે વેળા અમારાં હૃદય ખરેખર આનંદથી ઉભરાતાં હતાં. પ્રતાપરાયનું તો ખાસ કરીને. કારણ કે નકશામાં બતાવેલ ચોક્કસ માર્ગે અમે ચાલી રહ્યા હતા અને તેમાં જરા પણ ભૂલ થતી ન હતી એ વિશે હવે અમારી ખાત્રી થઈ ગઈ હતી.



## પ્રકરણ ૨૭ મું.

### દેવોના દૂત

હવે અમારા પગમાં જોર આવ્યું હતું. આનંદથી વાતો કરતા અમે સૌ ઝપાટાબંધ ચાલ્યા. કલાકેકમાં તો અમે એ પહાડની ઉત્તર તરફની કોરાણે આવી પહોંચ્યા. દક્ષિણ તરફના રણપ્રદેશમાંથી આ પહાડનું ટોચકું વચ્ચોવચ્ચ હોય એવું લાગતું હતું. તે ખરું જોતાં બરાબર વચ્ચે ન હતું. ઉત્તરની બાજુએ પહાડનો વિશાળ વિસ્તાર હતો. તેની કોરાણે આવી પહોંચ્યા એટલે અમને ઉત્તર બાજુએ આવેલા વિશાળ પ્રદેશ દેખાવા લાગ્યો. દક્ષિણ તરફના સુક્કા નપાણીઆ રણમેદાનને જોઈ જોઈને શુષ્ક બની ગયેલી અમારી આંખો ઉત્તર તરફના

ઢાળ પર આવેલાં સુંદર મનોહર દશ્યો જોઈને પળવાર ઠરી રહી. આ તરફનો ઢાળ ઘણો ઓછો અને દૂર દૂર ઘણા માઈલો સુધી લંબાયલો હતો. અને તેના ઉપર ઠામ ઠામ ફળદ્રુપ લીલી ઝાડીઓ, નદીઓના પ્રવાહો અને નાનાં મોટાં તળાવો નજરે પડતાં હતાં. એ ઢાળ ઉપર કોઈ કોઈ જગાએ તો નાનાં ગામડાં—પાંચ દશ ઝુંપડાંઓ સાથે બંધાયલાં હોય તેવાં—નજરે પડતાં હતાં. અને બાકીના વિશાળ પટમાં છૂટાંછવાયાં ઝુંપડાં પણ દેખાતાં હતાં. કેટલીક જગાએ ખેડેલાં ખેતરો અને તેમાં પડેલા ચાસ પણ નજરે પડતાં હતાં. આ બધું જોઈને અમને બહુજ આનંદ થયો.

કેટલોક સમય અમે એ દશ્ય જોઈજ રહ્યા અને હવે કઈ બાજુએ જવું તેનો વિચાર અને ચર્ચા કરવા લાગ્યા. એટલામાં અમે ઉભા હતા ત્યાંથી બેએક માઈલ દૂર ઉતારના ઢાળ પર એક ઝુંપડું હોય એવું અમારી નજરે પડ્યું. તેથી વિશેષ ચર્ચા કે વિચારણામાં સમય નહિ ગુમાવતાં અમે સીધા તે ઝુંપડા તરફ ઉતરવા લાગ્યા. અમને નક્કી લાગ્યું કે ત્યાં કોઈક માણસ હોવો જોઈએ અને તે અમને માર્ગદર્શક થઈ પડશે.

અમારી ધારણા ખોટી ન પડી. થોડીજ વારમાં અમે તે ઝુંપડાની પાસે આવી લાગ્યા. ઝુંપડું હોદિક ફર્લાંગ દૂર રહ્યું એટલે અમે એક વાઘરી જેવા જંગલી માણસને તેના આંગણામાં બેસી બીડી ફુંકતો જોયો. અમે ઉલ્લાસમાં આવી ગયા હતા એટલે વાતો કરતા ચાલતા હતા. અમારો સાદ સાંભળીને તે માણસનું ધ્યાન અમારા પ્રત્યે ખેંચાયું. અમને જોતાંવારજ તે ચોંક્યો. ઉઠીને ઉભો થયો. તેણે પોતાની જંગલી ભાષામાં મોટેથી કાંઈ શબ્દોચ્ચાર કર્યો; એટલે ઝુંપડામાંથી એક પુરુષ અને એક સ્ત્રી બહાર આવ્યાં. તેઓ અમારા તરફ જોઈને માંહોમાંહે કાંઈ કાંઈ વાત કરવા લાગ્યા. તેમના હાવભાવ પરથી ચોક્કસ લાગ્યું કે તેઓ અમને જોઈને બ્હીતા હતા.

અમે જરાક આગળ વધ્યા. એટલામાં તો તેઓ ઝૂંપડામાંથી કુહાડી, ભાલા, સોટા—એવી વસ્તુઓ લાવીને અમને આવકાર આપવાને તૈયાર થઇ ગયા. તે જોઇને અમે ચાલતા અટકી ઉભા રહ્યા. અમારા દરેકની પાસે બંદુક હતી અને જરૂર પડયે અમે તેનો ઉપયોગ કરી શકીએ તેમ હતું. એટલે અમને કાંઇ ડર તો ન હતો. પરંતુ માત્ર અમને દુશ્મન ધારીને અમારાથી ડરતા એ નિર્દોષ જનાવર જેવા માણસો પર ગોળીબાર શા માટે કરવો? અમે અમારી જગા પર એક પથરો શોધી બેસી ગયા. અમે એ જંગલીઓ સાથે વિષ્ટિ ચલાવવાને અંબોપાને આગળ મોકલી આપ્યો.

અંબોપા બંદુક મૂકી દઇને ખાલી હાથે ઇશારત કરતો કરતો તેમની પાસે ગયો. ઇશારતથી એણે તેમને સમજાવ્યું કે અમે કાંઇ તમારી સાથે લડવાને આવ્યા નથી. અમે દૂરથી અંબોપાને તેમની સાથે વાત કરતો જોયો. ઘણી વાર પછી તેમનો ભય દૂર થયો હોય એવાં ચિન્હો એ જંગલીઓનાં મ્હોં ઉપર અને હાવભાવમાં દેખાયાં.

થોડી વારે અંબોપા અમારી પાસે આવ્યો અને પેલાઓની સાથે થયેલી બધી વાતચિત અમને સમજાવી. સેંકડો વરસ થયાં દક્ષિણ તરફનો કોઇ માનવી રણુઅદાન અને પહાડો ઓળંગીને આ તરફ આવ્યો ન હતો. એટલે અમે ખરેખર માનવી છીએ કે આકાશમાંથી ઉતરી આવેલા કોઇ દૈત્ય કે રાક્ષસો છીએ તે વિશે એ લોકો સંદેહમાં પડી ગયા હતા.

"ત્યારે તેં એ લોકોને શું સમજાવ્યું છે?" પ્રતાપરાયે અંબોપાને પૂછ્યું.

"મેં કશું સમજાવ્યું નથી. માત્ર એટલું કહ્યું છે કે અમે તમારી સાથે લડવાને આવ્યા નથી."

"તો પછી હું સમજાવું તે પ્રમાણે તું એમને કહેજે. મને ખાત્રી છે કે આ લોકોએ દક્ષિણ તરફથી આવેલો એક માણસ નજરે જોયો ન હોવો જોઇએ. એટલે આપણે કોણ છીએ તે બાબતમાં

એમને ગમે તે સમજાવીશું તો ચાલશે જશે. કેમ બહાદુરભાઈ?"

"આપની વાત બરાબર છે પરંતુ આપણે એ લોકોને એવું તે શું સમજાવીશું?"

"મને એક વિચાર સૂઝે છે. અંબાપા, તું એ લોકોને એવું સમજાવ કે અમે ત્રણ જણા દેવના દૂત છીએ. તારી ઝુંપડી આ પહાડની પેલી મેર કોળાંની વાડીમાં છે અને તેં અમને આકાશ માંથી નીચે ઉતરતા નજરે જોયા છે. એવું એ લોકોને કહેજે."

આ વિચાર સાંભળીને અમને સર્વને ઘણો આનંદ થયો. જો રીતસર અને સંભાળપૂર્વક અમલમાં મૂકવામાં આવે તો આ આ યોજના બહુ સફળ થાય તેવી હતી.

થોડી વારમાંજ અંબાપા પેલા જંગલીઓની પાસે જઈને આવી પહોંચ્યા. તેણે અમારા પ્રત્યે હાથ જોડીને નમન કરતાં કહ્યું—"ચાલો મહારાજ, આપને માટે બધી વસ્તુ તૈયાર છે."

આ શબ્દો તેણે એવી રીતે ઉચ્ચાર્યા અને સાથે તેણે એવો અભિનય કર્યો કે પેલા જંગલીઓ જે અમારા પ્રત્યે જોઈ રહ્યા હતા તેમના ઉપર એની આબાદ છાપ પડી. અંબાપા પ્રતાપરાયની યોજના સરસ રીતે સફળ કરી શકશે એવી અમારી ખાત્રી થઈ.

પછી અમે ત્રણે મોટા મહા પુરૂષ હોઈએ તેમ દમામભેર ઉઠ્યા. અને જાણે ગણી ગણીને ડગલાં મૂકતા હોઈએ તેમ ધીરેથી ચાલવા લાગ્યા. હવે અમારે ખરેખર દેવદૂતનો પાઠ ભજવવાનો હતો. એટલે અમારી હિલચાલમાં જરાક ભૂલ કરીએ તે ચાલે તેમ ન હતું.

અમે પહોંચ્યા એટલે તે જંગલીઓએ અમને લળી લળીને નમસ્કાર કર્યા. એમની નમસ્કાર કરવાની પદ્ધતિ પણ જુદીજ હતી. બંને હાથની હથેલીનો પાછલો ભાગ એક બીજા સાથે જોડીને તેમણે પ્રથમ છાતી પર અને પછી નાક પર લગાડ્યો. અમને બેસવાને માટે કોઈક વૃક્ષની છાલની ચટાઈ પાથરી આપી. અમારા ત્રણ જણમાં યે પ્રથમ પ્રતાપરાય, પછી હું અને ત્રીજા બનુચાચા એમ

એક એકને અનુસરીને ચાલવું અને યોગ્ય સન્માન આપવું એમ અમે નક્કી કરી લીધું હતું. તે પ્રમાણે અમે ચટાઈઓ પર યોગ્ય રીતે બેઠા. ચીન દેશમાં અમે બે જણાએ—મેં અને પ્રતાપરાયે મળીને કાંઈ કાંઈ વિચિત્ર મુશ્કેલીભરી અને જોખમભર્યા અનેક પાઠો ભજવ્યા હતા. તે બ્રહ્માંડનો ભેદના વાંચકને સુવિદિત છે. એટલે અમારા બે માટે કાંઈ સંદેહ ન હતો. પરંતુ બનુચાચાથી રખેને કાંઈ ભાંગડો વટાઈ ન જાય તેટલા માટે મારે એમને વખતોવખત સૂચના આપ્યા કરવી પડતી હતી.

તે જંગલીઓએ અમને એક તુંબડામાં પાણી અને બે ત્રણ નાનાં કાચલાં લાવી આપ્યાં. કેટલાંક જંગલી ફળો લાવીને અમારી સામે મૂકયાં. અંબોપાએ હાથ જોડીને અમને તે ખાવાની વિનંતિ કરી. તેના જવાબમાં પ્રતાપરાયે અત્યંત ગંભીર રૂવાબભેર અવાજે કહ્યું—

“ અમે તો સૂર્યલોકના આત્માઓ છીએ. અમને આ પ્રદેશના પામર ફળફુલ ખાવાની કશી અગત્ય નથી. અમે આ પૃથ્વી ઉપર કાંઈ પણ ભક્ષણ કર્યા વગર ગમે તેટલા દિવસ રહી શકીશું. માટે તમારાં ફળ પાછાં લ્યો. તમને મહાન સૂર્યદેવના આશિર્વાદ છે.”

એમ કહીને તેમણે એ જંગલવાસીઓને બહુજ ગંભીરતાથી દેવતાઈ રીતે આશિર્વાદ આપ્યા.

પરંતુ પ્રતાપરાયના શબ્દ સાંભળીને બનુચાચાના મ્હોં પરથી હોંસકોશ ઉડી ગયા હોય તેવું લાગ્યું. એમના પેટમાં ભૂખ લાગી હોવી જોઈએ. એમની નજર સામે મીઠાં ને સુગંધીદાર ફળો આવીને પડ્યાં હતાં. પરંતુ એમની નજરે તો પ્રતાપરાયે કરેલું ડહાપણ પગમાં કુહાડો મારવા બરાબર હતું. અંબોપાએ તે જોયું. મેં એને આંખ વડે ઇશારત કરી. એટલે તેણે ફરી હાથ જોડીને પ્રાર્થના કરતાં કહ્યું—

“ મહારાજ, આપ તો દેવતાઈ પુરૂષ છો. પરંતુ આ પૃથ્વીમાં પધાર્યા છો તો આ ગરીબ લોકોની મેમાની સ્વીકારવાની કૃપા કરો.

એથી એમને ઘણો આનંદ થશે. અને ઘણું પુણ્ય મળશે. કેમ ખરૂંને ?"

એમ કહીને અંબોપાએ તે જંગલવાસી તરફ જોયું. તેના જવાબમાં તેઓ "હા, માબાપ, અમને ઘણો આનંદ થશે, આપના જેવા દેવપુરૂષ અમારે આંગણે કયાંથી ?" એવી મતલબનાં વાકયો બોલ્યા. અમે તેમની ભાષા સમજતા ન હતા. છતાં કેટલાક ઉચ્ચારો અને હાવભાવ પરથી તેમની વાતચિતનો મર્મ સમજાતો હતો.

અંબોપાની પ્રાર્થનાના જવાબમાં–"ઠીક ત્યારે. તમારી આજીજી ધ્યાનમાં લઇને અમે આ ફળો આરોગીશું." એવી મતલબનાં વાકય ઉચ્ચારી અમે ફળ ખાવાનું શરૂ કર્યું. અનુયાયીાને તેથી ઘણો આનંદ થયો. તેમણે દમ બાંધીને પાંચ સાત ફળો ખાઇ નાંખ્યાં. અમે પણ અમારી યોગ્યતા મુજબ બબ્બે ચાર ચાર ફળો ખાધાં.

પાણી પીને નિવૃત્ત થયા પછી પ્રતાપરાયે વાત કહાડી. તેમણે પેલા જંગલીને ઉદ્દેશીને કહ્યું કે–" રોજ અમે ઉંચે સૂર્ય લોકમાંથી તમારી આ પૃથ્વીને નિરખીએ છીએ. તમે લોકો રોજ શું શું કરો છો, કયાં જાઓ છો, કેવી રીતે રહો છો તે બધું અમે જોઇએ છીએ. પણ તમારા લોકનાં સુખદુઃખ કેવાં છે તે જાણવા માટે ભગવાન સૂર્યદેવે આજે અમને આજ્ઞા આપીને આ પૃથ્વી ઉપર મોકલ્યા છે. આ પ્રમાણે અમે ઘણી વાર પૃથ્વી પર આવીએ છીએ, ગમે તે પ્રદેશમાં ફરીએ છીએ. અને ત્યાં ચાહે તેટલો સમય રહી પાછા અલોપ થઇ જઇએ છીએ. અહીં જે લોકો અમારી સેવા કરે છે તેને અમે વરદાન આપીએ છીએ અને જે લોકો અમારી સામે થાય છે તેનો અમે સત્વર નાશ કરીએ છીએ. અમારા પ્રભુએ પોતાની જ્વાળાનો અંશ અમને આ દંડમાં ભરી આપ્યો છે. એને હુકમ કરતાંની સાથેજ એમાંથી સૂર્યદેવ પ્રગટ થાય છે અને પાપીને બાળીને ભસ્મ કરી નાંખે છે."

એમ કહીને પ્રતાપરાયે અત્યંત ગંભીરતાપૂર્વક બંદુક બતાવી અને તેને ઉંચે ધરી રાખી હવામાં ખાલી બાર કર્યો. ધમ્મ કરતો

મોટો અવાજ થયો. તે સાંભળીને એ ત્રણે જંગલવાસીઓ થથરી ગયા. બંદુકની નળીને છેડે ભડકો–પ્રકાશનો ચમકારો–થયો તે જોઇને તેઓની ખાત્રી થઇ કે ખરેખર લાકડીમાં સૂર્યદેવની શક્તિનો અંશ છે.

થોડી વાર પછી તે જંગલવાસીએ અંબોપાની દ્વારા હાથ જોડીને પૂછ્યું કે, " મહારાજ, હવે આપની શી ઇચ્છા છે ? "

" અમારે સાલીવાનનો રસ્તો જોવો છે. " પ્રતાપરાયની સૂચનાથી મેં જવાબ આપ્યો.

સાલીવાન અથવા શાલીવાહનનું નામ અમે જાણીએ છીએ એવું જાણીને એ જંગલીઓને બહુજ અચંબો થયો. ઓહોહોહો ! કેટલાં બધાં વરસો પરની એ વાત. એ અમારાથી અજ્ઞાત નથી એવું જોઇને તે લોકોને નક્કી લાગ્યું કે અમે કાંઇ મનુષ્ય તો નથીજ.

પછી પેલા મુખ્ય જંગલીએ વાત શરૂ કરી.

"અહીંથી થોડેક દૂરની ટેકરી પર જતાંજ એ રસ્તો નજરે પડે છે. બાપ રે ! કેટલો મોટો ને લાંબો એ રસ્તો ! બાર ઘોડા સાથે દોડ્યા જાય એવડો એ પહોળો છે. અને લાંબો તો કોણ જાણે ક્યાં સુધી પહોંચતો હશે ! ચાલો મહારાજ, હું તમને તે બતાવું. "

એમ કહીને તે ચાલવા લાગ્યો. અમે ચાર જણા અનુક્રમે તેની પાછળ ચાલવા લાગ્યા. એની ઝુંપડીથી તે ટેકરી અડધોક માઇલ દૂર હતી. ત્યાં જતાં રસ્તામાં એ અંબોપાની દ્વારા વાત કરવા લાગ્યો.

" આજથી હજારો વરસ પર આ ( ઉત્તર દિશા બતાવીને ) બાજુ પરનો એક મોટો રાજા પોતાનું લશ્કર લઇને આ તરફ આવેલો. કહે છે કે તેની સાથે બાર લાખ તો કારીગરો હતા. રસ્તો ખોદનારા, પથરા ચણનારા ને એવા બધા. કહે છે કે આ દેશમાં પહેલાં જોઇએ તેટલું પાણી મળતું ન હતું. આ કામૌરૂકના પહાડ ઉપર બરફ ઠરીને રહે છે; તે તડકામાં ઓગળી જાય છે. સાલીવાન

રાજા એટલા માટેજ આવેલા. તેમણે આ મોટો રસ્તો બાંધ્યો અને કોમોરૂકુના આ પહાડની પેલી બાજુએ મોટા બંધ બાંધી દીધા. જેથી બરફનું ઓગળેલું પાણી દક્ષિણ તરફ ન જતાં બંધરૂપી નીકો વાટે બધું ઉત્તર તરફજ ચાલ્યું આવે છે. કહે છે કે એ આવી ગયો ત્યાર પછી પહાડની દક્ષિણ તરફનો મુલક જે પહેલાં સારો ફળદ્રુપ હતો તે સુક્કા રણ જેવો બની ગયો અને બધી નદીઓનાં વહેણ આ તરફ આવવાથી આ પ્રદેશ ફળદ્રુપ બન્યો.

આ ટુંકમાં લખેલી વાત એ જંગલવાસીએ પૂરા રસથી બારીક વર્ણન આપીને અમને કહી સંભળાવી. પોતાની જાતના લોકોમાં ચાલતી શાલીવાન રાજાની એક બે દંતકથાઓ પણ એણે અમને ટુંકમાં સંભળાવી. અમે પણ, દેવતાઈ મહા પુરૂષ તરીકે બધું જાણીએ છીએ, એમ કહેતા કહેતા પૂછી પૂછીને રસપૂર્વક સાંભળતા ગયા.

હવેજ મને સમજાયું કે કોમોરૂકુના પહાડની દક્ષિણ બાજુ પર જે ચાલવાના માર્ગ જેવું દેખાયું હતું, તે ખરું જોતાં રસ્તો ન હતો. તે સાલીવાન રાજાએ બંધાવેલી દિવાલનો પાયો હતો. કાળના પ્રભાવે આજે એ દિવાલો તૂટીને મેદાન થઇ ગઇ હતી. એના પત્થરો પહાડના ઢાળ પરથી ગબડીને નીચે તળેટીમાં જ્યાં ત્યાં જઇ પડેલા હતા. એક વાર દિવાલો બાંધીને જે પાણી એ રાજાએ વાળી લીધું તે પાણીએજ પોતાના જોરે ઉત્તર તરફના ઢાળ પર પોતાને જોઇતો રસ્તો ખોદી લીધો હતો. અને હવે હંમેશ બધું પાણી તેજ દિશામાં વહ્યું જતું હતું. પહાડની દિશા પર મોટું રણ પથરાઈ જવાનું એજ કારણ હતું, એમ પ્રતાપરાયે મને કહ્યું.

"પરંતુ આવી રીતે આવા મોટા પહાડોની ઉપર દિવાલ બાંધીને મોટી મોટી નદીઓનાં પાણી વાળી લેવાં એ શકય છે ખરૂં ?" મેં પ્રતાપરાયને શંકાશીલ ચિત્તે પૂછ્યું.

તેમણે જવાબ દેતાં કહ્યું—"બહાદુરભાઈ, ભૂતકાળમાં શું હતું

અને શું ન હતું તે સંબંધમાં આપણે લોકો જે કલ્પના કરીએ છીએ તેમાં ઘણી વાર ગોથાં ખાઇએ છીએ. દુનિયા એટલે અનાદિ, અનંત ઇતિહાસ ધરાવતી સૃષ્ટિ. એમાં આધ્યાત્મિક જ્ઞાન અને જડ વિજ્ઞાન કેટલીયે વાર ઉદય પામ્યાં અને વિનાશ પામ્યાં. આપણા ઇતિહાસકારો અને સંશોધન વિશારદો શાલીવાન રાજાનો સમય પણ નક્કી કરી શકતા નથી. તો તે રાજાના વખતમાં દુનિયા કેવી હતી, તેના રાજ્યમાં શું હતું, અને શું ન હતું એનો ક્યાસ તો કેવીજ રીતે થઇ શકે? આજે હજારો વરસ સુધી જેને આખી દુનિયા સંભારે છે—મુસલમાનો સુલેમાન તરીકે, યુરોપીયનો સોલોમન તરીકે, હિંદવાસીઓ શાલીવાહન તરીકે અને ચીનાઓ સ્લીવાંગ રાજા તરીકે જેને યાદ રાખે છે તે માણસ કાંઇ જેવો તેવો તો નહિજ હોય. એણે કાંઇક પણ અશક્ય જેવું, મહા મુશ્કેલીભર્યું કામ કર્યુંજ હોવું જોઇએ એમાં કાંઇ શક નથી.''



## પ્રકરણ ૨૮ મું.

## દુનિયાની આઠમી નવાઇ

અમે થોડેક આગળ ચાલ્યા એટલે પેલી ટેકરીને મથાળે આવી પહોંચ્યા. અહીંથી અમને તે વિશાળ માર્ગ દેખાવા લાગ્યો. તે રસ્તો બાંધવા માટે આજથી હજારો વરસ પર લાખો કારીગરો રોકાયા હતા. આજે દુનિયામાં પહેલે નંબરે ગણાતા ઇજનેરો જેવા સેંકડો ઇજનેરોએ તે રસ્તો બાંધવા માટે પોતાનાં ભેજાં ખર્ચ્યાં હતાં. તે રસ્તો દક્ષિણ આફ્રિકા, એશિયા કે યુરોપના એકે વતનીની નજરે આજ સુધીમાં પડ્યો ન હતો. તેનાં અત્યારે અમે પ્રથમ વાર દર્શન કર્યાં.

એ વિશાળ માર્ગ એટલે ખરેખર જીવનમાં એક વાર દર્શન કરી લેવા જેવી વસ્તુ છે. જગતમાં મોટામાં મોટી આશ્ચર્યની ગણાતી

સાત વસ્તુઓમાં પીરામીડોની ગણત્રી થાય છે. તો આ સાલીવાનનો માર્ગ એના કરતાં કોઇ પણ રીતે ઉતરે એવી કૃતિ નથી. પરંતુ આજ સુધીમાં કોઇ એ માર્ગ જોવાજ પામ્યું ન હતું. તો પછી આશ્ચર્યપૂર્ણ વસ્તુ તરીકે તેની ગણત્રી કોણ કરી શકે? આખા પહાડો તોડીને આવો સુંદર, સપાટ અને વિશાળ માર્ગ બાંધવો એ આજના વિજળીના અને સાંચાકામના જમાનામાં પણ મુશ્કેલ કામ છે. કેટલેક ઠેકાણે તો પહાડો તોડીને ગુગદાઓ પણ બનાવેલા હોય એમ નજરે પડતું હતું. કાળના પ્રભાવે એ ગુગદાઓના ઉપલા ભાગ તૂટીને મોટી મોટી શિલાઓ નીચે પડી હતી. છતાં એ મહાન રાજાએ હજારો વરસ પર પ્રજા કલ્યાણને અર્થે જે મહા કાર્ય આરંભ્યું હતું તેની એ સાક્ષી પૂરતી હતી.

*   *   *

અમને એ રસ્તે પાડીને પેલા જંગલીએ હાથ જોડયા. અમે પણ તેની સેવા માટે આશિર્વાદ આપીને વિદાય કર્યો. તે પછી દેવના મનુષ્ય બનીને અમે આગળ ચાલવા લાગ્યા. એકલા પડયા એટલે અમે ફરી પ્રસંગ આવ્યે મનુષ્ય મટીને દેવ કેવી રીતે બનવું, દેવ દૂતનો પાઠ કેવી રીતે ભજવવો તેની સંતલસ કરવા લાગ્યા. કેટલીક વિચારણાને અંતે અમે દેવત્વ પ્રાપ્તિની એક યોજના ગોઠવી કાઢી.

*   *   *

સાલીવાનના એ વિશાળ રસ્તા ઉપર અમે ત્રણ કલાક ચાલ્યા કર્યું. તે દરમ્યાન અમે સાતેક માઇલ કાપ્યા હશે. અમારી ચાલવાની ઝડપ એક સરખી ન હતી. રસ્તામાં કેટલીક જગા પર સારો ઢાળ આવતો. ત્યાં અમે ઝપાટાભેર ચાલી શકતા. બાકીના માર્ગ પર અમે ઠંડે કલેજે શાંતિથી પ્રયાણ કરતા. ડગલે ને પગલે અમને રસ્તાની કાંઇ કાંઇ ખૂબીઓ નજરે પડતી હતી. બાજુ પર આવતી પહાડોની દિવાલો ઉપર કેટલેક ઠેકાણે અખંડ કોતરકામ કરેલું. તે ઘણુંજ ઉમદા હતું. એ કોતરકામમાં હાથી, ઉંટ, દોડતા ઘોડાવાળા

રથ, ભવ્ય સિંહાસનો વગેરેના આકાર કાઢેલા હતા. તેમજ કાંઇક ન સમજાય તેવી ભાષામાં લખાણો લખેલાં હતાં. હજારો વરસ પર સુલીવાન રાજાના વખતમાં બોલાતી એ ભાષા આજે કોણ સમજી શકે? છતાં પ્રતાપરાય તે બધી વિગતો બારીકાઇથી ધ્યાનમાં લેતા હતા અને ઘણી ખરી તો પોતાની ડાયરીનાં પાનાંમાં નોંધી લેતા હતા. લખાણના એ અગમ્ય અક્ષરો તો તેઓ રેખેરેખા સહિત મરોડમરોડ સુધી ડાયરીમાં ઉતારી લેતા હતા.

"બહાદુરભાઇ, આપણે કેમેરા સાથે લાવ્યા હોત તો કેવું સારૂં થાત! આ બધાં ચિત્રામણ અને લખાણોના ફોટા લઇ શકાતે." તેમણે મને સંબોધીને કહ્યું.

પળવાર મને પણ એ ભૂલ સાલી. પરંતુ તરતજ યાદ આવ્યું, કે જે ધગધગતા રણમાંથી પસાર થઇને અમે આવ્યા હતા, તે રણની ભીષણ ઉષ્ણતામાં એ કેમેરાની ફીલમો બળી ગઇ હોત અને સ્લાઇડાનાં પાણી ઉતરી ગયાં હોત.

મેં પ્રતાપરાયને એ વિશે કહ્યું. તેમણે જવાબ આપ્યો—"તમારી દહેશત સાચી છે. તો યે કેમેરા લાવ્યો હોત તો ઠીક થાત, એમ મને લાગ્યા કરે છે. કેમેરા એ આજની સદીમાં ઇતિહાસ અને શોધખોળને માટે બહુજ ઉપયોગી સાધન છે. અને આપણને એનો વિચાર પહેલેથી ન આવ્યો એજ નવાઇ અને દિલગીરીની વાત છે."

રસ્તામાં કોઇ કોઇ વાર અમને એકાદ બે માણસ મળી જતાં. તેઓ પોતાની ઝુંપડીએથી ખેતરે અથવા તો ખેતરેથી ઝુંપડીએ જતા હોય. ઘણું ખરૂં તો તેઓ અમને દૂર જોઇનેજ આડા વળી ભાગતા. અમને કોટ ટોપી આદિ પહેરેલા બૂટસજ્જ માણસ જોઇને તેમને બહુજ નવાઇ અને બીક લાગતી. કોઇક વાર એકાદ સ્ત્રી કે છોકરી મળી જતી. તે તો અમને જોઇને જીવ લઇનેજ ભાગતી.

* * *

લગભગ નમતે પહોરે અમે એક છૂટાછવાયા ગામડા પાસે આવી પહોંચ્યા, ત્યાં એક ઝાડ નીચે જંગલી માણસોનું મોટું ટોળું બેઠું હતું. તેમાંનો એક મુખ્ય હતો. તેણે કાંઇક ઠીક પોશાક પહેરેલો હતો. ઠીક પોશાક એટલે ઝાડની છાલનું બનાવેલું કમ્મરથી જાંગ સુધી પહોંચે એવડું ધોતીયું, માથા પર એક તુંબડી ફોડીને બનાવેલી અને પીંછાં ખોસીને શણગારેલી ટોપી ઉર્ફે મુગટ હતો. કોડીયાં મણકાના મોટા મોટા હારો તેણે ડોકમાં ધારણ કર્યા હતા. કમ્મર ઉપર લોઢાની પાતળી કુહાડી લટકાવેલી હતી. તેનું પાનું ઘસીને સાફ ચકચકાટ બનાવેલું. એક હાથમાં નાની સરખી તરવાર હતી.

અમને જોતાંને વાર તે ટોળાનો નાયક ચમકયો. પળવાર અમને નીરખી રહીને તે ઉઠ્યો. પોતાની સાથે બે ચાર માણસને લઇને તે અમારી સામે આવ્યો.

"બકાવુદીનો ટોપા ?" તેણે અમને દમામથી પૂછ્યું.

અમે તો બાઘા જેવા તેની પ્રત્યે જોઇ રહ્યા. એ શું કહેવા માંગતો હતો તે એની ભાષા આવડ્યા વગર અમને કેવી રીતે સમજ પડે ? છતાં અંબોપા કંઇક સમજ્યો ખરો. અમે તેની સામે જોયું. એટલે અંબોપાએ કહ્યું કે, "સાહેબ, આ માણસ એમ પૂછે છે કે, તમે કોણ છો ને કયાંથી આવ્યા છો ?"

આ જંગલી માણસની જંગલી ભાષાના સાડાસાત અક્ષરના વાક્યમાં આટલો બધો લાંબો ભાવાર્થ હશે એવો અમને જરાયે ખ્યાલ ન હતો. જેવી એની ભાષા ટુંકી તેવોજ એનો દેખાવ પણ ટુંકો હતો. સાડા ત્રણ ફીટની ઉંચાઇએ, કાળી મેસ જેવી ચામડી, બેઠું ને ડબચાઇ ગયેલું હોય તેવું મ્હોં. આંખો ઉંડી અને ખુન્નસભરેલી. વાળ બરછટ અને ગુંચવાઇ ગયેલા. નાક ચીબું પણ તળીએથી મોટું કાચડું. નસ્કોરાં એવડાં મોટાં કે નાનું બાળક તે જોઇને બ્હીજ મરે.

આને શું જવાબ આપવો તે પ્રતાપરાયને વિચારવાનું હતું. મને ચોક્કસ લાગતું હતું કે આ પ્રશ્ન પૂછનાર કાંઇક મોટી સત્તા-વાળો માણસ હોવો જોઇએ. એની પાસે સૂર્યલોકના આત્માઓ બની પાઠ ભજવવાની યોજના ફળીભૂત થાય કે નહિ તે મને સમજાતું ન હતું. પ્રતાપરાય કંઇક વિચારમાં પડેલા લાગતા હતા.

પળવાર પછી તેમણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો હોય એમ લાગ્યું. તેમણે મને કહ્યું—

"બહાદુરભાઇ, અત્યારે આપણે કાંઇક ચમત્કાર બતાવવો પડશે."

"મને પણ એવુંજ લાગે છે. માત્ર બંદુકનો ધડાકો કરવાથી કાંઇ આ જંગલી જનાવર ચમકી જાય તેવું નથી લાગતું. કદાચ આ ટોળીના સરદારે બંદુક અગાઉ જોઇ પણ હોય."

"તેથી મારો બીજું કાંઇક કરી બતાવવાનો વિચાર છે. તમારા મ્હોંમાં દાંતનું ચોકઠું છે, ખરું કેની ?"

"હા. તેનું શું ?"

"તમે જરા જાદુગરના ચાળા કરીને મ્હોંડા પર હાથ ફેરવો. અને જાણે મંત્ર ભણીને તમારા સાચા દાંત ઉખેડીને બહાર કાઢતા હો તેમ કરો. પછી હું પણ એક બીજી યુક્તિ કરૂં છું."

આ પ્રમાણે અમારી વાતચિત થઇ. તેટલામાં પેલા સરદારને અ-ધીરાઇ થઇ. તેથી તેણે ફરી ઘાંટો પાડીને પૂછ્યું–"બકાવુદીનો ટાપા ?"

"અમે અજાણ્યા મનુષ્ય છીએ, તમારી પાસે મિત્રભાવે આવ્યા છીએ." એ પ્રમાણે ઉત્તર આપવાનું પ્રતાપરાયે અંબોપાને કહ્યું.

એ ઉત્તર સાંભળતાંજ પેલો સરદાર પોતાના સાથીતોના તરફ જોઇને ખડખડ હસી પડ્યો. ત કાંઇ કાંઇ મોટા મોટા ઘાંટા પાડીને બોલવા લાગ્યો. તેના સાથીતો પણ જાણે આનંદમાં આવી ગયા હોય તેવા દેખાયા. તેમણે બધાએ પોતપોતાની કમ્મરે ભેરવેલી નાની નાની છરીઓ હાથમાં લીધી અને પીઠ પર બાંધેલા ચામડાના છેડા સાથે ઘસીને ચકચકતી બનાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

એ જોઇને મારા હૃદયમાં ભારે ધાસ્તીનો સંચાર થયો. પેલા બુઢ્ઢા અનુચાયોને તો સજ્જડ ગભરામણ છૂટી હોવી જોઇએ. પરંતુ સદ્‌ભાગ્યે તે અમારી પાછળ લપાઇને ઉભા હતા. જંગલીઓ તેમનો ચહેરો જોઇ શકતા ન હતા.

પછી પેલા નાયકે અંબોપાને કાંઇક કહ્યું. તેના શબ્દોચ્ચારની સાથેના હાવભાવ પરથી તે એવું કહેતો લાગ્યો કે—

"તમે અજાણ્યા છો! ત્યારે તો તૈયાર થઇ જાઓ, મરવાને માટે. અજાણ્યાઓએ, પરદેશીઓએ તો અહીં મરવાનુંજ છે. રાજાજીનો એવો કાયદો છે. તૈયાર થઇ જાઓ મરવાને."

એમ કહેતાં તેણે પોતાની તરવાર જેવી પાતળી અને લાંબી છરી મ્યાનમાંથી કાઢી. તે તેને હવામાં આમ તેમ વીંઝવા લાગ્યો. એના સાથીતો પણ એની પેઠેજ કરવા લાગ્યા. અમે કાંઇ જવાબ આપીએ તે પહેલાં એના સાથીતોમાંથી એક બોલ્યો—

"મરી જાઓ, મરી જાઓ. અહીં કોઇ અજાણ્યા આવતાજ નથી, પરદેશી આવતાજ નથી. આ પહાડો ઓળંગી શકતાજ નથી. રણમાં સૌ કોઇ મરીજ જાય. તમે જૂઠા છો. કાલારૂવાના દેશમાં અજાણ્યાઓને જીવતા રહેવા દેવામાં આવતા નથી. મરવાને તૈયાર થાઓ. મરવાને તૈયાર થાઓ."

બીજાઓ બોલી ઉઠ્યા. "મરવાને તૈયાર થાઓ. મરવાને તૈયાર થાઓ." એમ કહીને હજામભાઇ હજામત કરતાં પહેલાં ટપટપીના ઉપર અસ્ત્રો ઘસે તેમ એ લોકો છરીને તેજદાર બનાવવા લાગ્યા.

પ્રતાપરાયે ધીમે સાદે કહ્યું, "બહાદુરભાઈ, દાંત કઢાો."

હું ચેત્યો અને બરાબર પાઠ ભજવવાનો નિશ્ચય કરી આગળ આવ્યો. અંબોપાને બાજુએ ખસેડી મેં બે હાથ લાંબા કરી ચાળાચસ્કા કરવા માંડયા. મ્હોંડેથી વિચિત્ર શબ્દોચ્ચાર કરીને ગમે તેવા હાવભાવ હું કરવા લાગ્યો. તેઓ આશ્ચર્યથી મારા પ્રત્યે ટગર ટગર જોઇ રહ્યા. કેટલાક તો એમજ સમજ્યા

હશે કે હું મરવા માટે તૈયારી કરતો હતો. પરંતુ મેં તેમના પ્રત્યે ડોળા ઘુરકાવીને ભેદમય રીતે મારા મ્હોં ઉપર હાથ ફેરવવા માંડયો. મેં મારૂં દાંતનું ચોકઠું જડબામાંથી ખસેડી અડધું બહાર કાઢીને મ્હોં હલાવવા માંડયું, ત્યારે તેમને સજ્જડ ભય લાગ્યો હોય એમ તેમના મ્હોં પરથી માલુમ પડવા લાગ્યું.

મને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે બે વરસ ઉપર મુંબઈમાં પેલા જાપાનીઝ ડેન્ટીસ્ટ પાસે બંધાવેલું બનાવટી દાંતનું ચોકઠું મને અણીને વખતે આવી આબાદ રીતે કામ લાગશે. જ્યારે મેં મારા દાંત મ્હોંની બહાર બે ઇંચ જેટલા કાઢ્યા તે વેળા તો ( મારૂં મ્હોં કેટલું બધું વિકરાળ લાગ્યું હશે–કોણ જાણે ) તે જંગલી ટોળીદારો ચોંકીને બે ડગલાં પાછળ હઠી ગયા.

તેમાંનો એક જણ તો બોલી ઉઠયો–" દૈતાં દૈતાં !" તેનો અર્થ ભૂત ભૂત થતો હતો એમ અમને અંબોપાએ ધીમે સાદે સમજાવ્યું.

બીજી તરફ પ્રતાપરાયે પોતાની વિદ્યા શરૂ કરી દીધી. તેમણે જે પ્રયોગ લોકાન્ગા નદીને કાંઠે અંબોપા વગેરેને બતાવ્યો હતો, જે પ્રયોગ બ્રહ્માંડનો ભેદવાળા કિસ્સામાં મને કરી બતાવ્યો હતો, તેજ પ્રયોગ કરવાનું આરંભ કરી દીધું. જે વેળા હું મારૂં દાંતનું ચોકઠું કાઢી હલાવતો હતો ત્યારે પ્રતાપરાયની ફરફરતી આંગળીઓમાંથી બળતા ભડકા નીકળતા દેખાતા હતા.

આ બધી ક્રિયાની અસર એ વિકરાળ પણ અજ્ઞાન જંગલ-વાસીઓ ઉપર આબાદ થઈ. તેમાંના એક બે તો પાછા પોતાની મૂળ જગા પર દોડી ગયા અને ત્યાં બેઠેલા પોતાના ભાઈબંધો સાથે ઘુસપુસ વાતો કરવા લાગ્યા. બાકીના પણ " ભૂત છે. ભૂત છે " એવી મતલબનું કાંઈક બોલતા, બ્હીકથી થરથર ધ્રૂજતા ઉભા. તેમનો સરદાર માત્ર કાંઈક હિંમત રાખી રહ્યો હતો. જો કે તેનો યે હવે આગળીને પાણી પાણી થઈ ગયો હતો.

પ્રતાપરાયની આંગળીમાંથી ભડકા નીકળતા જોઈને તે તેમને પગે પડ્યો અને હાથ જોડી પોતાની ભાષામાં બોલ્યો—"મહાનુભાવ, આપ કોઈ સામાન્ય મનુષ્ય નથી. પણ પરમેશ્વરના મોકલેલા ફિરસ્તા છો એમ મને લાગે છે. આપનું મારાથી અપમાન થયું છે તે માફ કરો."

એમ કહી તે કાલાવાલા કરવા લાગ્યો. પ્રતાપરાયે આંગળી ચલાવવી બંધ કરી. પછી ભવાં ચઢાવીને બોલ્યાઃ—"અમે સામાન્ય મનુષ્યો નથી. અમે દૈતાં કે ભૂતાં નથી. અમે દેવના દૂત છીએ. અમે સૂર્યલોકમાંથી આવીએ છીએ. (આકાશમાં આંગળી કરીને) પેલા સૂર્ય ભગવાને અમને તમારી સાથે દોસ્તી કરવાને મોકલ્યા છે. તમારાં સુખદુઃખ જાણવાને અમે તમારી પાસે આવ્યા છીએ. તમે જાણો છો કે આ પહાડોની દિશામાંથી કોઈ માણસ જીવતો આ બાજુએ આવી શકતો નથી. અમે તો આજે બપોરે સીધા સૂર્યલોકમાંથી આ પહાડને મથાળે ઉતર્યા છીએ. માત્ર એકજ દિવસ અમે તમારી સાથે રહીશું. કાલે પાછા અલોપ થઈ જઈશું. તમે અમને આવકાર આપશો તો તેથી તમનેજ લાભ થશે. અમારી સામે થશો તો પળવારમાંજ અમે તમને બાળીને ભસ્મ કરી નાંખીશું, એ ખાત્રીથી માનજો."

આ બધું પ્રતાપરાય પોતે કાંઈક વિચિત્ર ભાષામાં બોલ્યા. સાથે હાથના અભિનય અને હાવભાવ એવા કરતા ગયા કે તે ઉપરથી પેલો જંગલી નાયક તેમની વાત સમજતો હોય એમ લાગ્યું. પાછળથી પૂછતાં માલમ પડ્યું કે પ્રતાપરાયે આ કાલારૂવા લોકની ભાષાની એક ચાવી ખોળી કાઢી હતી. પ્રતાપરાય કહેતા કે દરેક જંગલી ભાષાને એક એવી ચાવી હોય છે, જે સૂક્ષ્મ-દૃષ્ટિવાળા મનુષ્યને તરત સાંપડે છે. જંગલમાં વસતી પ્રજા કુદરતને ખોળે રમે છે અને ઉછરે છે. કુદરતમાં નિપજતા જુદા જુદા અવાજો અને કલબલાટો ઉપરથીજ તેમની ભાષાની રચના થાય છે. વહેતાં ઝરણાંના ખળખળાટ, પંખિઓના કલરવ, પવનના

સુસવાટા વગેરેના ધ્વનિ જંગલવાસીની ભાષાના મુખ્ય પ્રેરક અને આધાર છે. જે માણસે એ કુદરતના ધ્વનિ પારખવાની શક્તિ કેળવી હોય તે કોઈ પણ જંગલી ભાષા સહેલાઈથી સમજી શકે છે.

## પ્રકરણ ૨૯ મું.

### ત્યાંથી ચાલ્યા આગળ

ત્યાર પછી તે જંગલવાસીઓની ટોળીએ અમારું સારું સન્માન કર્યું. તેમણે અમને તે ઝાડની નીચે ચોતરા પર બેઠેલા લોકોની પાસે લઈ જઈને ઓળખાવ્યા. તે માણસોમાં એક બે ડોસા હતા. તેમની ઉમ્મર તેમના દેખાવ ઉપરથી એંશી નેવું વરસની લાગતી હતી. "આ લોકો સૂર્યલોકના આત્મા છે." એવું કહીને અમને ઓળખાવતાંની સાથેજ તેમનાં મનમાં શંકા ઉપસ્થિત થઈ. પેલા નાયકે પોતાની ભાષામાં તેમને કાંઈક સમજાવ્યું. છતાં તેમણે માથું ધુણાવ્યું. પ્રતાપરાયે અંબોપાના હાથમાંથી લાંબી નળીની બંદુક લીધી અને કશી પણ સૂચના કે સમાલોચના વિના ઘોડો દબાવ્યો. બે ફર્લાંગ ઉપર એક બળદ એક ઝાડ સાથે બાંધેલો તે ઘાસ ખાતો હતો. તેના પેટમાં ગોળી વાગી અને ઉછળીને જમીન પર પડ્યો. એ જોઈને પેલાઓ ચમક્યા. હેં? આટલે દૂરથી કોઈ માણસ એક પલકારામાં કોઈ પ્રાણીને મારી શકે ખરો? કદિ નહિ.

તે ડોસાઓ તુરતજ બોલી ઉઠ્યા, "વંકાટા લોગેડામ." તેનો અર્થ એવો થતો હતો કે, "ઓહો, આ તો જાદુગર છે, જાદુગર. એને આપણા રાજાજી પાસે લઈ ચાલો."

"રાજાજી પાસે? હા, ચાલો ચાલો. રાજાની પાસેજ મારે જવું છે." અંબોપા અચાનક બોલી ઉઠ્યો.

એના શબ્દોએ તે બધા જંગલીઓનું ધ્યાન ખેંચ્યું. તેઓ ટગર ટગર એના પ્રત્યે જોવા લાગ્યાઃ તેમને લાગ્યું કે આ કોઈ આપણા-માંનોજ માણસ હોવો જોઈએ.

બધા જંગલવાસીઓ અંબોપાની તરફ ધ્યાનપૂર્વક જોવા લાગ્યા. તેમાંના કેટલાકને એના વિશે કોઇક પ્રકારની શંકા પડી હોય એવું તેમના હાવભાવ પરથી લાગ્યું. પરંતુ તેઓ કંઇ કરી શક્યા નહિ.

થોડી વારે પેલો નાયક પ્રતાપરાયને તથા મને હાથ જોડીને નમન કરતાં બોલ્યો.—"સૂર્યલોકના પવિત્ર દેવો, આપ સાંભળો. અમે આ પ્રદેશના રહેવાસીઓ છીએ. અમે કાલાફવા કહેવાઇએ છીએ. મારૂં નામ ઇનફફુઝ છે. આગલા રાજા ફઆફાનો હું પુત્ર અને હાલના રાજા ટવાલાગુનો હું સાવકો ભાઇ છું. મારી સાથે આ યુવાન છે તે હાલના રાજાનો દીકરો થાય છે. અમે બંને જણા આપના આવવાથી બહુ ખુશ થયા છીએ. અને આપના ચમત્કારો જોઇને અમને એવા વિચારો આવે છે કે અમારા હાલના રાજા ટવાલાગુને આપની મુલાકાતનો લાભ મળવો જોઇએ. અમે આપને તેમની પાસે લઇ જવાનો વિચાર કર્યો છે. જો એ વિચાર આપની રૂચિને અનુકૂળ હોય તો આપ ફરમાવો: તે ઘડીએ આપને માટે વાહન તૈયાર કરાવી લાવીએ."

એમ બોલીને તેણે ફરી વાર અમને નમન કર્યું. જાણે અમારો ચરણરજ સેવક હોય તેમ દીન ભાવે તે અમારો આદેશ સાંભળવાને ઉત્સુકતાથી જોઇ રહ્યો. મને બ્રહ્માંડના ભેદવાળો કિસ્સો સાંભર્યો. એ કિસ્સામાં પ્રતાપરાયે અને મેં મળીને મહંત અને તેના શિષ્યનો પાઠ આબાદ રીતે ભજવ્યો હતો. આજે લગભગ તેવોજ પાઠ ફરી ભજવવાનો અવસર આવ્યો હતો.

પ્રતાપરાયે ગંભીરપણે પેલાને ઉત્તર આપ્યો—" અમે સૂર્યલોકમાં બેઠા બેઠા તમારા પ્રદેશની બધી વસ્તુઓ અને તમારી બધી હિલચાલ જોઇ શક્યાએ છીએ. પરંતુ જો તમારા રાજાને અમને મળવાની ઇચ્છા હોય એવું તમને લાગતું હોય તો તમે અમને તેની પાસે લઇ જાઓ. અમે આ ઘડીએજ તૈયાર છીએ."

આ સાંભળીને તે બંને જણા બહુ રાજી થયા. તેઓ ફરીવાર અમને પગે લાગ્યા. અને પોતાના માણસોને કોઇક પ્રકારનાં વાહનો લાવવાનો હુકમ આપવાને દોડાદોડી કરવા લાગ્યા. તેઓ કેવાંક વાહન લાવે છે તે જાણવાને મારા અંતરમાં બહુ જ ઉત્સુકતા થઇ રહી. પેલા યુવાન રાજકુમાર સાકાને ઉભો રાખીને બુઢ્ઢો ઇનફ્રુઝ એ ત્રણ નોકરોને લઇને ગામમાં ગયો. થોડી વારમાં તે ત્રણ મોટી ડોળીઓ ઉપડાવીને લાવ્યો.

આ ડોળીઓ બહુ આકર્ષક અને બાદશાહી ઠાઠમાઠવાળી હતી. આઠ દશ ગુલામો તેને ચારે બાજુથી ઉંચકતા હતા. અંદર બેઠેલો માણસ નિરાંતે સુઇને આળોટી શકે એવી તે મોટી હતી. ઉપરની બાજુએ સુંદર આકારની છત્રી બનાવેલી હતી. તેના ઉપર વૃક્ષના મોટાં મોટાં પાંદડાંથી આચ્છાદન કરેલું હતું. તેથી અંદર બેસનારને તડકો કે વરસાદ લાગતો નહિ. સૂવાની જરૂર ન હોય ત્યારે એકજ ડોળીમાં ૪–૫ માણસ બેસી શકે તેમ હતું.

* * *

હું, પ્રતાપરાય, ઇનફ્રુઝ અને રાજકુમાર સાકા ચારે જણા એક ડોળીમાં બેઠા. અમારી મુસાફરી પાછી શરૂ થઇ. અમારે ઘણે લાંબે જવાનું હતું.

રસ્તામાં વાતચિત થવા લાગીઃ—

“આ મહાન રસ્તો કોણે બનાવ્યો?” મેં પૂછયું.

ઇનફ્રુઝે જવાબ આપ્યો—“મહારાજ, આ રસ્તો કોણે બનાવ્યો તે વિશે અમે કશું જાણતા નથી. એ બહુ જૂનો છે. કયારે બનેલો તે પણ અમને ખબર નથી. અમને તો શું? પણ ગગોલા ડોશી જે આજે સેંકડો વરસ થયાં જીવે છે તે પણ આ રસ્તો કોણે અને કયારે બનાવ્યો તે જાણતી નથી. એ ડોશી લગભગ ત્રણસો ચારસો વરસની થઇ હશે. એ જાદુગરણી છે. લોકો એને ડાકણ કહે છે. આજકાલ આવા રસ્તા કોઇ બનાવી શકતું નથી.

અમારા રાજા એ રસ્તાનું રક્ષણ કરે છે ને તેના ઉપર ઘાસ પણ ઉગવા દેતા નથી. હજારો માણસ આ રસ્તા પર ઉગતું ઘાસ ઉખેડી નાંખવામાં રોકાય છે."

અમે થોડે આગળ ગયા. એટલે કેટલાક જંગલીઓ રસ્તા પરનું ઘાસ ઉખેડતા નજરે પડ્યા. તેમને બતાવીને ઇનકફુએ કહ્યું-"જૂઓ મહારાજ."

અમે પૂછ્યું-"આ લોકો ઘાસ ઉખેડવાના કામમાં રોકાય છે તેમને રાજા તરફથી શું આપવામાં આવે છે?"

"આપવાનું!" પેલાએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું-"એમાં આપવાનું શું હોય? આ લોકો અમારા જીતેલા છે. એમને અમે જીવતા રહેવા દઇએ છીએ અને એમની જમીન ખેડી ખાવા દઇએ છીએ. તેના બદલામાં એ લોકો રાજાની મરજી મુજબનું કામ કરી આપે છે. આ ઘાસ ઉખેડવાના કામમાં જુદા જુદા ગામવાળા લોકોના વારા બાંધેલા છે. તેઓ પોતપોતાના દિવસે આવીને ઘાસ ઉખેડી જાય છે.

અમારી ડોળી આગળ ચાલતી હતી. પાછળ બીજી ડોળીમાં બનુચાચા અને અંબોપા બેઠેલા હતા. તેમની પાછળ એક ડોળીમાં ઇનકફુના હાથ નીચેના અમલદારો બેસીને આવતા હતા. તે તથા ઉપડનારાઓ મળીને પચાસેક માણસનો કાફલો હતો.

રસ્તાનું નિરીક્ષણ કરતાં અમે આગળ ચાલ્યા. મોટી પાંચસો પાંચસો મણની શિલાઓ ઘડીને રસ્તામાં જડી લીધેલી હતી. આવી મોટી શિલાઓ આટલી સફાઇથી બેસાડનાર પ્રાચીન સમયના કારીગરો કેવા હશે તે વિશે અમને કાંઇ કાંઇ વિચારો આવ્યા.

થોડે દૂર ગયા એટલે ખડકની બાજુમાં કેટલાક અક્ષરોનાં કોતરામણ આવ્યાં. તે બતાવીને પૂછતાં પણ જવાબ મળ્યો કે-જેમણે આ રસ્તો બનાવ્યો છે તેમણેજ એ કોતરામણ કર્યાં છે. પણ તે શું છે તે અમે જાણતા કે સમજતા નથી.

"વારુ, તમારા લોકો આ પ્રદેશમાં ક્યારે વસવા આવ્યા?"

"મહારાજ, અમારી જાતના લોકો સેંકડો વરસ પર આ તરફ ધાડાબંધ ઉતરી આવેલા. ઉત્તર તરફ આ બાજુએથી તેઓ આવ્યા હતા અને આ કોમોરૂકુના પહાડને લીધે આગળ જઇ શકેલા નહિ. કહે છે કે આગળ કાંઇ જવા જેવું છેજ નહિ. કારણ કે બધે મોટું રણ છે. તેથી તેઓ અહીંજ અટકયા અને વસ્યા. આજે તો અમારી વસ્તી ઘણી મોટી થઇ છે. અમે તેમાંથી લશ્કર બનાવ્યું છે."

"તમારામાં કોઇ વાર લડાઇ થાય છે ખરી કે?"

"એક વાર મોટી લડાઇ થઇ હતી. તે વખતે રાજ્યમાં ભારે ઉથલપાથલ થઇ ગઇ."

"શું થયું હતું?"

"સાંભળો, મહારાજ." હાનફડુઝ કહેવા લાગ્યો–"અમારા લોકોમાં રિવાજ છે કે જે કોઇને એકી વખતે બે જોડીયાં બાળક અવતરે તેણે એમાંથી ગમે તે એકને મારી નાંખવું જોઇએ. તેથી જે મજબૂત શરીરવાળું હોય તેને જીવતું રાખીને બીજાને તરતજ મારી નાંખવામાં આવે છે. હવે અત્યારે અમારા જે રાજા છે તેમનો એક જોડીઓ ભાઇ હતો. પણ હાલના રાજાજી જન્મ્યા ત્યારે એમનું શરીર પેલા બીજા બાળક કરતાં નબળું હતું. છતાં એમની માનો એમના ઉપર વધારે પ્રેમ હતો. તેથી તેણે એમને કોઇ ગુપ્ત જગાએ સંતાડાવી દીધા અને એને ઉછેરવાનો બંદોબસ્ત કરાવ્યો......

"કેટલેક વખતે અમારા બાપ રાજા કઆફા મરણ પામ્યા. ઇમોટુ એટલે ટવાલાગુના જોડીઆ ભાઇ, જેનું શરીર વધારે સશક્ત હતું, તેને રાજા બનાવવામાં આવ્યા. તેને ચાર રાણી હતી. તેમાંની એક રાણીને છોકરો પણ થયો હતો. તેણે ચાર પાંચ વરસ રાજ કર્યું. એક વાર અમારા દેશમાં મોટો દુકાળ પડ્યો. લોકો અનાજ પાણીને અભાવે મરી જવા લાગ્યા. જનાવરનાં મુડદાં આમતેમ રખડતાં

સડવા લાગ્યાં. કોઈ ધાન વાવે નહિ, વાવે તો ઉગે નહિ. આથી લોકો રાજાને ગાળ દેવા લાગ્યા. કારણ કે રાજાના પાપ વગર આવું બને જ નહિ......

"તે વખતે ગગોલા ડોસી બહાર આવી. ને તેણે લોકોને કહ્યું કે, "ઈમોરુ જેવા પાપીને ગાદી પરથી ઉઠાડી મૂકો ટવાલાગુને ગાદીએ બેસાડો. તે પણ તમારા રાજકુળમાંનો છે. તેમ નહિ હોય તો જૂઓ, એના વાંસા ઉપર સાપનું નિશાન છે. અને કાલારૂવાના બધા રાજાઓની પીઠે સાપનાં નિશાન હોવાંજ જોઈએ."

"તે શું ખરી વાત છે?"

"હા મહારાજ." પેલો નાયક હાથ જોડીને બોલ્યો—"ગગોલા ડોશીએ અનેક રાજાને જોયા છે. એ ડોશી તો મહા ઉસ્તાદ ને પાવરધી છે. તે આજે સેંકડો વરસની થઈ છે. કહે છે કે એણે મોતને ત્રણ વાર પાછું મોકલ્યું છે. એ ડોશી ઘણા ભારે જાદુ મંતર જાણે છે. એના જેવી વિદ્યા જાણનાર આ દેશમાં બીજું કોઈ નથી. એણે પચાસ કરતાં વધારે રાજાને પોતાની નજરે રાજ કરતાં અને મરતાં જોયા છે એમ કહે છે. એટલે એનું કહેવું સાચું હોવું જોઈએ."

"વારૂ, પછી?"

"પછી તો, મહારાજ, લોક બધું ઈમોરુ રાજાની સામે ઉશ્કેર્યું. ને જે તે તેને ફાવે તેમ ગાળો દેવા લાગ્યું. ઈમોરુ તે વખતે ભારે રોગનો ભોગ થઈને પથારીમાં પડેલો હતો. અને તેનાથી મહેલ બહાર આવીને કશું બોલાય તેવું ન હતું. તે વખતે ગગોલા ડોશી એક ગુફામાંથી ટવાલાગુને બહાર કાઢી લાવી અને લોકોની પાસે તેને રજૂ કરીને કહ્યું કે, "લ્યો, આ ટવાલાગુ છે. આ તમારો ખરો રાજા છે. એની પીઠ જૂઓ. એમ કહીને તેણે તેના વાંસાનો ભાગ ખુલ્લો કરીને બતાવ્યો. ત્યારે તેની પીઠ ઉપર વાળનો સર્પાકાર લોકોની નજરે પડ્યો. એટલે તેમણે તાળીઓ પાડી અને બોલ્યા કે,

'ટવાલાગુ અમારો રાજા છે. ટવાલાગુ અમારો રાજા છે. ટવાલાગુનો જય થાઓ.' પછી તેમણે એને રાજાનો મુગટ પહેરાવ્યો."

## પ્રકરણ ૩૦ મું.

## રાતવાસો

અમારી સાથે વાત કરનાર ઇનિકુઝ જબરો બોલનારો હતો. એક વાર તેનું મ્હોં ચાલૂ થયું એટલે તે અટકતોજ નહિ. ઝીણામાં ઝીણી વિગતને પણ બરાબર રીતે વર્ણવવી એવો તેનો સ્વભાવ હોય એમ લાગ્યું. તેણે પોતાનું પુરાણ આગળ ચલાવ્યું.

"હમોટુ હકદાર રાજા હતો. હું એ વાત જાણું છું. પણ જ્યારે તેણે જોયું કે હવે તે લોકો બધા ફરી ગયા છે અને મારૂં કશું ચાલે તેમ નથી, ત્યારે તે દેશ છોડી જવાને તૈયાર થયો. એણે તેમ કરવુંજ જોઇએ. કારણ કે તે તેમ નહિ કરે તો વારે વારે તકરાર થાયજ. ટવાલાગુ રાજા ઘણો જોરાવર છે. અને તે હમોટુને મારી નાંખવા માટે તેના મકાનમાં ઘુસી ગયો હતો. પણ હમોટુ માંદો માંદો પણ જેમ તેમ નીકળી ડોળીમાં બેસીને નાસી ગયો હતો. તેની રાણી પણ પોતાના બાળક દીકરા સાથે નીકળીને નાસી ગઇ હતી. હમોટુનો પછી ક્યાંય પત્તો લાગ્યોજ નથી. પણ તેની સ્ત્રી દક્ષિણ તરફના રસ્તા ઉપર એક બે મુસાફરોને મળી હતી.

તે પરથી એમ લાગે છે કે તે દક્ષિણ તરફ ગઇ હશે. પણ આ તો ઘણાં વરસની વાત છે. આજે તો તે બંને જણાં—મા દીકરો કોણ જાણે ક્યાં યે અટવાઇને મરણ પામી ગયાં હશે."

આમ વાતચિત થતી હતી. તે વેળા અમારી પાછળની બીજી ડોળી બહુ નજીક આવી હતી. બંબોપા તેમાં બેઠો બેઠો અમારી બધી વાતો સાંભળતો હતો એમ લાગ્યું. કારણ કે થોડી વારે

તેણે પોતાની ડોળીમાંથી ઉતરી અમારી પાસે આવીને ઇનકફુઝને પૂછયું કે, 'એ બાળક રાજકુમારનું નામ શું હતું ?"

ઇનકફુઝે વિચાર કરીને, સંભારીને જવાબ આપ્યો–" તે છોકરાનું નામ ઇગ્નોસી. "

ઇગ્નોસી શબ્દ સાંભળતાંજ અંબોપા બોલી ઉઠયો–"ઇગ્નોસી ? હા, એજ એજ ઇગ્નોસી ઇગ્નોસી. "

એણે આમ શા માટે કર્યું તે મને સમજાયું નહિ. પ્રતાપરાયને પણ તેનું કારણ સમજાયું હશે કે કેમ, કોણ જાણે ? પરંતુ શંકાભરેલો કોઇ પ્રશ્ન પૂછી શકાય તેમ ન હતું. સૂર્યલોકના આત્મા તરીકે અમે પાઠ ભજવતા હતા, પછી અમારાથી કોઇપણ બાબતનું અજ્ઞાન કેમ બતાવાય ?

મેં અંબોપાને અમારી ડોળીમાં બેસી જવાનું કહ્યું. ઇનકફુઝે અને પેલા રાજકુમારે તરતજ તેને યોગ્ય જગા કરી આપી અને પાછલી ડોળીના બે ત્રણ ઉંચકનારાને અમારી ડોળીમાં મદદ કરવા બોલાવ્યા. ઇગ્નોસી અને તેની માતાને વિશે કેટલીક વાતો ચાલી. એટલામાં એક નાનકડી નદી આવી. તે બતાવીને ઇનકફુઝે કહ્યું, " જૂઓ સાહેબ, આ પેલી નદીને કિનારે કમોટુની રાણી અને દીકરો એક વાઘરીને મળ્યાં હતાં. આપણે આજે એજ નદીને કિનારે મુકામ કરીશું અને નિદ્રા લઇશું. પણ જો આપના જેવા સૂર્યલોકના આત્માઓ આ પૃથ્વી પર આવીને ઉંઘતા હોય તો જ. "

મેં દમામભેર આડંબરથી કહ્યું–" બચ્ચા, જ્યારે અમે કાલારૂવાના લોકોમાં વિહાર કરતા હોઇએ છીએ ત્યારે કાલારૂવા લોકો જે રીતે વર્તતા હોય તેજ રીતે વર્તીએ છીએ. બાકી અમારે આ પૃથ્વી ઉપર કે ક્યાંય પણ ઉંઘવાની જરૂર રહેતી નથી. સૂર્યલોકમાં તો અમારે નિરંતર આ પૃથ્વીના તેમજ બીજા તારાઓના લોકોની સંભાળ લેવાની હોય છે. છતાં, તમારે અમને

એક જુદીજ ઝુંપડી સૂવા માટે આપવી પડશે. કારણકે રાતના અમે આ શરીર છોડીને સૂક્ષ્મરૂપે સૂર્યદેવ પાસે બધી વાતો કહેવા માટે જઈ પહોંચીશું. અમે સવારે પાછા આવી રહીશું."

આ શબ્દો હું એવી રીતે બોલ્યો કે તેથી હાનફ્રુઝ અને સાકા—બંનેનાં મન ઉપર આબાદ છાપ પડી. મહાત્મા કે મહંતનો પાઠ ભજવવામાં મને શીખવવું પડે તેમ ન હતું. મારા શબ્દો સાંભળીને હાનફ્રુઝ નમન કરીને બોલ્યોઃ "જેમ આપ કહેશો તે પ્રમાણે કરીશું."

એમ કહીને તેણે એક સેવકને આગળ દોડાવ્યો. શા માટે તે અમે સમજી શક્યા નહિ. ડોણી પાસેથી તે જંગલી જે દોડયો તે જાણે તીર છૂટયું. એટલી બધી બધી ઝડપથી તે દોડી ગયો કે અમે વિસ્મયથી તેની પાછળ જોતાજ રહી ગયા. અને તે તો પલકવારમાં ઝાડીઓમાં અદૃશ્ય થઇ ગયો.

અમારાં મનમાં વહેમ પેઠા. રખેને આ જંગલી સરદાર અમારો ઘાટ ઘડવાની કાંઇક તૈયારી કરવા માટે તો એ નોકરને નહિ દોડાવ્યો હોય? એવું હોય તો અમારી કમબખ્તી હતી. કારણ કે અમે બંદુકધારી હોવા છતાં સંખ્યામાં માત્ર ચારજ હતા. અને એ લોકોની સંખ્યાનો તો પારજ ન હતો.

છતાં અમારાથી કાંઇ પૂછપરછ થાય તેમ ન હતું. કારણકે અમે તો સૂર્યલોકના આત્માઓ બન્યા હતા. એટલે અમારે તો બધું વગર કહ્યે અને વગર પૂછયેજ સમજી જવાનું હતું. અને મારી વાત તો બાજુએ રહી, પણ પ્રતાપરાય ઘણીખરી વાતો હાનફ્રુઝના ચહેરાના હાવભાવ ઉપરથીજ સમજી જતા હતા. અસ્તુ.

ત્યારપછી અમારી ડોણીઓ થોડીક વાર આગળ ચાલી. કલાકના એકાદ માઇલની ઝડપે તે ચાલતી હશે. ઉંચકનારા ઝાઝા અને તેમને દોડીયું કે દાણો આપવા લેવાનો મળે નહિ. બધા વેઠે પકડી આણેલા—ગુલામો હતા. એટલે તેઓ વારેવારે ખાંધ બદલીને ઝડપ વધારવાને પ્રયત્ન કર્યા કરતા હતા.

મોટા રસ્તાનો વાંક વળીને અમે થોડી વારમાં તે ગામડા નજીક આવી પહોંચ્યા. નદીને કિનારે મોટી મોટી ઝુંપડીઓ બાંધી દીધેલી હતી. ત્યાં આગળ અમને આવકાર આપવા માટે મોટી મોટી લશ્કરની ટુકડીઓ તૈયાર થઇને ઉભી હતી. તેમાંના સિપાઇઓને જોઇને અમે ખુશ ખુશ થઇ ગયા. લગભગ દરેક માણસ સાડા છ ફુટ લાંબો અને પ્રચંડ શરીરવાળો હતો. ઉમ્મર આશરે ૩૫–૪૦ વરસની હશે. કપડામાં તેમણે ઝાડની છાલના રેસામાંથી વણીને બનાવેલી લંગોટી જેવી તંગડી પહેરેલી; અને માથા ઉપર તેવીજ બનાવટનું ફાળીયું. તે ફાળીઆમાં પીછાં ખોસેલાં. કોડીઓ, કાંડીઓ અને લાલ પીળા મણકાના હાર ઘણાખરાએ ડોકમાં તેમજ કમ્મરે લટકાવેલા. તેમનાં હથિયારમાં એક અથવા બે ભાલા હતા. તે તેમણે પોતાની ખાંધ ઉપર રીતસર ગોઠવ્યા હતા. તે ભાલાની ઉપર પણ ઘણાએ સફાબુલા મરઘાનાં પીછાં ખોસેલાં હતાં. કેટલાક ભાલાનું ભાલોડું પત્થર ઘસીને બનાવેલું માલમ પડતું હતું.

પીઠ ઉપર તેમણે મજબૂત ચામડાની એક એક ઢાલ ધારણ કરી હતી. તપાસ કરતાં માલમ પડ્યું કે એ ઢાલો જંગલી પાડાનાં ચામડાંમાંથી બનાવેલી હતી. ઢાલનો વ્યાસ આશરે બે ફુટનો હશે. ઢાલની આસપાસ પણ કેટલાક મણકા બાંધીને તેને શણગારી હતી. વળી કેટલાક કમ્મર ઉપર બળદના પૂંછડાનો બનાવેલો કંદોરો પહેરેલો હતો ને તેમાં એકએક છરી ખોસેલી હતી. એ લોકો આગલી હારમાં ઉભા હતા. તેમની છરી છએક ઇંચ લાંબી અને બેઉ તરફ ધારવાળી હતી.

અમે પાસે આવતાં એ ટુકડીનો સરદાર જે જુદો એક બાજુએ ઉભો હતો તેણે પોતાની ભાષામાં કાંઇક હુકમ આપ્યો. તેની સાથેજ તે આખી ટુકડીએ તે શબ્દનો ઉચ્ચાર કર્યો અને પોતાના ભાલા ખભા પરથી લઇ જમીન પર ખડા કર્યા. બીજો શબ્દોચ્ચાર

થતાંમાં બધાએ અમને નમન કર્યું અને ભાલા પાછા ખભે ચઢાવ્યા. અમે તેમને અમારા દરજ્જાને અનુરૂપ રીતે આશિર્વાદ આપ્યા. ત્યાર પછી બીજી ટુકડીઓએ પણ તેજ મુજબ કર્યું.

ત્યાર પછી દાનકુકુઝ અમને એક સારી મોટી ઝુંપડી પાસે લઇ ગયો. ઝુંપડીનું બારણું વાંસડાનું બનાવેલું હતું. તે ઉઘાડીને તેણે કહ્યું—"મહારાજ, અંદર પધારો."

અમે અંદર જઇને જોયું તો તે ઝુંપડીમાંનો આખો ઓરડો વાળીઝુડીને સાફ ચકચકાટ બનાવેલો હતો. ચારે ખૂણે ચાર પલંગો હતા. પણ પલંગો એટલે શું? જમીનની અંદર ચાર ડાંગવા દાટીને તેની સાથે વળીઓ બાંધી દીધેલી. તે વળીઓની વચ્ચે બગદ કે પાડાનું સાફ કરેલું સ્વચ્છ ચામડું ઘોડીઆ જેવું બાંધી દીધેલું. તેને ચારે બાજુએ કાણાં પાડી કાથાની દોરડી વડે ડાંગવા સાથે બાંધેલું. એટલે હીંચી ન શકાય એવું તે ઘોડીયુંજ હતું એમ કહેવામાં કશી લઘુ—ઉક્તિ થતી નથી. વચ્ચેની જમીન પર એક સારી ચટાઇ પાથરેલી હતી.

પલંગો—ઉર્ફે ઘોડીઆં બનાવીને દાનકુકુઝે અમને કહ્યું—'મહારાજ, આપ અહીંઆ થોડો વખત આરામ લ્યો. એટલામાં હું આપને માટે ભોજન તૈયાર કરાવી મોકલું છું. અમે ગરીબ છીએ. સૂર્યલોકના દેવોને ધરાય એવું ઉત્તમ ભોજન આ જંગલી નિવાસમાં અમે આપની પાસે રજૂ કરી શકીએ તેમ નથી. છતાં જે કાંઇ બની શકે તે મોકલીશું. તેમાંથી આપ રૂચિ પ્રમાણે ગ્રહણ કરશો."

એમ કહી તેણે નમન કર્યું. અમે ઉત્તરમાં જણાવ્યું કે, "સૂર્યલોકમાં તો અમે અમૃત જેવો દેવતાઇ ખોરાક લઇએ છીએ. પરંતુ જ્યારે અમે તમારી સાથે ફરતા હોઇએ ત્યારે અમારે તમારા જેવોજ ખોરાક લેવો જોઇએ—એવું ભગવાન સૂર્યદેવનું ફરમાન છે." વગેરે કહી થોડો આડંબરી પાઠ ભજવી અમે તેને વિદાય કર્યો.

તે ગયો એટલે બારણું વાસીને અનુચાચાએ ધીમે સાદે કહ્યું, "ડાકટર સાહેબ, હવે ખાવાનું આવે ત્યારે તમે વળી પાછા આનાકાની નહિ કરતા. મારા પેટમાં તો ખાડા પડી ગયા છે. આજ સુધી સુક્કાં ફળ અને કડવાં પાણી પીને દહાડા કાઢયા છે ને હવે ખાવાનું આપણી સામું આવે છે ત્યારે માન શાના માંગો છો ? થોડી તો અમારી દયા લાવો. મારી બુઢ્ઢા માણસની..."

પ્રતાપરાય હસીને બોલ્યા, "ચાચા, તમે શા માટે ગભરાઓ છો ? હવે હું તમને ભૂખ્યા નહિ મારું. ઊલટું તમારે માટે સારામાં સારો અને ભોજનમાં ભોજનો ખોરાક સામો આવે એવી તજવીજ કરીશ. માત્ર એ તજવીજને માટે કેટલીક યુક્તિ કરવી પડે છે અને પડશેજ. તેમ કર્યા વગર આપણું બધું ભોપાળું ફુટી જવાનો ભય રહે છે."

"પણ એ યુક્તિ કરવામાંજ કાંઇ ભાંગરો નહિ વટાઇ જાય તે જોજો બાવા."

"તેને માટે તમારે ચિંતા કરવાની જરૂર નથી." મેં ચાચાને જવાબ આપ્યો—"તમે તમારે એકદમ ગંભીર ડાચું કરીને સૂર્યલોકના દેવતા પેઠે બેસી રહેજો. અને ખાવાનું આવે તે વેળા પણ જરાયે ઉતાવળા થતા નહિ. દોડાદોડી કરશો તો બધો ઘાટ બગડી જશે. આપણે તો સૂર્યલોકના અમર આત્માઓ છીએ. સમજ્યાને ? આપણે ખાવાની કશી જરૂર નથી. એ તો માત્ર આ લોકોના ઉપર ઉપકાર કરવા ખાતરજ આપણે આરોગવાનું છે. સમજ્યાને ?"

"વારૂ સાહેબ." ચાચાએ કહ્યું અને મારી તથા અંબોપાની સામે જોઇને આંખમીચામણાં કર્યાં: મેં પણ તેમ કર્યું અને પ્રતાપરાય સાથે અમે બધા એક બીજા તરફ જોઇને હસ્યા.

આજે બપોર પછી અંબોપાના મોઢાં ઉપર એક પ્રકારની ગૂઢ ગંભીરતાએ વાસો કર્યો હતો એમ મને લાગ્યું. તેના મનમાં

કાંઈ વાત ઘોળાતી હોય, કોઈ બાબતની શંકા ઉદ્દભવતી હોય એવા ભાવ તેના ચહેરા ઉપર દષ્ટિગોચર થતા હતા. એક બીજા સાથે વાતો કરતાં કે કર્યા પછી પણ તુરતજ એ ગંભીરતા એના મુખ ઉપર આવી બેસતી હતી.

એ શું છે તે વિશે અંબોપાને હું કાંઈક પૂછવા જતો હતો. એટલામાં ઝુંપડી બહાર કેટલાક સ્વરો સંભળાયા. બોલનાર સ્ત્રીઓ હોય એમ લાગ્યું. પળવારમાં બારણા ઉપર ટકોરા પડ્યા.

અમે બારણું ઉઘાડી અંદર આવવા કહ્યું એટલે ચાર યુવાન સ્ત્રીઓ અને એક પ્રૌઢ વયનો પુરૂષ ઝુંપડીમાં દાખલ થયાં.

ચારે સ્ત્રીઓ વીસથી બાવીસ વરસની અંદરની હશે. તેમના ચહેરાનો રંગ શામળો હોવા છતાં ઘાટ સુંદર અને આકર્પક હતો. કાલારુવાની પ્રજામાં આ સ્ત્રીઓ ખરેખરી સુંદરીઓ ગણાતી હોવી જોઈએ એમ મને લાગ્યું. તેમણે પગે, હાથે, કાને, નાકે, અને ડોકમાં ઘાસ તથા મણકાના બનાવેલા કલામય દાગીનાઓ પહેર્યા હતા. અને છાતીથી જાંગ સુધીનો ભાગ વલ્કલ વસ્ત્રોથી ઢાંકયો હતો. કોઈક પ્રકારના કાચલાંને દાંતા પાડી બનાવેલી કુદરતી કાંસકી વડે હોળેલા તેમના વાળ ઝાંખરા જેવા લાગતા હતા, છતાં તે તેમના ચહેરાને સુંદર રીતે વિભૂપિત કરતા હતા.

---

## પ્રકરણ ૩૧ મું.

### ભૂખાવળાં ગીધનો હુમલો

એ ચારે સ્ત્રીઓ અમારે માટે ખાવાનું લાવી હતી. આવા જંગલ જેવા પ્રદેશમાં પણ અમારા આતિથ્ય માટે દેખાવડી યુવાન સ્ત્રીઓને શોધી લાવી તેની દ્વારા અમને ખોરાક પહોંચાડવામાં ટનકટુએ બુદ્ધિ અને રસિકતા એકી સાથે પ્રદર્શિત કરી હતી. તેમની સાથે આવેલો પુરૂષ હાથમાં મસાલ લઈને આવ્યો હતો. તેણે મસાલનો છેડો જમીનમાં ખોસ્યો અને યુવતીઓને માથેથી

ખાદ્યનાં વાસણ ઉતરાવ્યાં. ઇનક્કુએ પણ જાણે રાક્ષસ હોઇએ તેવી ધારણાથી સામટીજ ખોરાકી મોકલાવી દીધી હતી. એક માટલામાં દશ શેરેક દહીં હતું. એકમાં દૂધ હતું. ઢાલ જેવી એક કથરોટમાં નાગલી જેવા જંગલી ધાન્યમાંથી બનાવેલા રોટલા હતા. એક સ્ત્રી એક મોટા તુંબડામાં ચોકખું પીવાનું પાણી લાવી હતી. પેલો પુરુષ કોઇક ઝાડનાં મોટાં પાંતરાં સાથે લાવ્યો હતો. તે ગોઠવીને તેણે અમને જમાડવાની તૈયારી કરવા માંડી.

તે જોઇને પ્રતાપરાયે મને ઇશારત કરી. હું તરત સમજી ગયો. મેં તે પુરૂષને સંબોધીને કહ્યું કે, "અમે સૂર્યલોકના આત્મા કોઇને હાથે ખાતા નથી. અમે અમારે હાથે ખાઇ લઇશું. આ બધું મૂકીને તમે જાઓ. અને એક ઘડી પછી આવીને વાસણો લઇ જજો."

"હજુ બીજાં ફળો અને મસાલા લાવવાના છે, મહારાજ." પેલાએ હાથ જોડીને કહ્યું.

"જે હોય તે, તમે અહીં મૂકીને જાઓ, અને થોડી વાર રહીને આવજો." મેં આદેશ આપ્યો.

તે પુરૂષ સ્ત્રીઓને લઇને બહાર ગયો અને પાંચેક મિનિટમાં બે ટોપલીઓ ઉપડાવીને પાછો આવ્યો. એકમાં બોરબોર જેવડાં કાંઇક ફળ હતાં અને બીજીમાં સીંધવ, મરચાં, આદુ હોય એમ લાગ્યું.

એ બધું મૂકાવીને, નમન કરીને, તેઓ ચાલ્યાં ગયાં. તેમની પાછળ અંબોપાએ બારણું વાસ્યું અને અમે ભૂખાળવાં ગીધની પેઠે તે જંગલી ભોજનની ઉપર તુટી પડયા. હા. તૂટીજ પડ્યા. એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. કારણ કે છેલ્લા પંદર દિવસ અમે અન્નનો દાણો સરખો મેળવવા પામ્યા ન હતા. જંગલમાં ઘાસ જેવી શીંગો અને કડવા પાણી ઉપર અમે કેમ નિભાવો કર્યો હતો તે તો અમારૂં મનજ જાણે. કટ્ટામાં કટ્ટા શત્રુને પણ ભગવાન એવો કપરો અનુભવ નહિ કરાવે એવી અમારા સર્વેના અંતરમાં લાગણી થતી હતી. એવા અસહ્ય અનુભવને અંતે

આજે અમને પેટ ભરીને ખવાય તેટલું ધાન્ય, દૂધ, દહીં વગેરે મળ્યાં હતાં. એટલે પછી અમારાથી રહેવાયજ કેમ? પેલી યુવતીઓ પીરસતી હોત તો અમારે અમારા ભવ્ય દરજ્જાને અનુરૂપ રીતે મંદમંદ ગતિએ કકડી કકડી ખાવું પડતે અને ઓછામાં ઓછો એક કલાક કાઢવોજ પડતે. આ તો અમે એ નૌતમ ભોજન થાળ ઉપર એવી રીતે મંડી પડ્યા કે દશેક મિનિટમાંજ અમે ધરાઈ ગયા. ગુરુચાર્યને તો ગચરકા પણ આવવા માંડ્યા. પ્રતાપરાય પણ પોતાની ભવ્ય પદવીની ગંભીરતા અને મર્યાદાનો ત્યાગ કરીને દૂધ, દહીં અને રોટલા મોજથી ઝાપટવા લાગ્યા. અમે આજે જેટલું ખાધું તેટલું જીંદગીમાં બીજી કોઈ વાર ખાધું નહિ હોય. છતાં અમને મોકલવામાં આવેલું ખાવાનું એટલું બધું હતું કે અમે તો માત્ર તેમાંનો પા ભાગજ ખાઈ શક્યા હતા. પોણો ભાગ વધ્યો હતો. તેનું શું કરવું એનો અમે વિચાર કરવા લાગ્યા.

"શું કરવું એટલે? એ તો આપણો પવિત્ર પ્રસાદ તરીકે જંગલવાસીઓમાં વહેંચી દેવાશે." પ્રતાપરાયે ઉપયોગ શોધી કહાડ્યો—"આપણે તો સૂર્યલોકના આત્મા. આપણે ખાતાં જે કાંઈ વધે તે વડે આ પામર જીવોને પાવન કરવાજ જોઈએ ને?"

"કરવાજ જોઈએ." ગુરુચાર્ય બોલ્યા અને અમે બધા એક બીજા પ્રત્યે જોઈને ફરીવાર હસ્યા.

જમી રહ્યા પછી અમે ફળો પર હુમલો કર્યો. ટોપલો ભરીને આવેલાં ફળોમાંથી મેં એક લઈને ચાખી જોયું. અહાહા! શું એની મીઠાશ! કાબુલી દ્રાક્ષની જાતનું એ ફળ હતું. રંગે લાલ અને ઠળીઓ મળેજ નહિ. અંદરથી રસ નીકળે તે એટલો સ્વાદિષ્ટ કે ગમે તેવી ઉમદા દ્રાક્ષનો ખાનાર આ ફળ ચાખે તો ફરીવાર દ્રાક્ષનું નામ નહિ લે. મને ખાત્રી છે કે આખા હિંદુસ્થાનમાં કોઈ પણ સ્થળે આ કે આવું મીઠું બીજું કોઈ પણ ફળ પાકતું નહિ હોય. જંગલીઓ

એ ફળને ડગોણુ કહે છે એમ પાછળથી માલમ પડ્યું.

એ અમૃત સરખા આસ્વાદવાળા ફળમાંથી જેટલાં ખવાય તેટલાં ખાધાં. અમને લાગ્યું કે હવે એક પણ વધારે ખાઇ શકીએ તેમ નથી અને આજનો અમારા ભોજનનો કાર્યક્રમ જરાયે અપવાદ કે ઉણપ વગર સમાપ્ત થઇ ગયો છે. અમે હાથ મ્હોં સાફ કરી અમારા પોતપોતાના પલંગો પર વિરાજી ગયા, અને અંબોપાને પેલા મશાલચીને સાદ પાડવાનો હુકમ આપ્યો. તેણે બહાર નીકળીને જુદી ભાષામાં કાંઇક ઉચ્ચાર કર્યો. તેની સાથેજ પેલો પ્રૌઢ નોકર અને તેની સાથેની ચારે સુંદરીઓ હાજર થઇ. તેમણે અમારા ખોરાકનાં વાસણો લઇ લીધાં. અને વચમાંની જગા સાફ કરી નાંખી.

તે વેળા પ્રતાપરાયે પેલા પુરૂષને ઉદ્દેશીને કહ્યું કે, "અમે સૂર્યલોકના આત્માઓ છીએ. અમારે આ ભૂમિ ઉપર ખોરાક ખાવાની કશી અગત્ય નથી. છતાં તમે આણેલી ભોજનવાનીઓ પાવન કરવાને ખાતર અમે તેમાંથી કેટલોક ભાગ આરોગ્યો છે. બાકીનો ભાગ પવિત્ર છે. તે તમે તમારા ભાઇબંધોમાં ભગવાન સૂર્યદેવની પ્રસાદી તરીકે વહેંચી આપજો."

"જી મહારાજ." પેલાએ પોતાની ભાષામાં ઉચ્ચારણ કરીને નમન કર્યું. અને પછી પેલી સ્ત્રીઓને સાથે લઇને ચાલ્યો ગયો. તેમના ગયા પછી અમે પાછા બારણું બંધ કરાવીને વાતે વળગ્યા:

"બહાદુરભાઇ, તમે પેલું જોયું ?"

"શું ?" મેં પૂછ્યું.

"પેલી સૌથી નાની યુવતીના ડોકમાં એક ચળકતો પથરો બાંધેલો હતો તે ?" પ્રતાપરાયે કહ્યું.

"હા. હા. આરપાર કાણું પાડી દોરો પોરવીને બાંધ્યો હતો તેજ કની ?"

"હા !"

એ શું હતું ?"

"તમને શું હોય એમ લાગે છે ?"

"મને તો લાગે છે કે આરસ કે એવાજ કોઈ પથરાનો ટુકડો હોવો જોઈએ." મેં કલ્પના કરી—"કદાચ સિંધવનો કકડો યે હોય."

"તમે ગાંડા થયા છો કે!" પ્રતાપરાયે હસીને ટકોર કરી. અનુચાચા ઉત્સુકતાથી સાંભળવા લાગ્યા.

"ત્યારે એ શું હતું ?"

"કોઈ ઉંડી ખાણમાંથી નીકળેલા કાચા હીરાનો ટૂકડો."

"હેં ! ખરેખર ?"

"હાજી." પ્રતાપરાયે મક્કમતાથી કહ્યું. અનુચાચા નજીક આવ્યા.

"હીરાને કોઈ આમ બેદરકારીથી કાણું પાડી ડોકમાં ટંગાવે !"

"નહિજ. પણ આ લોકોને હીરાની શી કદર ? એમને મન તો હીરો ને પથરો એક સરખા છે. એમને શી ખબર કે એજ પત્થરના ટુકડાને સરાણ પર ચઢાવી પાસાં પાડી વેચવા મોકલ્યા હોય તો એની કિંમત દશ વીશ હજાર રૂપીઆ ઉપજે !"

હું મૂંગો રહ્યો. અનુચાચા ઓર ઉત્સુકતાથી સાંભળી રહ્યા. પ્રતાપરાયે કહ્યું—

"આ છોકરીની ડોકમાંના પથરો જોઈને મારી ખાત્રી થઈ છે કે આ જગાથી થોડેજ દૂર કોઈક મોટી હીરાની ખાણ હોવી જોઈએ".

"આપણે એમને પૂછી જોઈએ !"

"અરે, ના ના. એવું કરવા ગયા તો મૂઆ સમજજો. આપણે સૂર્યલોકના આત્મા છીએ એ વાત તમે કેમ ભૂલી જાઓ છો !"

"ત્યારે શું કરીશું !" મેં પૂછ્યું.

"એનો ધીમે ધીમે વિચાર કરીશું. વિચાર કરીને કાંઈ યુક્તિ શોધી કહાડીશું. બહાદુરભાઈ, હાલ આપણે ઘણીજ નાજુક અને ગંભીર સ્થિતિમાં છીએ. માટે કાંઈ પણ કરતાં કે બોલતાં પહેલાં ખૂબ વિચાર કરજો. અનુચાચા, તમને પણ કહું છું........"



# પ્રકરણ ૩૨ મું.

## બોલતો બંધ કર્યો

આગળ બોલવા જાય છે એટલામાં બહાર કોઈક બે માણસો વચ્ચે વાતચિત થતી હોય તેવા સ્વર સંભળાયા. અમે તરત ચૂપ થઈ ગયા. પળવાર પછી હનિફકુઝે બારણામાંથી ડોકિયું કર્યું અને નમ્રતાપૂર્વક પૂછ્યું—

"અમારા યુવરાજ આપની તહેનાતમાં આવવા રજા માંગે છે. આજ્ઞા છે?"

પ્રતાપરાયે મારી સામે જોયું. મેં કહ્યું—"મહારાજ, આપણી ધ્યાનાવસ્થાનો સમય થયો છે. અને હવે આપણે બીલકુલ અબોલ થવાનું છે. છતાં થોડીક પળ માટે આવવું હોય તો ભલે આવે."

પ્રતાપરાયે રજા આપી. એટલે બેઉ જણા અંદર આવ્યા. નમન કરીને તેઓ અમારી સામે ચટાઈ ઉપર બેઠા. થોડી વાર સુધી કોઈ કાંઈ બોલ્યું નહિ.

પ્રતાપરાયે પૂછ્યું—"અહીંથી પાછા આગળ ક્યારે જવાનું છે?"

"કાલે સવારના પહોરમાંજ આપણે જવાનું થશે. આજે સાંજે અમે અહીંથી દૂતો રવાના કરી દીધા છે. તેઓ આખી રાત ચાલતા મુસાફરી કરીને સવારે અમારા મહારાજની પાસે જઈ પહોંચશે. તેઓ આપના આગમનની ખબર મહારાજશ્રીને આપશે. તે પછી આપને લાયક સત્કાર આપવાની બધી તૈયારી થશે." હનિફકુઝે જવાબ આપ્યો ને પછી હસીને બોલ્યો—"આપના જેવા દૈવી આત્માઓ અમારે આંગણે વારેવારે થોડાજ પધારવાના છે? એટલે અમારે જેમ બને તેમ વધારે ધામધુમથી આપનો સત્કાર કરવોજ જોઈએને?"

પ્રતાપરાયે કાંઈ જવાબ આપ્યો નહિ. પરંતુ ગંભીરપણે આ બંનેના પ્રત્યે જોઈ રહ્યા. હનિફકુઝ અને સાકા આવે રાતને વખતે

શા માટે આવ્યા હતા તે સમજાતું ન હતું. ઇનફફુઝને માટે કાંઇ વહેમ ન હતો. પણ સાકાની વૃત્તિ પાછળના ભાગમાં કાંઇક શંકાભરેલી લાગતી હતી. જ્યારે એણે ભડકા નીકળતા જોયા અને દૂરથી બળદ વીંધાતો જોયો ત્યારે એ મહાત થયો હતો ખરો. પરંતુ બીજા પામર માનવીઓની પેઠેજ અમે પણ ખાઇએ છીએ ને આરામ લઇએ છીએ એવું જ્યારે તેણે જોયું ત્યારે અમારા દૈવીપણા વિશે એને શક લાગવા માંડ્યો હતો એમ તેના ચહેરાના ભાવો પરથી લાગતું હતું. આ અનુમાનમાં પ્રતાપરાયની સાથે હું યે સંમત થતો હતો. એટલે સાકાને ફરી એક ચમત્કાર બતાવવાની જરૂર છે એવું અમે નક્કી કર્યું હતું.

ઇનફફુઝે બોલવાનું ચાલૂ રાખ્યું—

"મહારાજ, આપ જશો ત્યારે નગરને પાદરે કમાનો બંધાશે. અમારા રાજાજી અને ગગોલા ડોશી મોટું સામૈયું લઇને આપને તેડવા આવશે. ત્યાં સ્ત્રીઓના તથા મરદોના કેટલાયે નાચ થશે. ગામના ડોસાઓ આપનાં ઓવારણાં લેવા આવશે. અમારે ત્યાં કોઇ પણ મોટા મેમાન આવે ત્યારે આવું કરવાનો રીવાજ છે."

અમે સાંભળીજ રહ્યા.

"આ અમારા યુવરાજ સાકા છે. તમને આપની સાથે વાત કરવાનું મન છે. એ આપની કેટલીક વાતો સાંભળવા આવ્યા છે. આપ સૂર્યલોકના દેવતા છો. તો સૂર્યલોક કેવો છે અને ત્યાં આપ કેવી રીતે રહો છો તે એમને જાણવું છે."

"જો એમને જાણવું હોય તો એ પોતેજ શા માટે પૂછતા નથી. પોતે પૂછશે તો હું ખુશીથી સમજાવીશ." પ્રતાપરાયે જવાબ આપ્યો.

ઇનફફુઝે સાકાની સામે જોયું. અને બંને માંહોમાંહે ઘુસપુસ કરવા લાગ્યા. દરમ્યાન પ્રતાપરાય પોતાની જગા પરથી ઉતરી સાકાની પાસે આવ્યા અને તેના માથાની ઉપર તથા શરીર ઉપર અધ્ધર

હાથ ઉતારી મેસ્મેરીઝમના પાસ આપવા લાગ્યા. માત્ર ત્રણ ચાર પાસ ઉતારતાંજ સાકાની જીભ તોતડાવા લાગી અને પળવારમાં તો તે બોલતો બંધ થઇ ગયો. ઇનફ્રુઝની સાથે તે વાત કરતો હતો તે વાતચિત અધુરી રહી ગઇ. આથી તે ગભરાવા લાગ્યો. તે બોલવાને માટે ઘણો પ્રયત્ન કરે, ઉછાળા મારે, ડોકું આમ તેમ હલાવે, પરંતુ કાંઇ વળે નહિ. એની જીભ ટાળવે ચોંટી ગઇ હોય તેમ સજ્જડ થઇ હતી. બોલવાને માટે તે બહુજ અકળાવા લાગ્યો.

તે જોઇ પ્રતાપરાયે તેને કહ્યું—"પામર માનવી, તારા મનમાં તું એમ ધારતો હશે કે તારા અંતરમાં શું ચાલી રહ્યું છે તેની અમને ખબર નથી. પણ યાદ રાખજે કે ભગવાન સૂર્યદેવ આ લોક તેમજ બીજા લોકના સર્વ પ્રાણી માત્રના અંતરની વાત જાણે છે. અને તેમની પ્રેરણાથી અમે પણ એ બધી વાત જાણી શકીએ છીએ. તારા મનમાં અમારે વિશે કેટલીક શંકા પેઠી છે અને તેથી ભગવાન સૂર્યદેવે તને આ શિક્ષા કરી છે. તું ગમે તેટલો પ્રયત્ન કરશે તોયે એક હરફ પણ બોલી શકશે નહિ. જ્યાં સુધી તેં મનથી કરેલા અપરાધની તું માફી માંગશે નહિ, ત્યાંસુધી તારાથી બોલી શકાશે નહિ."

આ સાંભળીને સાકા તો બહુજ ગભરાવા લાગ્યો. ઇનફ્રુઝ પણ એની સ્થિતિ જોઇને આશ્ચર્યચકિત થઇ ગયા. સાકાનું મોં તો રડવા જેવું થઇ ગયું. તેની આંખમાં પાણી પણ આવ્યાં. તેણે બોલવાને માટે હોઠ તો બહુજ ફફડાવ્યા. પણ તે કશો ઉચ્ચાર કરી શક્યો નહિ. આખરે તેણે હાથ જોડ્યા અને કરગરવા લાગ્યો. બોલી શકાય એમ તો હતું નહિ; એટલે જુદા જુદા હાવભાવ કરીને તે દયા યાચવા લાગ્યો.

પ્રતાપરાય નિર્લેપપણે તેની પ્રત્યે જોઇ રહ્યા. પરંતુ મને દયા આવી. મેં ઉઠીને સાકા પાસે આવી પૂછ્યું—"હવે ફરી વાર અમારે વિશે આવો વિચાર કરીશ?"

રડમસ ચહેરે તેણે નકારમાં ડોકું ધૂણાવ્યું અને પોતાના અપરાધની ક્ષમા માંગવાના હાવભાવ કરવા લાગ્યો. મેં પ્રતાપરાયને હાથ જોડીને વિનંતિ કરી કે "મહારાજ, આ પામર પ્રાણીનો એક વારનો અપરાધ ક્ષમા કરો. એ અણસમજુ અજ્ઞાન આત્મા છે. એના પ્રત્યે દયા લાવવાની જરૂર છે."

પ્રતાપરાયે ગંભીરપણે કહ્યું—"જો એ બીજી વાર આવો અપરાધ નહિ કરવાની અને હંમેશ આપણા પ્રત્યે વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લેશે તો ભગવાન સૂર્યદેવ એને માફ કરશે."

મેં ઉપલી શરત સાકાને સમજાવી. ભાંગીતૂટી ભાષામાં હાથનાં ઇશારતો કરીને સમજાવી. તે કબૂલ થયો. બોલી ન શકવાથી તે એટલો બધો ગભરાઇ ગયો હતો કે ગમે તે શરતે વાચા પાછી મળે તે માટે તૈયાર હતો. તે પ્રતાપરાયની પાસે દોડી ગયો અને તેમના પગ પકડી યાચના કરવા લાગ્યો. જમીન સાથે માથું લગાડી, નાક ઘસી, માફી માંગવા લાગ્યો.

આખરે પ્રતાપરાયે તેના ઝુલફા વાળ પકડીને તેનું ડોકું ઉંચું કર્યું. પોતાની સામે તેનું મ્હોં ધરી રાખી પળવાર તેની આંખો સાથે આંખો મેળવીને જોઇ રહ્યા પછી તે બોલ્યા—"બોલ."

બોલ શબ્દ ઉચ્ચારતાંની સાથેજ સાકાની જીભ છૂટી થઇ. તે તે બોલ્યો—"ઓ ઓ. મને માફ કરો, ઓ ઓ. હું...હવે ફરી આવું નહિ કરૂં. હું તમારો સેવક છું. તમારો ગુલામ છું. મને માફ કરો."

પ્રતાપરાયે તેના વાળ છોડી દીધા ને તેને સામે ઉભો રાખ્યો. અને કહ્યું—"તું તારા મનમાં શું વિચાર કરે છે તે હું જાણી શકું છું, તે તેં તારી નજરે જોયું છે. ને તેં કરેલા પાપી વિચારનું ફળ તેં ભોગવ્યું છે. તું યુવરાજ છે, રાજાનો કુંવર છે તેથી તને શિક્ષા માફ કરવામાં આવે છે. તારી જગાએ બીજો કોઇ હોત તો તે જીંદગી સુધી મૂંગો રહેત. હવે પછી પણ તું જે કાંઇ મનમાં વિચાર કરશે

તેનું ફળ તને તરતજ મળશે."

સાકાએ હાથ જોડીને કહ્યું–"મહારાજ, મને આપના પ્રભાવની ખબર ન હતી. આપે મારો અપરાધ માફ કર્યો છે, તેથી હું બહુજ ઉપકારવશ થયો છું. હવે પછી હું હંમેશ આપનો તાબેદાર સેવક છું ને આપનો કોઇપણ હુકમ માથે ચઢાવવા તૈયાર છું. આપ મારા પર વિશ્વાસ રાખજો."

એમ કહીને તેણે ફરીવાર નમન કર્યું. ઇનફહુએ પણ નમન કર્યું. પછી રાત ઘણી થઇ હોવાથી અમે તેમને વિદાય કર્યા.

આટલું હોવા છતાં આ જંગલવાસીઓ ઉપર પૂરીપૂરી શ્રદ્ધા અમારાથી રખાય તેમ ન હતું. રાત્રે ઉંઘતા હોઇએ તે વખતે કાંઇ દગો થાય તે સામે અમારે સાવધતા રાખવીજ જોઇએ. એમ અમને બન્નેને લાગ્યું. તેથી એકી વખતે ત્રણ ઉંઘે અને એક જાગે એ પ્રમાણે નક્કી કરી વારા બાંધી અમે સુતા. પહેલી રાત્રે ચંબોપા જાગતો બેઠો. અમે ત્રણ અતિશય શ્રમને લીધે ગાઢ નિદ્રામાં પડયા.

## પ્રકરણ ૩૩ મું.

## લુવા નગરીમાં

બીજે દિવસે સવારના પહોરમાં વહેલા ઉઠયા. તે વેળા ઇનફહુઝ અને તેના બે માણસો અમારી ઝુંપડીની બહાર આવીને અમારા હુકમની વાટ જોતા બેઠા હતા. તેમણે એક ટોપલી ભરીને જંગલી જમરૂખ આણ્યાં હતાં. સવારના પહોરમાં નાસ્તા તરીકે અમારે તે ખાવાનાં હતાં. પાણી મંગાવીને મ્હોં ધોયા પછી અમે બન્નેએ જમરૂખ ખાધાં. એટલામાં એક માટલું ભરીને ચોખાની રાબ આવી. તે પણ વાડકા ભરીને પીધી.

પછી અમારી મુસાફરી પુનઃ શરૂ થઇ. અમારી બંદુકો તથા સામાનની પોટલી લઇને અમે સજ્જ થઇ ગયા. બંદુકો ઉંચકવા

માટે ઇનફ્રુઝે માણુસ આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી. પરંતુ અમે કહ્યું કે, “અમારી એ પવિત્ર જાદુઇ લાકડીઓ અમે કોઇ પણ પામર મનુષ્યને આપી શકતા નથી. વળી એ લાકડી એવી છે કે એનો કોઇ સ્પર્શ કરે અને તે માણુસ જો પાપી હોય તો તેને માથે ભૂત આવી બેસે છે.”

ભૂતની વાત સાંભળીને ઇનફ્રુઝે બંદુકનું નામ લેવાનું કે તેને વિશે કશી વાત કરવાનું છોડી દીધું.

થોડી વારમાં ગઇકાલવાળી અમારી પાલખીઓ આવી પહોંચી. અમે તેમાં ગોઠવાયા અને સરઘસના આકારમાં સાલીવાન રાજાના એ વિશાળ પુરાણા માર્ગ ઉપર પ્રયાણુ કરવા લાગ્યા.

× × ×

તે આખો દિવસ લગભગ આઠ કલાક અમે કેવી રીતે મુસાફરી કરી તેનો બારીક વિગતવાર હેવાલ આપીને હું વાંચકોને કંટાળો આપવા નથી ઇચ્છતો. રસ્તામાં અમને કાંઇ કાંઇ દૃશ્યો જોવાને મળ્યાં. કેટલાંક જંગલી જાનવરો જે માત્ર આ પ્રદેશમાં જ પેદા થાય છે તે દેખાયાં. હીપોપોટેમસ અને રાઇનોસીરોસ જેવાં પ્રાણીઓ અમારા માર્ગમાં કોઇ કોઇ સ્થળે નજરે પડતાં અને અમારું સરઘસ આવતું જોઇને ભય પામી ઝાડીઓમાં અદૃશ્ય થઇ જતાં. ઇનફ્રુઝ અમને એ પ્રાણીઓ વિશે તથા તેમની ખાસીયતો વિશે સમજાવતો. બપોરે લગભગ બાર વાગે અમે માર્ગમાં એક જગાએ વિસામો લઇ ભોજન વિધિ કરી હતી.

\+ + +

જ્યારે અમે લુવાનગર પાસે આવી પહોંચ્યા ત્યારે સંધ્યાકાળ થવા આવ્યો હતો. સૂર્યનારાયણુ પશ્ચિમમાં અસ્તાચળ ઉપર ઝઝૂમી રહ્યા હતા. અમે એક ટેકરી પરથી પસાર થતા હતા તે વેળા અમે દૂરથી લુવાનગરીનો એકંદર દેખાવ જોઇ શક્યા. લગભગ ત્રણ ચાર હજાર નાનાં મોટાં ઝૂંપડાં હશે. વચ્ચેના ભાગમાં ઝૂંપડાં

પાસે પાસે હતાં, અને ગામના છેડાએ પર છૂટાં છવાયાં નજરે પડતાં હતાં. વચ્ચેના ભાગમાં એક બહુજ મોટું ને ઉંચું ઝાડ દેખાતું હતું. તે ઝાડ પર એક મોટો ઝુંડો બાંધેલો હતો. તે બતાવીને ઇનફ્રુઝે કહ્યું–

"જૂઓ મહારાજ, પેલો અમારા રાજા સાહેબનો ધ્વજ છે. આ બધું દેખાય છે તે અમારા રાજ્યનું રાજધાનીનું શહેર છે. તેમાં પેલો જે એક ખૂણા પર ઉંચો ને ધોળો દેખાય છે તે અમારા રાજાનો મહેલ છે."

તેણે જે તરફ આંગળી બતાવી તે તરફ અમે નજર કરી. તો બીજાં બધાં ઝુંપડાં કરતાં કંઇક મજબૂત અને પાકી બાંધણીવાળું વિશાળ ઘર નજરે પડયું. તેની ભીંતો પર ચૂનો ઢોળેલો હોવાથી તે સફેદ દેખાતી હતી અને છાપરાં પર નળીઆં ગોઠવેલાં હોય એમ લાગતું હતું.

થોડી વાર પછી અમારી પાલખીઓ ટેકરીનો ઢાળ ઉતરીને નીચે આવી. એટલે ઢોલ પડઘમના જેવો ઘોર અવાજ અમને સંભળાવા લાગ્યો. સાથે એક સરખો અવાજ કાઢ્યા કરતી પીપીઓ પણ વાગતી સંભળાઈ. તે અવાજને ઉદ્દેશીને ઇનફ્રુઝ બોલ્યો,

"જોયું? મહારાજ, અમારા રાજાએ આપને લેવા માટે સામૈયું મોકલ્યું છે."

થોડી વાર પછી અમને આવકાર આપવાને સામા આવેલા ટોળાને અમે નજરે જોઈ શકયા. અહાહા! કેટલાં બધાં માણસો! લગભગ બે હજાર હશે. તેમાં પુરૂષો સાથે સ્ત્રીઓ પણ ખરી. પુરૂષોએ દોઢ હાથની લંગોટી વાળેલી અને સ્ત્રીઓએ વલ્કલો વડે પેટથી જાંગ સુધીનો ભાગ ચોમેરથી ઢાંકેલો. બંનેએ કોડીઆં અને મણકાની માળા અને દર્શનીઆં પહેરીને પોતાનાં શરીરોને ખૂબ શણગારેલાં હતાં. સૌથી આગળ ચાલનારાં પચાસેક માણસો ઢોલકાં અને પીપીઓ વગાડતાં હતાં.

થોડી વારમાં તેઓ અમારી સાથે ભેગાં થયાં અને વાજતે

ગાજતે અમારી સ્વારી ગામ ભણી ચાલી. વચમાં રસ્તા ઉપર ઠેકાણે ઠેકાણે શણગાર કરવાનો પ્રયાસ કર્યો હતો. કેટલેક ઠેકાણે ઝાડની કમાન બનાવેલી હતી. કેટલેક સ્થળે દોરડાં બાંધીને કેળાં, અનેનાસ, નાળીયેર વગેરેનાં તોરણો બાંધ્યાં હતાં.

તે તોરણોની તળીએ થઈને પસાર થતા અમે થોડી વારમાં લુવાનગરીમાં જઈ પહોંચ્યા. જાણે અમે કોઈ નવાઈની અજાયબી ભરેલી વસ્તુઓ હોઈએ તેમ–ઘેરેઘેરનાં માણસો અમને જોવાને ભારે ઉત્સુકતાથી બહાર નીકળ્યાં હતાં. આસપાસથી આવી પહોંચેલાં સેંકડો માણસોને લીધે રસ્તામાં ભારે ઠાઠ જામી હતી. તેઓમાંના ઘણા અમને પોતપોતાની રીતે નમન કરતા હતા. અમે તે સૌના પ્રણામ ઝીલતા અને અમારી દેવી હ્રદયથી તેમને આશિર્વાદ આપતા હતા. એ પ્રમાણે ચાલતું અમારૂં સરઘસ જ્યારે ગામની વચ્ચેના વિશાળ ઝાડ પાસે આવી પહોંચ્યું ત્યારે સૂર્યાસ્ત થઇ ગયો હતો. અને સૂર્યાસ્ત પછી કેટલીક વાર સુધી ભટક્યા કરતો અરૂણનો આછો પ્રકાશ હજુ સૃષ્ટિની વિચિત્રતાને સુંદરતા અર્પણ કરતો હતો. એ આછા પ્રકાશમાં અમે જોયું તો માલમ પડયું કે તે ઝાડ કાંઇ નાનુસૂનું ન હતું. લગભગ બે હજાર માણસ એના છાંયડામાં બેસી શકે એવું ગંજાવર તે ઝાડ હતું. અને આઠ હજાર માણસ બેસી શકે એવડું તે ઝાડની આસપાસ વિશાળ ચોગાન પણ હતું. મને લાગ્યું કે આ ચોગાન તે આ ગામના અને કદાચ આખા કાલાફૂવાના રાજ્યનો ટાઉન હોલ હોવો જોઇએ. રાજ્યની બધી જાહેર મીટીંગો અહીં થતી હોવી જોઇએ.

અને ઇનફૂકુઝને પૂછતાં એ બાબતની ખાત્રી થઇ. તેણે કહ્યું કે, "જ્યારે જ્યારે રાજાની વરસગાંઠ કે એવો જ કાંઈ ખાસ પ્રસંગ હોય છે ત્યારે ત્યારે આ મેદાનમાં આખા ગામની સભા થાય છે. આવતી કાલે સવારે આપના માનમાં અહીં એક સભા થશે."

મેં પૂછયું, "તમારા રાજા અમને ક્યારે મળશે?"

"તે વિશે આજે રાત્રે હું તેમને મળીને તપાસ કરીશ. અને આપને સવારે જણાવીશ. ત્યાંસુધી આપ નિરાંતે આપના ઉતારામાં આરામ કરો."

એમ કહીને તેણે અમને અમારા ઉતારાનું ઘર બતાવ્યું. ઝાડવાળા ચોગાનની પાસે જ તે હતું. તેને સારી રીતે સાફસુફ કરીને તોરણો વડે શણગારેલું હતું. અમને તેમાં રહેવા માટે જરૂરની બધી વસ્તુઓ, અલબત્ત, આ જંગલી પ્રદેશમાં પ્રાપ્ત હોય તે, ત્યાં લાવીને ગોઠવી હતી.

અમે તે ઘરમાં પેઠા એટલે ઇનફુફુઝે સરઘસમાં ભેગાં થયેલાં લોકોને વિખરાઇ જવાનો હુકમ આપ્યો. અને અમારી તહેનાતમાં ત્રણ ચાર ગુલામો મૂકીને પોતે નમન કરી વિદાય થયો.



## પ્રકરણ ૩૪ મું.

## ટવાલાગુની પાસે

તે રાત્રે નોંધવા લાયક એવું કશું બન્યું નહિ. જે ભોજન અમને મોકલવામાં આવ્યું તે પેલા જંગલના વિસામાવાળા ભોજન કરતાં સારૂં હતું. અહીં કેટલુંક રાંધેલું ધાન્ય આવ્યું. તેમાં દાળભાત જેવી કંઇક વાની પણ હતી. પણ તે રાંધેલી માટલામાંજ. ધાતુનાં વાસણો આ પ્રદેશમાં જવલ્લેજ નજરે પડતાં. ગામમાં ફક્ત એક લુહાર હતો. તે લોકોને કુહાડીઓ, ભાલા, છરા વગેરે હથિયાર બનાવી આપતો. માત્ર ટવાલાગુ રાજાને ત્યાં તાંબાનાં તથા લોખંડનાં વાસણો હતાં. ગામના લુહારને રાજાના હુકમ સિવાય કોઇને પણ ધાતુનાં વાસણો બનાવી આપવાની મનાઇ હતી, એવું તપાસ કરતાં અમને માલૂમ પડ્યું.

સવારે અમે ઉઠ્યા ન ઉઠ્યા એટલામાં એક અનુચર બળદ પર બેસીને આવ્યો. તે ટવાલાગુ રાજાનો સંદેશો લાવ્યો હતો.

અમને બધાને પ્રણામ કરીને તેણે કહ્યું કે, " મહારાજ, આજે એક ઘડી પછી સામેના ચોગાનમાં મોટી સભા ભરાશે. તેમાં આપ આવજો. ટવાલાગુ મહારાજ પણ તેમાં આવશે અને આપ ખરેખર સૂર્યલોકના આત્મા છો કે કેમ તેની પરીક્ષા કરવામાં આવશે."

એટલું કહીને તે માણસ તો નમન કરીને ચાલ્યો ગયો. અમે પાછા વિમાસણમાં પડ્યા. વળી પાછી પરીક્ષા કરવાની બાકી રહી છે ? એક વાર તો ખાત્રી થઇ ગઇ. ઇનક્રુઝ અને સાકાને તો ચમત્કાર બતાવ્યો. તેણે શું રાજાને વાત કરી નહિ હોય ? કરીજ હશે. છતાં રાજા પારકી વાત માને તેવો નહિ હોય. કોણ જાણે કેવો એ રાજા હશે ? હજાર સ્રીનો ધણી ? દુશ્મનોનો કાળ ! પોતાના ભાઇને નસાડનાર ! ગગોલા ડાકણનો માનીતો શિષ્ય ! કોણ જાણે એ કેવો હશે ? અને અમારી શી રીતે પરીક્ષા કરશે ?

બનુચાચાના તો હોંસકોસ ઉડી ગયા. તેમના ગભરાટનો પાર ન હતો. અમારી તહેનાતમાં આપેલા ગુલામો આઘાપાછા થયા. એટલે તેમણે પ્રતાપરાયને કહ્યું—

"ડાકટરસાહેબ, આ તો પાછા મોકણના સમાચાર આવ્યા ! આ આફતમાંથી કેવી રીતે ઉગારો થશે ? ડાક્તરસાહેબ, ટવાલાગુ રાજા કંઇ જેવો તેવો નથી. તે મહાન વિકરાળ ને ક્રોધી છે. નાનાં બાળકો તો તેનું મોઢું જોઇનેજ રડી પડે એવો તે ભયંકર છે. એના હાથની પરીક્ષામાં પસાર થવું એટલે બળતી ભઠ્ઠીમાં થઇને જીવતા બહાર આવવું...મારા ક્યાં ભોગ લાગ્યા કે તમારી સાથે આવા સાહસમાં જોડાયો ! "

પ્રતાપરાયે તેમને ઠંડા પાડીને કહ્યું કે, " ચાચા, એમ ગભરાઇ ગયે કાંઇ ઉગારો થાય નહિ. કામ વિકટ છે ખરું, પરંતુ તેને જોતાં વારજ આપણે હિંમત ખોઇ બેસીએ તો તેથી તે બેવડું વિકટ થાય છે. તમે એટલી ખાત્રી રાખજો કે આપણે હાથે કાંઇક અવનવી શોધ થવાની સરજાયલી છે. ખુદ અલ્લાની જ એવી મરજી

મરજી હોય એમ મને તો લાગે છે. જો તેમ નહિ હોત તો આવું ભયંકર અને જીવલેણ વિશાળ રણ ઓળંગીને અને આવી ઉંચી રાક્ષસીના પહાડો ઓળંગીને આપણે આ પ્રદેશમાં જીવતા આવી પહોંચતેજ કેવી રીતે? આજ પહેલાં બીજો કોઇ માણસ કે પ્રાણી એ દિશામાંથી આ તરફ આવેલો સાંભળ્યો છે ખરો?"

"ના. તેવું તો બન્યું નથી. અહીંના લોકો પણ કહે છે કે સેંકડો વરસ થયાં કોમોરૂકુના પહાડ ઓળંગીને કોઇ પણ માણસ આ તરફ આવવા પામ્યો નથી." બનુચાચાએ જવાબ દીધો.

"બસ ત્યારે." પ્રતાપરાય બોલ્યા—"જે કાર્ય આજે સેંકડો વરસ થયાં કોઇ પણ માનવી કરી શક્યો નથી, તે કાર્ય આપણે હાથે સફળ કરવામાં કુદરતનો કોઇ ભેદી હેતુ હોવો જોઇએ. ચાચા, તમે અલ્લાહ પર આકીન રાખો અને સાથે ખાત્રી રાખો કે તેમ કરવાથી એ પરવરદીગાર ગમે તેવી આફતમાંથી આપણને આપોઆપ ઉગારી લેશેજ."

આટલી વાતચિત થયા પછી થોડીજ વારમાં બહાર બે ચાર તતુડાં સામટાં ફુંકાયાં. સાથે એક બે ઢોલકાં પણ વાગતાં સંભળાયાં. શું છે તે જોવા માટે ઘરની એક ડોકાબારીમાંથી અમે ડોકીયું કર્યું. પાંચ સાત માણસો એક શેરીમાં તતૂડાં વગાડીને લોકોને કાંઇક કહેતા હતા, ને આગળ ચાલતા હતા. અમને તો નહિ સમજાયું. પણ અંબોપાએ કહ્યું કે, "અત્યારે આ ઝાડ નીચે સભા થવાની છે તેની આ લોકો દાંડી પીટે છે."

પછી અમારે માટે ખાવાનું આવ્યું. અત્યારે ચણાના રોટલા અને છાશ જેવી રાબડી આવ્યાં. લાવનાર માણસોએ અમારા પ્રત્યે કંઇ ખાસ પૂજ્ય ભાવ કે મમતા બતાવ્યાં નહિ. ઘરની વચમાં જમીન પર ઠાંગરાં મૂકીને તે બાજુએ ઉભા રહ્યા. અમે તેમને બહાર જવાનું કહ્યું ત્યારેજ તે બહાર ગયા.

નાસ્તો કરી રહ્યા એટલે દાંડી પીટનાર ટોળું મેદાનમાં ઝાડ

પાસે આવી રહ્યું. અને ઢહુમ ઢહુમ કરીને ઢોલ તથા પીપીઓ વગાડવા લાગ્યું. થોડીજ વારમાં તેની આસપાસ સ્ત્રી પુરૂષોનું ટોળું ઝામવા લાગ્યું. ચોમેરેથી લોકો ઝુંપડાં બંધ કરી કરીને મેદાનમાં આવવા લાગ્યાં. એ દેખાવ પણ જોવા લાયક હતો. જાણે ગોળનો ટુકડો ચાટવાને કીડીયારૂં ઉભરાતું હોય તેવી રીતે લોકો આવતાં હતાં. પાએક કલાકમાં તો ત્યાં અસંખ્ય લોક ભેગું થઇ ગયું. ઝાડની આસપાસ તો લગભગ સો વારની ત્રિજ્યાનું એક કુંડાળું કરેલું હતું. તેની કોરણ પરથી લોકો હારબંધ બેસતા હતા. મેદાનની એક ઉંચાણવાળી જગા પર રાજાને બેસવા લાયક બેઠક બનાવવામાં આવી હતી. સૌ કોઈ રાજાની તરફ બરાબર જોઇ શકાય એવી રીતે ગોઠવાઇને બેસતા હતા. થોડે થોડે અંતરે ખુલ્લાં ધારીયાંવાળા ઝુલુઓ બંદોબસ્ત રાખવાને ચોકીદાર પેઠે ઉભા રહ્યા હતા.

રાજાની બેઠકની ડાબી બાજૂએ કેટલીક જગા અલાયદી ખાલી રાખેલી હતી. એક તતુડું ફુંકાયું અને સ્ત્રીઓનું એક ગંજાવર ટોળું ત્યાં આવીને ગોઠવાયું. અંબોપાએ અમને સમજાવ્યું કે એ બધા ટવાલુગુ રાજાની રાણીઓ છે. એ રાણી- ઓમાં પણ એક સૌથી મોખરે બેઠી હતી. તેના શરીર ઉપર કીડીઆં મણકાના દાગીનાનો સુમારજ ન હતો. તેણે ડોકમાં એક બે કંઠી સોના ચાંદી જેવી ચળકતી ધાતુની પણ નાંખી હતી. અને કાચા હીરાના ટુકડાઓનો હાર છાતીની નીચે લટકે એવી રીતે પહેર્યો હતો. દેખાવમાં તે સૌથી રૂપાળી લાગતી હતી. તેના શરી- રનો વર્ણ ગોરો હતો અને ચહેરાનો ઘાટ પણ સારો લાગતો હતો. આંખમાં મેંશ આંજ્યાથી તે ઘણી આકર્ષક લાગતી હતી.

બીજી રાણીઓમાંની પણ ઘણીએક દેખાવડી હતી. કેટલીકનાં શરીરનો વર્ણ ઉજળો હતો. ઘણીખરી તો રંગે કાળી મેંસ જેવી હતી. છતાં મ્હોંનો ઘાટ સુડોળ હોવાથી મોહક લાગતી હતી. કોઇકને તેની માંજરી આંખ માટે, કોઇકને તેની આંખની લાંબી ફાડ

માટે. કોઇકને લાંબા શેષ નાગ જેવા વાળ માટે, કોઇકને મકાઇના દાણા જેવા લાલ, પીળા કે સફેદ દાંત માટે—એમ જુદી જુદી ખાસીયતો—વિશિષ્ટતા—ને માટે જુદી જુદી રાણીને ટવાલુગુ મહારાજે પસંદ કરી પોતાની બનાવી હતી. એ રાણીઓ કાંઇ બીજા રાજાઓની રાણીઓ પેઠે પડદા બીબી થઇને રહેતી નહિ. પરંતુ છડેચોક ખુલ્લે મ્હોંડે ફરતી. કેટલીકને તો સાથે ચોપદાર કે સિપાઇની યે જરૂર લાગતી નહિ. અને તેવી અતુલ બળવંતી રાણી વખત આવ્યે કોઇક તુમાખી હરામખોરો સાથે મારામારી કે દંડાબાજી કરતાંયે જરા અચકાતી નહિ. કેટલીકને તો ટવાલુગુએ તેના અદ્‌ભુત શરીરબળ માટે પસંદ કરી હતી.

એ બધી રાણીઓ સભામાં આવીને પોતપોતાની જગાએ બેઠી. ફાનફૂઝ, સાકા વગેરે તો પહેલેથીજ આવીને પોતાને નિશ્ચિત સ્થાને ગોઠવાઇ ગયા હતા. અમારે માટે સભામાં ખાસ બેઠક રાખેલી હતી. તે અમે બારીમાંથી જોઇ શકતા હતા. થોડી વારમાં બૂમ પડી કે રાજાજી આવે છે. તે વખતે એક સરખો સણસારો આઠ હજાર માણસની સભામાં પસાર થઇ ગયો. બધા જાણે ડાહ્યાડમરા નિશાળીયા હોય તેમ સરખા બેસી ગયા. ફાનફૂઝ અને સાકા અમને તેડવા આવ્યા. અમે તો તૈયારજ હતા. અમે બેઠક પર જઇને ગોઠવાયા.

પછી તુરતજ ટવાલાગુ મહારાજ આવી પહોંચ્યા. તેમની સાથે ચોપદાર વગેરેનું પચાસેક માણસનું સરઘસ હતું. તે આવ્યા એટલે આખી સભા ઉભી થઇ. રાજાએ પોતાની બેઠક લીધી એટલે સૌ બેઠા. રાજાએ એક તીક્ષ્ણ નજર સભામાં એક નાકેથી બીજા નાકા સુધી ફેરવી. અમારી સાથે નજર મળતાંજ અમને તેણે બહારથી આવેલ વ્યક્તિ તરીકે ઓળખ્યા, ને મ્હોં મલકાવ્યું. શું એનું મ્હોં! મોટી મોટી ભયાનક મૂછો ને થોભીઆ! બકરાનાં શિંગડાં પેઠે દાઢીના બે ભાગ પાડીને ગુંચળાં વાળેલા. ઉંડી ને વિકરાળ આંખો. કાન ઉપર પુષ્કળ વાળરૂપી ઝાડી ઉગેલી. છાતી, હાથ, બગલો

વગેરે ભાગો વાળથી છવાઇ ગયેલા. તેણે મ્હોંડા ઉપર તથા શરીરે જાતજાતનાં જંગલી ફુલોનાં સુગંધી લેપન લગાડયાં હતાં. એના હાથ અને પગ થાંભલા જેવા જાડા હતા. એકેક આંગળી એકેક ઇંચ જાડી હશે. અને તેના ઉપર મોટા મોટા નખ વધારેલા. એનો આખો દેખાવ એવો ભયાનક હતો કે નાનાં બચ્ચાં તો એને જોઇનેજ ડ્રગતાઇ જાય. આપણાં પુરાણોમાં નૃસિંહ અવતારનું જે વર્ણન આવે છે તેવુંજ એનું સ્વરૂપ હતું.

બધી સભા રાજાને એકીટસે જોઇ રહી હતી. થોડી વાર પછી તેણે બોલવા માંડયું. કેવો પહાડી ખડખડતો અવાજ! જાણે માટલીમાં મંજા ભરીને ખખડાવ્યા હોયને! તેણે કહ્યું—"ઇનિકફુક, આ માણસો સૂર્યલોકમાંથી આવ્યા છે એમ તું કહે છેને?"

ઇનકફુકે કમ્મર સુધીના શરીર વડે કુર્નીસ કરીને જવાબ દીધો—"હાજી."

ટવાલુગુ બોલ્યો—"અચ્છા. સબ દેખા જાયગા. સૂર્યલોકના આત્મા કેવા હોય છે તે આજ સુધી આપણે જાણતા ન હતા તે આજે જાણીશું! પહેલાં તો..."

તે આગળ બોલવા જાય છે એટલામાં થોડે દૂર બેઠેલા એક માણસને છીંક આવી. છીં...છીં...છીં...ત્રણ સામટી છીંકો!

## પ્રકરણ ૩૫ મું.

### એક નજીવો વધ!

આખી સભા જાણે કોઇ ભયાનક અનર્થ થયો હોય તેમ ભડકી ઉઠી. ભર સભામાં અને ખુદ ટવાલુગુ મહારાજની હાજરીમાં આવડી મોટી છીંકો! અને તે યે એક બે નહિ, પણ ત્રણ ત્રણ લાગલગાટ છીંકો! કેવાં ભયંકર અપશુકન! ટવાલુગુ મહારાજને છીંક માટે ભારે તિરસ્કાર હતો. એમ નહિ કે પોતાને છીંક આવતીજ ન હતી. પરંતુ પોતાની

હાજરીમાં કોઇ માણસ છીંક ખાય તો તેથી તે પોતાનું ભારેમાં ભારે અપમાન થયું એમ માનતો. તેણે છીંક ખાનાર માણસ તરફ પોતાની નજર ફેરવી. તેની આંખમાંથી જાણે અગ્નિ વરસવા લાગ્યો. પેલો માણસ થરથર ધ્રૂજવા લાગ્યો. તે ચાળીસેક વરસનો પ્રૌઢ ઉમ્મરનો હતો. તે જાણતો હતો કે ટવાલાગુ મહારાજની હાજરીમાં ને ભર સભામાં છીંક આવે એટલે મોતજ આવ્યું એ નક્કી !

અને ખરેખર, એ છીંકનાર વ્યક્તિ ઉપર તે ને તેજ વખતે મોતનો હુમલો આવ્યો. ટવાલાગુએ પોતાની કરડી નજર તે માણસના તરફથી ખસેડીને પોતાના દીકરા તરફ ફેરવી. ઘોઘરે અવાજે તે બોલ્યો—

"સાકા, હજુ કેમ જોઇ રહ્યો છે?"

શબ્દો સાંભળતાંજ સાકા ઉઠ્યો. તેણે પોતાની કમ્મરે ભેટમાં બાંધેલી જમૈયા જેવી લાંબી છરી બહાર કાઢી. પોતાની જગા પરથી ઉઠીને તે પેલા માણસ પાસે ગયો. તે માણસ ધ્રૂજતો ધ્રૂજતો પણ પોતાની મેળે ઉભો થયો. તેણે સાકાની તરફ પોતાનો હાથ લંબાવ્યો. સાકાએ તે હાથ ઝાલ્યો અને પેલાને તેની જગા પરથી ખેંચી વચલા ચોગાનમાં આણ્યો, ને ત્યાંથી ટવાલાગુ મહારાજના આસન પાસે લઇ ગયો. કસાઇએ કાન પકડીને ઝાલેલા ઘેટાની પેઠે તે માણસ સાકાની સાથે ગયો. ના. ઘેટાની માફક નહિ. કસાઇએ પકડેલું ઘેટું તો પોતાનું ભવિષ્ય સમજી જઇને કસાઇના હાથમાંથી છૂટવાને પ્રયત્ન કરે છે. આ જંગલી કાલારૂએ તો તેટલો યે પ્રયત્ન કર્યો નહિ. તે જાણતો હતો કે સાકાના હાથમાંથી છૂટવાનો પ્રયત્ન કરવો એટલે જે મોત પોતાને મળવાનું હતું તેના કરતાં દશ ગણું ભયંકર મોત—ભારે રીબામણ સાથેનું મોત પોતાને મળે એ નક્કી હતું. તે કોઇ પણ જાતના વિરોધ વગર સાકાની સાથે ગયો. સાકાએ તેને ટવાલાગુના આસનની સામે

ચોપગાં પ્રાણીની માફક બે હાથ ને બે પગ ઉપર ઉભો રાખ્યો. ને શું થાય છે, શું થવાનું છે તેની અમને સમજ પડે તે પહેલાં તો તેણે પોતાનો લાંબો છરો તે માણસની પીઠમાંથી છાતી સુધી આરપાર ઘોંચી કાઢ્યો !

તેજ ક્ષણે લોહીની ધારા ઉછળી. મરતા માણસે છરો પાછો ખેંચાતી વખતે "ઓ–ઓ–" એટલો ટુંકો પણ કારમો ઉચ્ચાર કર્યો. ને તરતજ તેનું શરીર મુડદું થઇને એક બાજુ પર ઢળી પડ્યું.

એટલે સાકા પોતાનો લોહીવાળો છરો તેલો ને તેવોજ મ્હમાં ઘોંચી પોતાની જગા પર જઇને બેઠા. પછી ટવાલાગુએ સ્ત્રીઓના ટોળા તરફ જોયું. તરતજ એની રાણીઓમાંની એક ઉભી થઇ. તેને કશું કહેવું પડે તેમ ન હતું. તે પેલા મુડદાની પાસે આવી અને તેનો પગ પકડીને જેમ વાઘરી મરેલું કુતરૂં ઘસડે તેમ ઘસડીને ચોગાનની બહાર તાણી ગઇ. એક આંચકો મારીને તેણે તે મુડદું દૂર, બને તેટલે લાંબે ફેંકી દીધું. એટલું કરીને તે પોતાની જગા પર આવીને બેઠી.

દરમ્યાન એક સ્ત્રી એક ટોપલામાં બારીક રાખ લઇને આવી પહોંચી. તેણે જ્યાં જ્યાં પેલા માણસના લોહીના ડાઘા પડ્યા હતા ત્યાં તેની ઉપર રાખોડી છાંટી તે દેખાતા બંધ કર્યા. ટોપલી પાછી મૂકી આવીને તે પોતાની જગોએ જઇને બેઠી.

આ બધું બન્યું તે એટલી બધી ઝડપથી બન્યું કે તેની દરેક વિગત વિશે પૂરતો વિચાર કરવાનો અમને સમય પણ મળ્યો નહિ. વર્ણન કરતાં જેટલી વાર લાગે તેના ચોથા ભાગ જેટલા સમયમાં એ આખોયે દારૂણ કિસ્સો બની ગયો. આવડી મોટી સભાની વચ્ચે એક નિર્દોષ માણસનો આખો ને આખો જાન લેવાયો. છતાં, જાણે તેમાં કશું નવીન ન હોય, કશું અસ્વાભાવિક ન હોય તેમ આખી સભા જાણે બીલકુલ નિર્લેપપણે જોઇજ રહી. કોઇએ ઓહ કે અરે જેવો ઉચ્ચાર સરખો કર્યો નહિ ! પાછળથી તપાસ

કરતાં માલૂમ પડ્યું કે આવી રીતે તો ટવાલાગુ મહારાજને કેટલીયે વાર માણસોના જીવ લેવા પડે છે. કોઈકને છીંક આવે, કોઈ ઉધરસ ખાય, કોઈ એની સામે અવળે પગે બેઠો હોય, કોઈ પૂંઠ બતાવીને ચાલે—એવા એવા અપમાનને માટે પ્રાણહરણ સિવાય બીજી શિક્ષા કરાતી નહિ. અને જાણે સાદું પ્રાણહરણ એ તો ઓછામાં ઓછી શિક્ષા હોય તેમ મનાતું. બાકી જાતજાતનાં રીબા-મણાં સાથેની પ્રાણહરણની શિક્ષાના અનેક પ્રકાર હતા. કોઈના હાથ પગના કાંડા કપાય, કોઈના દાંત ખેંચી કઢાય, કોઈના શરીર પરથી અમુક ભાગની ચામડી ઉતરાય, કોઈને ડામ દેવાય—એ પ્રમાણે સાદા મોત કરતાં ચઢીઆતા મોતની વિવિધ શિક્ષાઓ હતી. સાદા મોતની શિક્ષા સ્વીકારતાં કોઈ વ્યક્તિએ આનાકાની કે વિરોધ કર્યો એટલે તેને ઉપર ગણાવેલી એકાદ વિશિષ્ટ શિક્ષા થતી.

અને છીંક આવવા જેવા સાદા અપરાધને માટે મોત જેવી શિક્ષા કેમ અપાતી હશે, તે વિશે તપાસ કરતાં માલૂમ પડ્યું કે રાજાની હાજરીમાં કોઈ માણસને છીંક આવે એટલે આખી પ્રજામાં ભારે દુકાળ કે રોગચાળો ફાટી જ નીકળે એવી સૌ કોઈની માન્યતા હતી. એવી માન્યતા કેવી રીતે થઈ તે તો કોણ જાણે. પરંતુ એવી રીતે રાજાની હાજરીમાં છીંક ખાનાર માણસનો અંત આખી પ્રજાના હિતને ખાતર ત્યાં ને ત્યાંજ આવવો જોઈએ! ન તેમ થાય તોજ આખી પ્રજા પરની આફત ટળે એમ માન-વામાં આવતું હતું.

ગમે તેમ હોય; પણ આ દારૂણ ક્રિયા અમારી નજર સામે બનતો જોઈને અમારા તો રૂંવા ખડા થઈ ગયા. જો પહેલેથી ખબર હોત તો તે માણસને બચાવવાને પ્રયત્ન કરત અથવા આવી ગોઝારી સભામાં આવતજ નહિ. પણ હવે તેવું બને તેમ ન હતું. કારણ કે જાણે કાંઈ બન્યુંજ ન હોય તેવી રીતે સભાનો કાર્યક્રમ આગળ ચલાવવાને ટવાલાગુ મહારાજે હુકમ આપી દીધો.

તેમણે ઇનકફુઝને પોતાની પાસે બોલાવ્યો, ને ધીમે સાદે કાંઇક કહ્યું. તેના જવાબમાં ઇનકફુઝે અમારી પાસે આવીને કહ્યું કે, 'મહારાજ આપને વચમાં બોલાવે છે.'

એના જવાબમાં પ્રતાપરાયે જરા માથું ફેરવીને કહ્યું—"અમે સૂર્યલોકના આત્મા છીએ. નશ્વર પૃથ્વીના પામર જીવોની આજ્ઞાને આધીન થતા નથી."

ઇનકફુઝ બોલ્યો—"આપને વચમાં આવવાને શું વાંધો છે?"

"અમને વાંધો છે. અમે તારા રાજાની સામે જઇને ઉભા રહેવાના નથી." પ્રતાપરાયે જવાબ આપ્યો.

ઇનકફુઝ મુંઝવણમાં પડ્યો. અત્યારે ટવાલુગુ અને અમારી વચ્ચે ઝઘડો થશે એમ એને લાગ્યું. અને તે એને પસંદ નહિ પડ્યું. ઝઘડો થાય તો અમને આ ગામમાં લાવનાર તરીકે એને કદાચ ઘણું સહન કરવું પડે. ટવાલુગુથી તે બ્હીતો હતો. પણ અમારે માટે એને સહાનુભૂતિની લાગણી હતી. અને પ્રતાપરાયને હાથે એક બે ચમત્કાર જોઇને તો એને ભારે પૂજ્યવૃત્તિ ઉપજી હતી. અમારી શક્તિમાં એને શ્રદ્ધા હતી.

આથી તે કચવાતે મને પણ ટવાલાગુની પાસે ગયો, ને બંને જણા કાંઇક વાતચિત કરવા લાગ્યા. ટવાલાગુએ ઇનકફુઝને ધમકાવ્યો, તેના પ્રત્યે કડક શબ્દો વાપર્યા ને તેને બાજુએ ઉભો રાખ્યો. અને સાકાને ઉઠાડી કાંઇક હુકમ આપ્યો. સાકા ઉઠીને અમારી પાસે આવ્યો ને બોલ્યો—"મહારાજ, આપ વચલા ચોગાનમાં આવો. નહિ તો મારા બાપ કહે છે કે તમારો વધ કરાવીશ."

અમે કહ્યું—"તારા બાપને કહે કે અમારો વધ કરવા ઇચ્છનાર માણસ તેવો મનમાં વિચાર કરે તે પહેલાંજ તે જ્યાં બેઠા હોય ત્યાં તેના પ્રાણહરણ કરવાની અમારામાં તાકાત છે. એની ખાત્રી કરવી હોય તો વચમાં ઉભો કરો ગમે તે માણસને. સાકા, તેં તો પારખું જોયું છેને?"

રાજકુમાર થડકતે સાદે બોલ્યો—“મને તો આપના પ્રભાવ વિશે ખાત્રી છે. પણ મારા બાપ કાંઈ ઝટ માને તેવા નથી.”

“તું તારા બાપને ફરીથી સમજાવ કે જો અમારી સાથે સભ્યતાથી વર્તવામાં નહિ આવશે તો ભગવાન સૂર્યદેવનો કોપ તમારા ઉપર ઉતરશે. તમારાં ખેતરોમાં દવ લાગશે. ઢોરોમાં રોગ પેદા થશે અને તમે પણ દુકાળને લીધે ભૂખે ટળવળી મરણ પામશો. યાદ રાખજો.”

એટલું બોલતાં બોલતાં પ્રતાપરાયે ડોળા એવા તો કકડાવ્યા અને ચહેરા પર એવા હાવભાવ પ્રકટ કર્યા કે સાકા તેનાથી ઘણોજ બીધો. તે પોતાના બાપના સિંહાસન પાસે ગયો. ને તેને ધીમે સાદે કંઇક સમજાવી કાલાવાલા કરવા લાગ્યો. આખી સભા શું થાય છે તે ઉત્સુકતાથી જોઇ રહી. કોઇથી કાંઈ બોલી શકાય તેમ ન હતું.

થોડી વારે સાકા પોતાની જગાએ બેઠો ને રાજા પોતે ઉઠીને અમારી પાસે આવ્યો. તે બોલ્યો—

“હે જાદુગર મહાત્માઓ, મારો દીકરો કહે છે કે તમે ભારે ચમત્કાર કરી શકો છો. તમે દૂર ઉભા ઉભા ધારો તે માણસનો જીવ લઇ શકો છો તે જો ખરી વાત હોય તો પેલે સામી હારમાં ઉભેલા ગુલામોમાંથી એકને—હું બતાવું તેને—મારી નાંખો જોઇએ.”

આના જવાબમાં પ્રતાપરાય તિરસ્કારભર્યું હાસ્ય હસ્યા અને બોલ્યા—“અમે ન્યાયી ને નિષ્પક્ષ છીએ. નિર્દોષ માણસનો કદિ જીવ લેતા નથી. પણ પાપી માણસને તેના પાપની વાજબી શિક્ષા કરવા માટેજ અમારી આ જાદુઇ લાકડીનો ઉપયોગ કરીએ છીએ.” એમ કહીને તેમણે એક બંદુક ઉંચી કરી બતાવી. પછી કહ્યું—“છતાં જો તારે પારખું જોવું હોય તો એકાદ બળદ કે ગધેડાને ચોગાનમાં મંગાવ. ને પછી જો, કે એકવીશ પગલાં ચાલે તે પહેલાંજ તેનો જીવ જાય છે કે નહિ?”

આથી કાંઇ ટલાલુને સંતોષ થયો લાગ્યો નહિ. તે ડોકું

ધુણાવીને બોલ્યો—"ઉંહું, ગધેડો નહિ. માણસને મારો ત્યારેજ હું ખરૂં માનું."

મેં કહ્યું—"માણસને? ચલાવ. કંઇ નહિ આવી જા. તુ પોતેજ. અમે બીજાનો ફોગટ જીવ લેતા નથી. પણ જે માણસ પારખું જોવા માંગતો હોય તેનો પોતાનોજ વધ કરવામાં અમને કાંઈ વાંધો નથી. તું પોતેજ સામો આવી જા."

પણ રાજાને પોતાનો જીવ જોખમમાં નાંખવાની ઇચ્છા ન જણાઇ.

એટલે પ્રતાપરાયે કહ્યું—"નહિ તો તારા દીકરાને અમારી સામે ઉભો કર. પચાસ ડગલાં. સાઠ ડગલાં છેટે......"

પણ સાકાએ એ શબ્દો સાંભળ્યા કે તરતજ તે "ઓ બાપ રે, નહિ નહિ." કરીને બૂમ પાડી ઉઠ્યો અને પોતાની જગા પરથી ઉઠીને દોડતો દોડતો નાઠો ને થોડે દૂર એક ઝુંપડીમાં ભરાઇજ ગયો. તે જાણતો હતો કે મારો બાપ પ્રયોગને ખાતર મારા જીવને પણ જોખમમાં નાંખતાં અચકાય તેવો નથી.

સાકો નાસી ગયો તે જોઇને ટવાલાગુને ખાત્રી થઇ ગઇ કે અમારામાં કાંઈ દૈવી શક્તિ હોવી જોઇએ ખરી. છતાં, તેણે પોતાના માણસને એક ગધેડું હાંકીને ચોગાનમાં લાવવાનો હુકમ કર્યો ને પોતે પોતાની જગા પર જઇને બેઠો.

ગધેડું આવ્યું એટલે પ્રતાપરાયે બંદુક તાકીને ફટ લઇને તેના તરફ ગોળી છોડી. એકવીસ ડગલાં ચાલતાં પહેલાંજ તે ધગ લઇને જમીન પર પડ્યું ને તરતજ તરફડીને મરણ પામ્યું. આખી સભા તે જોઇ વિસ્મિત થઇ.

પછી અમે રાજાને કહ્યું—"રાજા, અમે સૂર્યલોકમાંથી આવીએ છીએ. પણ અમે કાંઇ તારી સાથે લડવા આવ્યા નથી. જો તું અમારી સાથે સારી રીતે વર્તશે તો અમે તને આશિર્વાદ આપીશું ને આ જાદુઈ ભૂંગળી (બંદુક) તને બક્ષિસ આપી જઇશું."

એ સાંભળીને રાજા ખુશ ખુશ થઇ ગયો. તે અમારી પાસે આવ્યો ને ભૂંગળી જોવા માંગી. પ્રતાપરાયે એક ખાલી બંદુક તેના હાથમાં આપી. જાણે ભારે નવાઇની વસ્તુ હોય તેમ તે બારીકાઇથી જોવા લાગ્યો. અમે કહ્યું–"આ ભૂંગળી ભગવાન સૂર્યદેવની પ્રસાદી છે. એને કેવી રીતે વાપરવી તે અમે તને શીખવીશું. પણ તારે એને કદિ પણ કોઇ જીવતા માણસ સામે વાપરવાની નથી. જો કોઇ પણ માણસના ઉપર તેં આ ભૂંગળી વાપરી તો સૂર્યદેવનો કોપ તારા ઉપર ઉતરશે. પેલો માણસ મરે તે પહેલાંજ તારો જીવ નીકળી જશે. યાદ રાખજે."

## પ્રકરણ ૩૬ મું.

### ડાકણ ગગોલા

આટલું અમે બોલી રહ્યા એટલામાં એક અણધાર્યો ને ભારે વિસ્મયજનક બનાવ બન્યો. સભાની એક બાજુએથી એક વિચિત્ર પ્રાણી વચ્ચેના ચોગાનમાં દોડી આવીને નાચવા લાગ્યું. તેને જોઇને આખી સભા ઉભી થઇ ગઇ. ને કોઇ પણ જાતના વિસ્મય વગર પેલા નાચતા પ્રાણીને નમસ્કાર કરીને દરેક જણ પાછું પોતાની જગાએ રીતસર બેસી ગયું. અમે પેલા નાચતા પ્રાણી તરફ ટગર ટગર જોઇ રહ્યા.

ઘણી વાર સુધી તો અમને કાંઇ સમજ પડી નહિ કે આ કોણ નાચે છે. પણ જરા ધારીને જોયું ત્યારે માલમ પડયું કે તે એક બહુજ ઘરડી સ્ત્રી હતી. અહો! કેવું વિચિત્ર એનું રૂપ? કૃષ્ણચરિત્રમાં કુબ્જાનું જે વર્ણન આવે છે તેના કરતાંયે કુરૂપતામાં ઘણે અંશે ચઢી જાય એવી એ ડોસી હતી. એનું મોં કદમાં ત્રણ ચારેક વરસના બાળક જેવડું, પણ એટલી બધી કરચલીવાળું અને ખાડા પડેલું હતું કે માણસના મ્હોં તરીકે તેને ઓળખવુંજ મુશ્કેલ થઇ પડે. મહિનાના મહિના થયાં કોઇ સડતું પડેલું

મુડદું હોય તેના જેવું તે દેખાતું હતું. માત્ર બે આંખો ચળકતી ને ઘણી તેજદાર હતી, તેના પરથીજ તે જીવે છે એમ લાગતું હતું. તેના હાથપગ ઉપરનું માંસ ઓગળીને માત્ર ચામડાંજ રહ્યાં હતાં. તેની દાઢી એકદમ લાંબી થઇને બહાર નીકળી આવી હતી. અને નાકનું તો નામ લેવા જેવું પણ ભાગ્યે રહ્યું હતું. એની છાતી પર માંસ વગરના સ્તન લબડતા હતા. હાથ ને પગનાં આંગળાં પર નખ વધીને લાંબા થયા હતા. નવા ફૂટેલા દાંતને લીધે એનું મ્હો ઓર બીહામણું લાગતું હતું.

થોડી વાર નાચ્યા પછી તે ડોસીએ ચીસો પાડવા માંડી. અહાહા! કેવી કારમી ચીસ! આટલા નાના શરીરમાંથી આવડી મોટી ચીસ નીકળેજ કેવી રીતે! એજ અજાયબીની વાત હતી. પછી તે બોલવા લાગી—

" હાહા. હીહી. સાંભળ રાજા, સાંભળ. લોકો સાંભળો હાહા હાહાહા. ગુલામો સાંભળો, રાણીઓ, સ્ત્રીઓ, ડોસીઓ જવાનીયાઓ સાંભળો......પહાડો, પત્થરો, ઝાડો, તાડો સૌ સાંભળો. જીવતા ને મુએલાં, જનમવાના અને મરવાના પ્રાણીઓ, સૌ સાંભળો—હું આત્માનું ભૂત છું—જીવતી ડાકણ છું. હું સઘળું જોઉં છું. ભૂત ભવિષ્ય, વર્તમાન સઘળું જોઉં છું. ઉંચે નીચે આગળ પાછળ અને બધુંયે મને દેખાય છે. હાહાહા.....મોત—લડાઇ—ખુન—લોહી હાહિ...... "

વળી તે ચીસો પાડવા લાગી. એ ચીસો એટલી બધી કારમી ને હૃદયભેદક હતી કે શરીર પરના રૂંવાડા ખડા થઇ જતા હતા. તેના મ્હોંમાંથી ફીણ નીકળતું હતું. અને વચમાં વચમાં તેના લાંબા કુતરાના દાંત જેવા અણીયાળા દાંત બહાર નીકળતા હતા; તેથી તેનું મ્હોં બહુજ ભયંકર લાગતું હતું

પળવાર અટકીને તે પાછી બોલવા લાગી—" લોહી, લોહી—રાતું ચટ્ટક લોહી—ખારૂં લોહી! વાહ.....વાહ........મને લોહી

લોહી ભાવે છે. મારે લોહી જોઇએ. હું લોહી પીને જીવું છું. સેંકડો વરસ થયાં જીવું છું. મને લોહીની વાસ આવે છે. વાહ વાહ મારી આસપાસ સરસ લોહી છે. મીઠું મીઠું પરદેશીનું લોહી છે. મને તેની વાસ આવે છે. મને લોહી ભાવે છે. ઇ ઇ ઇ...ઇ ઇ ઇ..."

થોડી વાર ચીસો પાડીને નાચતી નાચતી તે ફરીથી બોલી—

"મને લોહી ભાવે છે. મારે લોહી જોઇએ છે. હજાર વરસ મેં લોહી પીને કાઢયાં છે. ને બીજાં હજાર કાઢીશ. તમે મને ઓળખો છો? તમારા બાપદાદા મને ઓળખાતા હતા. તેના બાપદાદા મેં જોયા છે ને રમાડ્યા છે. તે મરી ગયા. ખાડામાં ખડખડતા કીડાની પેઠે. મેં તેને મરતા જોયા. તમે પણ મરી જવાના. હીહીહીહી. ને હું તમારા દીકરાને જોઇશ. તે મરવાના ને હું તેના દીકરા પણ જોઇશ. તેને રમાડીશ ને મરશે એટલે ટાંટીઆ પકડીને ફેંકી દઇશ. મોતની ખીણમાં—હીહીહીહી! એ બધું લોહીના પ્રતાપે. લોહી! લાવો લોહી! મારે લોહી જોઇએ છે! ટલાલાગુ, ક્યાં છે રે! લોહી લાવ. અહીં પરદેશી માણસ કોણ આવ્યા છે? તેનું લોહી લાવ, પરદેશી લોહી મીઠું હોય છે. પણ તે રોજ મળતું નથી."

બધા લોકોની નજર અમારા તરફ વળી. આખી સભામાં પરદેશી તો અમેજ હતા. મારી છાતી ધડકવા લાગી. અને મારી ખાત્રી છે કે મારા સાથીઓના પણ મોતીઆ મરી ગયા હોવા જોઇએ. મેં પ્રતાપરાયની સામે જોયું. તેમનોએ ચહેરો ઉતરેલોજ હતો. બનુચાચા તો જાણે જીવતું મુડદું હોય તેવાજ દેખાતા હતા. એક અંબોપા કાંઇ અહીં પરદેશી ન હતો. ને આ લોકોમાં ભળી જાય તેવો હતો. છતાં અમારા નોકર તરીકે આવેલો એટલે એની પણ વલે અમારા જેવીજ થાય એ સંભવિત હતું.

ડોશી પાછી બોલવા લાગી—" પરદેશી લોહી મીઠું લાગે છે. પરદેશીઓ લુચ્ચા હોય છે. તે લોકો જાદુગર હોય છે. તે શા માટે આવે

છે તે કહું? તમારી દોલત લેવા. તમને લૂંટવા આવે છે. તમને કચરીને છૂંદી નાંખવા આવે છે. એ પરદેશીઓ—ધોળી ચામડીવાળા ને માંજરી આંખોવાળા પરદેશીઓ પહેલાં પણ આ દેશમાં આવેલા—ઘણાં વરસ પહેલાં, હજાર, બે હજાર, ચાર હજાર વરસ પહેલાં આવેલા. તમે તે જાણતા નથી. હું જાણું છું. તે આવેલા ને આ લાંબો રસ્તો બાંધેલો. પેલા પહાડોની બાજુમાંનાં લખાણો ને ચીતરામણો પણ તે જાદુગરોએજ કોતરેલાં. હું તે જાણું છું. હું ડાકણ છું. ડાકણ છું. ડાકણની પણ ડાકણ છું. તે લોક શા માટે આવેલા? તે ચળકતા પથરા લેવા આવેલા ને પથરાજ લઇને ગયા! મૂઆ. ઇ. ઇ.ઇ.

“ને તમે! આ પરદેશીઓ કુત્તાઓ!” અમારા તરફ ફરીને તે ડાકણ બોલી—“તમે કેમ આવ્યા છો? તમે કહો—કે નહિ કહો તો યે હું તે જાણું છું. સમજ્યા? શું તમે કોઇ ખોવાયલા ભાઇને શોધવા આવ્યા છો? હા. પણ તે તમને અહીં મળવાનો નથી. સેંકડો વરસ થયાં દક્ષિણના પહાડોને ઓળંગીને આ તરફ કોઇ જીવતો માણસ આવ્યો નથી. હજારો વરસ ઉપર એક આવેલો. પણ તે મરવાને માટેજ. પાછો ફરતાં ફરતાંજ તે મરણ પામેલો. તમે શું ચળકતા પથરા શોધવા આવ્યા છો? હા. તે તમને મળશે. પણ તે મોંઘા થઇ પડશે. તમે તમારી જીંદગી આપવાને તૈયાર છો? તમારે પગ નીચે ચગદાતા મગતરાં પેઠે મરી જવું પડશે. હીહીહીહી……”

એમ કહી તે ડોશી ખડખડ હસવા લાગી. અમારા આગમનનો ઉદ્દેશ આટલી બધી ચોકસાઇથી એ કળી ગઇ તે જોઇને અમને નવાઇ લાગી. મનમાં ધાસ્તી હતી તે સજ્જડ થઇ. ડોશી બોલી—

“તમારે મરવું પડશે. કમોતે મરવું પડશે. પણ બહુ સારૂં થયું કે તમે આવ્યા. તમારૂં લોહી મને પીવા મળશે. આ જંગલી લોકોનું લોહી પી પીને હું કંટાળી ગઇ છું. તમારૂં લોહી મીઠું છે.

બહુ સારૂ થયું કે તમે આવી પહોંચ્યા. તમારૂં લોહી મને ભાવે છે."

એમ કહીને તે બદસુરત વિકરાળ ડોશી અમારી સામે જોઇને દાંતીયા કરવા લાગી અને વિચિત્ર ચાળા કરીને હસવા અને નાચવા લાગી. પછી અંબોપા તરફ જોઈને બોલી—

"અને તું, ઓ કાળોટીઆ, તું આ લોકોની પેઠે છાતી કાઢીને જોઇ રહ્યો છે. તે શું તું પણ આ લોકોના જેવોજ પરદેશી છે? ના. ના. તું કાંઈ પરદેશી નથી લાગતો. તારૂં લોહી કાંઈ આ લોકોના જેવું મીઠું નહિ હોય. છતાં એ લોકોની સાથે આવ્યો છે એટલે મારે તારૂં પણ લોહી ચાખવું પડશે. મને લાગે છે કે હું તને ઓળખું છું. તને ક્યાંક મેં જોયો છે. કાંઇ ફીકર નહિ. જે હશે તે. તારૂં લોહી પીશ, એટલે તરત મને યાદ આવશે. વાહવાજી વાહવા! આજ તો બહુ સારો ભક્ષ આવ્યો છે" એમ બોલતી તે પાછી જોરથી નાચવા લાગી. થોડી વારમાં તેને એવું ઝનુન ચઢયું કે હોદ હોદ હાથ ઉંચા કુદકા મારવા લાગી. પાંચ સાત કુદકા માર્યા એવામાં એક કુદકો એવો માર્યો કે જમીન પર પડતાંજ એનાં ટાંટીઆ લપસી પડ્યા અને થાકને લીધે એનું સમતોલપણું જતું રહેવાથી તે જમીન પર ગબડી પડી. તેના મ્હોંમાંથી ફીણ ફીણ નીકળવા લાગ્યું.

ડોશીને ભોંય પડેલી જોતાંજ આખી સભામાં જાણે હાહાકાર વરત્યો હોય તેવો ખળભળાટ થઇ રહ્યો. રાજાની ખાસ મહેરબાની વાળા માણસો ઉઠીને ડોસી પાસે દોડી આવ્યા અને તેને બહુજ સંભાળથી ઉપાડીને ખોળામાં લીધી. પછી ત્રણ ચાર ગુલામો આવ્યા. તેમણે ડોશીના બેભાન શરીરને ફુલ પેઠે કાળજી રાખીને ઉંચક્યું ને પાસેનાજ એક મકાનમાં તેઓ લઈ ગયા.

ડોશી ગયા પછી રાજાએ સભાનાં માણસોને વિખેરાઇ જવાની આજ્ઞા આપી દીધી. તે વિખેરાયા એટલે રાજા અમારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો—

"પરદેશી ધુતારાઓ, સૂર્યલોકના આત્માનો ઢોંગ કરીને તમે અમને છેતરવા આવ્યા છો. પણ ગગોલા ડોશીએ તમારો ભેદ પારખી લીધો છે. સાચેસાચા તમે કોણ છો ને ક્યાંથી આવ્યા છો તે તમારે કબુલ કરી દેવું પડશે. તમે અહીં આવીને શું કરવા ધારો છો તે પણ તમારે કહેવું પડશે. ગગોલા ડોશીએ તમારા સંબંધમાં વિચિત્ર વાક્યો ઉચ્ચાર્યાં છે. તે પરથી તમારો વધ કરવાની મને આજ્ઞા મળી છે. આ સંબંધમાં તમારે શું જવાબ આપવાનો છે? તે જલદી કહો."

ટવાલાગુના ઉપલા સંબોધન સાથેનો વિકરાળ ચહેરો જોઇને અમારા બધાનાં અંતઃકરણમાં ભારે ચિંતા પેઠી. છતાં પ્રતાપરાયે હિંમત રાખી જવાબ આપ્યો:

"અમારે જે કહેવાનું હતું તે અમે કહી દીધેલું છે. અમે તારી ખાત્રી કરી આપેલી છે. તે છતાં જો તારે પેલા બળદના જેવી હાલત તારી પોતાની કરવી હોય તો તું અમારા શરીરને હાથ લગાડજે. અમારો વધ કરવો કાંઇ સહેલો નથી."

ટવાલાગુએ ભવાં ચઢાવી કહ્યું–"આમ અમારા જેવા રાજાને ધમકી આપવી ઠીક નથી."

પ્રતાપરાયે કહ્યું—"અમે ધમકી આપતા નથી. સાચી વાત કહીએ છીએ. તારે અનુભવ કરવો હોય તો તરતજ બતાવું લે જો."

એમ કહીને પ્રતાપરાય માથે તપતા સૂર્ય તરફ જોઇને કાંઇક મંત્રો બોલવા તથા હાથના ચાળા કરવા લાગ્યા. તે જોઇને ટવાલાગુના પેટમાં ધ્રાસ્તી પેઠી હોય એમ લાગ્યું ખરૂં. પળવાર હાથના ચાળા કરીને તેમણે ગજવામાંથી એક સુદર્શન કાચ ખેંચી કાઢ્યો.

એ કાચ વડે પ્રતાપરાય શું કરવા માંગતા હતા તે હું તરત સમજી ગયો. મેં પણ તેમની માંત્રિક ક્રિયામાં ભાગ લેવા માંડ્યો. પળવાર પછી પ્રતાપરાયે સુદર્શન કાચ એવી રીતે ધરી રાખ્યો કે

સૂર્યનાં કિરણો તેમાં થઈને ટવાલાગુના શરીર પર એણે પહેરેલાં વલ્કલ કપડાંના એક ભાગ ઉપર એકત્રિત થઈને પડે. અને બીજે હાથે તેમણે જાદુગરની પેઠે ચાળા કરવાનું ચાલૂ રાખ્યું. હું પણ જાણે સૂર્યદેવમાંથી કાંઈક ભેદી વાયુરૂપ વસ્તુ આવવાની હોય તેવા હાવભાવ કરવા લાગ્યો.

જોતજોતામાં તો ટવાલાગુનાં કપડાંનો છેડો બળવા લાગ્યો. સવારના દશ અગિયાર વાગ્યાનો સમય હતો. અને એ વિષુવવૃત્ત પરનો આફ્રિકન સૂર્ય આકાશમાં ધગધગતો હતો. પછી સુદર્શન કાચને પ્રતાપે કપડાંનો ભડકો થતાં શી વાર લાગે? ટવાલાગુ પહેલાં તો દેખીતી બેદરકારીથી અમે શું કરતા હતા તે જોઈ રહ્યો હતો. પણ જ્યારે તેણે પોતાનું કપડું બળતું જોયું ત્યારે તે એકદમ ગભરાયો, અને બૂમ પાડી ઉઠ્યો. બે ડગલાં પાછો હઠી જઈને તેણે બળતું કપડું બુઝાવી નાંખ્યું. પછી ત્રાસનો માર્યો અમારા તરફ જોઈ બોલવા લાગ્યો--

" વાહ વાહ. મને માફ કરો. હું તમને મારી નહિ નાંખું. પણ [illegible]શ. અત્યારે આપ આપના મુકામે જાઓ. આજે રાતના મોટો નાચ છે. મોતનો નાચ છે. તમે તે જોજો. તમે તે જોઈને રાજી થશો. પછી કાલે આપણે મળીશું."

એમ બોલીને તેણે બે ચાર ગુલામોને અમને અમારા મુકામ પર સંભાળથી પહોંચાડવાનો હુકમ આપ્યો અને પોતે પોતાના મકાન તરફ વિદાય થઈ ગયો.



## પ્રકરણ ૩૭ મું.

### મોતનો નાચ

અમારા ઉતારાવાળી ઝૂંપડીમાં દાખલ થતાંજ મેં ઇનકેફ્રુઝને ઇશારત કરીને બોલાવ્યો. તે આમ તેમ ચોરની પેઠે ધાસ્તીથી જોતો જોતો આવ્યો, અને અમને નમન કરીને સામે ઉભો રહ્યો.

“ હવે ઇનકફુઝ, અમારે તારી સાથે કેટલીક ખાનગી વાતચિત કરવાની છે.” પ્રતાપરાયે તેને સંબોધીને કહ્યું.

“ બોલો મહારાજ.”

“ બોલતાં પહેલાં અમારે તારા તરફથી એક વાતની ખાત્રી જોઇએ. તે એજ કે અમુક બાબતમાં આપણે કાંઇ નક્કી કરી શકીએ નહિ તો તારે આપણા વચ્ચે થયેલી વાતચિત બીલકુલ ગુપ્ત રાખવી.”

“ તે બદલ આપની સાથે હું બાપના બોલથી બંધાઉં છું. મરતાં સુધી આપની વાત કોઇને કહેનાર નથી.”

“ વારૂ. ત્યારે તારા ઉપર અમે વિશ્વાસ રાખીએ છીએ. જો સાંભળ અમને લાગે છે કે તારો રાજા ટવાલાગુ ઘણોજ ઘાતકી માણસ છે.”

“ ઘણોજ ઘાતકી. મહારાજ,” ઇનકફુઝ બોલ્યો—“ એના ઘાતકીપણાની હું શી વાત કહું ? આખી પ્રજા એના ત્રાસથી થરથર ધ્રુજે છે. એ અને આ ગગોલા ડોશી બે જણા મળીને અમારા બધા લોકને ત્રાય ત્રાય પોકરાવે છે. મહારાજ, આ રાજાના રાજમાં જે ભૂતીઓ નાચ થાય છે તેની વાત આપ સાંભળો તો નવાઇ પામ્યા વગર નહિ રહો.”

“ શી વાત છે!”

“ અરે, એનું પૂરૂં વર્ણન કરવું પણ મુશ્કેલ છે. આજેજ રાતના એ નાચ થવાનો છે એમ અમારા રાજાના કહેવા પરથી લાગે છે. તમે બધું નજરે જોશો.”

પોતાના અવાજ ધીમો પાડી દઇને તે બોલ્યો—

“ મહારાજ, વરસમાં એકજ વાર એ નાચ થાય છે. તે દિવસે આખી પ્રજામાં જે સુંદરમાં સુંદર કુમારિકા હોય તેનો ભોગ આ ડાકણનો અપાય છે. પછી એ ડાકણ નાચે છે ને નાચતાં નાચતાં સભામાંના જે માણસના શરીર પર તે પોતાની લાકડી લગાડે છે

તેનો વધ કરવામાં આવે છે.

"જેને ગગોલા છેડે છે તે માણસ પાપી ગણાય છે. તે જો જીવતો રહે તો આખી પ્રજા પર દુકાળની કપરી આફત આવી પડે એવું કહેવામાં આવે છે. જેના ઉપર ડાકણનો હાથ પડ્યો તેણે પોતાનો જીવ આપવાને તૈયાર થવુંજ જોઇએ. પણ ખરી વાત તો બીજી લાગે છે. વરસ ભરમાં કોઇપણ માણસ રાજાની સામે બોલતો કે નિંદા કરતો માલમ પડ્યો હોય કે રાજાને કોઇના ઉપર બીજી કોઇ પણ રીતે વહેમ આવ્યો હોય એટલે ગગોલા ડોશીની લાકડી તેના ઉપર આવીજ પડે છે. છૂટક છૂટક એમ અમારા કેટલાયે સારા માણસો મરી ગયા ને આજે રાતના બીજા કેટલાયે મરશે. તે આપ નજરે જોશો...મારોયે વારો આજે રાતના નહિ આવે એમ કહી શકાય નહિ."

એમ બોલીને ઇનફકુઝ થોડી વાર ચૂપ રહ્યો. પાછો બોલ્યો, "આજેજ રાતના કદાચ મારો યે વારો આવે. કારણ ગગોલાની લાકડી અડ્યા પછી કોઇથી કાંઇ બોલી શકાયજ નહિ. તેણે તરતજ ત્યાં ગોઠવેલા પથરા પર જઇને પોતાનું માથું ગોઠવી દેવાનું. સું કે ચાં થાયજ નહિ. ગગોલા એ ડાકણ છે ને દેવીયે છે, જે કહો તે છે. એની સામે કોઇથી થવાય નહિ. હું લડાઇના કામમાં કુશળ છું તેથીજ ટવાલાગુ મારી સાથે સારો સંબંધ રાખે છે અને મને ખુશ કરવાને પ્રયત્ન પણ કરે છે. તે જાણે છે કે પ્રજામાંના ઘણાખરા લડવૈયા મારા કહ્યામાં રહે છે. પણ બીજાઓની ઉપર તે ઘણો ત્રાસ વર્તાવે છે. અમારે ત્યાં કોઇ માણસની જીંદગી સલામત નથી. રાજાને વહેમ પડવો જોઇએ કે બસ થઇ રહ્યું. આવી બન્યું સમજવું."

"તો પછી તમે બધા મળીને રાજાને ઉથલાવી શા માટે પાડતા નથી?" પ્રતાપરાયે પૂછ્યું.

"રાજાને ઉથલાવી પાડવો કાંઇ સહેલો નથી. તેને માટે સંપ

જોઇએ. આટલા બધા અણસમજુ લોકોમાં સંપ તે ક્યાંથી થાય? વળી સંપ કરીએ, રાજાને ઉથલાવી પાડીએ તો પણ તેના પછી રાજા થવાને માટે માંહોમાંહેજ તકરાર થાય અને લોકો કપાઇ મરે. રાજકુટુંબમાં બીજા કોઇ સગા નથી. જે છે તે આ ટવાલાગુ અને એનો દીકરો સાકા. જો ટવાલાગુને મારીને એના દીકરાને રાજા બનાવીએ તો તો અમારા બમણા ભોગ લાગે; કારણ કે બાપ કરતાં દીકરો તો સવાયો ઘાતકી છે. આજે જો આનો ભાઇ હમોટુ કે તેનો છોકરો ઇગ્નોસી પણ જીવતો હોત તો આવો વખત નહિ આવ્યો હોત. અમારા લોકની જુદીજ સ્થિતિ હોત. પણ તે તો બાપડા મરી ગયા. કોણ જાણે કેટલાંયે વરસ થઇ ગયાં............"

"કોણ કહે છે કે ઇગ્નોસી મરી ગયો છે? એ તો પોતાની મા સાથે નાસી ગયો હતો ને!" અમારી પાછળથી એક અવાજ આવ્યો. પાછળ ફરીને અમે જોયું તો માલૂમ પડ્યું કે એ વાક્યો અંબોપાના મ્હોંડામાંથી નીકળ્યાં હતાં.

અમને ભારે નવાઇ લાગી. આ જંગલી અંબોપા શા માટે આ જંગલવાસીઓની ઇતિહાસવાર્તામાં આટલો બધો રસ લેતો હતો? તે બહુજ ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો અને ઉપલા શબ્દો બોલ્યો ત્યારે તો એક પ્રકારની અત્યંત ગૂઢ આનંદોર્મિનાં ચિહ્ન એના મ્હોં ઉપર દૃષ્ટિગોચર થતાં હતાં. એને વચમાં બોલતો જોઇને ઇન્ફડુઝને પણ નવાઇ લાગી. એને કાંઇક ચીઢ પણ ચઢી. કારણ કે એ અમારો નોકર તે એની સાથે વાત કરવા લાગે, કે એને સવાલો પૂછે તે એને મન અપમાન જેવું હતું.

છતાં ઇન્ફડુઝ પળવાર તો કંઇ બોલ્યો નહિ. તે અંબોપાના ચહેરા સામે તાકીને જોઇ રહ્યો. અંબોપા પણ જરાયે ગભરાયા વગર તેના સામે નજર માંડી રહ્યો. થોડી વાર પછી ઇન્ફડુઝે અંબોપાને પૂછ્યું—

"છોકરા, તું કોણ છે?"

આનો જવાબ ન આપતાં અંબોપા બોલ્યો--"સાહેબ—હું કોણ છું તે આપને કહીશ. પણ કહો, ઇગ્નોસી તો એની મા સાથે નાસી ગયો હતોને?"

"હા, નાસી ગયો હતો. તે વખતે તે તો હાથમાં રમતાં બાળક જેવડો હતો."

"પછી બંને મા દીકરો નાસીને દક્ષિણ તરફના પહાડ તરફ ગયાં. તેઓ દક્ષિણ તરફના પહાડમાં ગયાં એટલે અહીંના લોકોએ ધારી લીધું કે તેઓ ભુખ કે તરસથી પીડાઇને મરીજ ગયાં હશે."

"હાસ્તો. કારણ કે દક્ષિણ તરફના પહાડની પાછળ મોટું રેતીનું મેદાન છે. તેમાં કોઇ માણસ કે પ્રાણી જીવતું રહી શકતું નથી."

"તે ખરી વાત છે. પણ સાહેબ---" અંગ્રેજ લોકો અને દક્ષિણ આફ્રિકાના બીજા સુધરેલા લોકોની વચ્ચે વસવાટને લીધે અંબોપાને સાહેબ કહી સંબોધવાની ટેવ પડી હતી--"સાહેબ, અમે દક્ષિણ તરફના પહાડો ઓળંગીનેજ આવ્યા છીએ. તે જાણીને આપને ખાત્રી થશે કે દક્ષિણ તરફના પહાડોમાં ને તેની પેલી મેર જનાર સર્વ કોઇ મરણજ પામતા નથી. કોઇક જીવે છે પણ ખરા."

ઇન્ફ્દુઝ તરત પ્રતાપરાયની તરફ જોઇને બોલ્યો—

"ત્યારે શું તમે સૂર્યલોકના આત્મા નથી?"

પ્રતાપરાયે જવાબ દીધો—"સૂર્યલોકના આત્મા સિવાય, સૂર્યદેવની કૃપા સિવાય કોઈ માણસ દક્ષિણના વિશાળ, ભયંકર રણમાંથી પસાર થઇ શકે ખરૂં કે?"

ઇન્ફ્દુઝ કાંઇ બોલ્યો નહિ. અંબોપા તરતજ બોલી ઉઠ્યો— "નહિજ. અને સૂર્યદેવની મહેરબાનીને લીધેજ ઇગ્નોસી અને તેની મા જીવતાજીવત રણ ઓળંગી શક્યાં."

"હેં ? ખરેખર ?"

"હાજી." અંબોપા બોલ્યો—"અડધુંક રણ વટાવ્યા પછી તેમને જંગલમાં ભટકતી એક વગડાઉ જાતની ટોળી મળી. તે લોકોએ આ માદીકરાને પોતાની ટોળીની સાથે લીધાં. તેમને ખાવાનું આપ્યું. તેમની પાસે સેંકડો ઘેટાં, બકરાં, ઉંટ પણ હતાં. મુસાફરી કરતાં કરતાં તેઓ પાણી અને લીલોતરીવાળી જમીન સુધી પહોંચ્યા. તેમણે કેટલાક મહિના વાસ કર્યો."

"શું આ બધી સાચી વાત છે?" કાન્ફ્રુઝે સવાલ પૂછીને પ્રતાપરાય તરફ જોયું.

"અમને કશી ખબર નથી. પણ અમારી સાથેના સહવાસમાં અંબોપા કદિ પણ જૂઠું બોલતો કે બનાવટી વાતો કરતો માલમ પડયો નથી." અમે જવાબ આપ્યો.

અંબોપા બોલ્યો—"આ બધી સાચી વાત છે અને હું તેની ખાત્રી કરાવી આપીશ. તમારો ઇગ્નોસી હજુ જીવે છે અને હું તેને ઓળખું છું."

"તે હાલ કયાં છે?"

"હું આપને બધું કહું છું. આઠેક મહિના એ વગડાઉ જાતની સાથે વસ્યા પછી માએ તેમની રજા લીધી. અને પોતાના બાળક છોકરા સાથે તે દક્ષિણમાં એક મોટા ગામમાં જઇને રહેવા લાગી. ત્યાં સુધરેલા લોકો ને ગોરી ચામડીવાળા લોકો રહે છે. થોડા વરસ પછી મા ઘરડી થવાથી મરણ પામીઃ અને છોકરાને એક બુઢ્ઢા પાદરીએ પોતાની પાસે રાખ્યો અને ઉછેરી મોટો કર્યો. તે ભલા પાદરીએ એને સુધરેલા રીતરીવાજો અને ગોરી ચામડીવાળાની ભાષા બોલતાં શીખવ્યું. પણ તે અડધું શીખ્યો એટલામાંજ એ બાપડો મરણ પામ્યો.

"ઇગ્નોસી લશ્કરમાં જોડાયો અને ગોરી ચામડીવાળા કેટલાયે લોકોની સાથે ઘણી લડાઇઓ લડયો. આખરે એને પોતાની

જન્મભૂમિમાં જવાની ઉર્મિ થઈ આવી. એની માએ નાનપણમાં એને કાલારૂ દેશની ઘણી ઘણી વાતો કહી હતી. કાલારૂ દેશમાં પોતે કોણ હતી અને પોતાની કેવી સ્થિતિ હતી તેની વાતો તેણે ઘણી વાર પોતાના દીકરાને સંભળાવી એટલે ઇગ્નોસીના મનમાં તે દેશ જોવાની ભારે ઇચ્છા થાય એ સ્વાભાવિક હતું. તે ઉત્તર તરફ જનારી પરદેશીઓની એક ટોળી સાથે જોડાયો. એ ટોળી પોતાના કોઈક સગાને શોધવા ઉત્તર તરફના પહાડ તરફ જતી હતી. એ ટોળીની પાસે પૂરતાં સાધન હતાં. પણ સાધન કરતાં વધારે કિંમતી હિંમત અને સાહસ પણ હતાં. તે ટોળીએ લાંબો રસ્તો કાપીને જીવતા બાળી મૂકે એવું ભયંકર રણ ઓળંગ્યું; પહાડના માથા પર ચઢીને ઠારી નાંખે એવો બરફવાળો પ્રદેશ વટાવ્યો અને આ બાજુ પરનો ઢાળ ઉતરતાં તમે—ઇન્ફડુઝ એમને સામા મળ્યા…"

"અમ્બોપા, તું આ બધું શું બોલે છે? બોલે છે કે બકે છે?"

"હું બકતો નથી પણ સાચુંજ કહું છું. કાકા, હું પોતે ઇગ્નોસી છું ને અત્યારે તમારી સામે આવી ઉભો છું."

"તું પોતે ઇગ્નોસી!" બોલતાં બોલતાં ઇન્ફડુઝના શરીર પર રોમાંચ ઉભા થયા. તે કંઈક ધ્રૂજી ઉઠ્યો.

અંબોપા બોલ્યો—"હાજી, હું પોતે ઇગ્નોસી. હું આપને તેની ખાત્રી કરી આપીશ." એમ કહીને એણે પોતા શરીર પર પહેરેલું બંડી જેવું જાડું વસ્ત્ર કાઢી નાંખ્યું. તે ઇન્ફડુઝની સામે પીઠ કરીને ઉભો રહ્યો. અમને તો સમજ પડી નહિ કે આ શું કરે છે! પણ ઇન્ફડુઝે તો તેના વાંસા પર પળવાર નજર કરી અને પછી તરતજ તેના તરફ દોડ્યો. અને તેને પાછળથી બેટી પડીને આવેશના ઉભરામાં તે બોલી ઉઠ્યો—

"ઇગ્નોસી! ઇગ્નોસી!! મારા ભત્રીજા, મારા બેટા!"



# પ્રકરણ ૩૮ મું.

## સાપોળીયાનો ભેદ

આ બધું એટલી બધી ઝડપથી બન્યું કે અમને એને વિશે કશો પણ વિચાર કરવાનો કે સમજીને વિગત ધ્યાનમાં લેવાનો વખતજ ન મળ્યો. અંબોપાએ અમને દક્ષિણમાંથી માણસ શોધવાના સ્વાર્થને માટે આવેલી સાહસિક પુરૂષોની ટોળી તરીકે ઓળખાવ્યા. તેથી અત્યાર સુધી અમે જે પાઠ ભજવ્યો હતો તેનું ભોપાળું તો ફુટીજ ગયું હતું. હવે શું થાય છે તે જોવાનું હતું. અમારી સાથેનો જંગલી નોકર અંબોપા તે આ દેશના લોકોમાંનોજ છે અને તે વળી રાજકુટુંબમાંનોજ છે એ જાણીને અમે ભારે આશ્ચર્યમાં ડૂબી ગયા. સાથે આનંદ પણ ઘણો ઉપજ્યો.

છતાં એ અંબોપા ઉર્ફે ઇગ્નોસીનું આ દેશમાં શું સ્થાન છે અથવા એની શી વલે થશે તેનો કાંઇ ખ્યાલ ન હતો. ટવાલાગુ રાજા મહા કૃપિલો અને ઘાતકી હતો. તેને જો ખબર પડે કે મૂળ રાજાનો છોકરો અહીં આવી પહોંચ્યો છે, તો તરતજ તેને પકડીને તેનું ખુન કરી નાંખતા અચકાય કે વાર લગાડે તેવો ન હતો. અને વળી તેની સાગ્રીત પેલી ગગોલા ડોશી તો ભૂત, ભવિષ્ય ને વર્તમાન સર્વ કાંઇ જાણતી હોય તેમ લાગતું હતું. એ ડાકણ અંબોપાને ઓળખી લે તો પળવાર પણ જીવવા દે તેવી ન હતી. તેથીજ હવે શું થાય છે તે જોવાનું હતું.

ઇન્ફડુઝને પોતાને ભેટી પડેલા જોઇને અંબોપા પણ પાછલે હાથે તેને મજબુત ભેટયો. અમે આ દૃશ્ય જોઇજ રહ્યા. પળવારે તેઓ છૂટા પડયા. ઇન્ફડુઝે ધીમા સાદે અમને કહ્યું—"મહારાજ, આ ઇગ્નોસી છે. મારો ભત્રીજો મારા ખરા રાજાનો પુત્ર ને (આસ-

પાસ જોઈને કોઈ સાંભળી લેતું નથી એવી ખાત્રી કરીને તે બોલ્યો ) મારો ખરેખરો રાજા એ છે. આપ એને તેડીને લાવ્યા તેથી મને ઘણો આનંદ થયો. હું આપનો બહુજ આભાર માનું છું."

પ્રતાપરાયે હસીને કહ્યું–"તું અમારો ઉપકાર માને છે તે તો ઠીક. પણ અમને તો એની જીંદગી વિશે ધાસ્તી પેઠી છે. ટવાલાગુને ખબર પડશે કે આ હગ્નોસી છે તો તે એનો ઘાત કરાવી નાંખશે..."

"અરે, ઘાત કેમ કરાવી નાંખે ? અમે જોઈશું કની ? હવે એની સંભાળ લેવી એ મારૂં કામ છે. અને આપ એ કામમાં મને મદદ કરજો. આપની મદદ હશે તો મહારાજ, હું એને વળી પાછો રાજા બનાવી શકીશ. એ હગ્નોસી છેજ એ બાબતની મારી પુરેપૂરી ખાત્રી થઈ છે. એના વાંસા પર જે સાપના આકારનું વાળનું ગુંચળું છે તેજ એનો મોટામાં મોટો પૂરાવો છે."

એમ કહીને તેણે અંબોપાની પીઠ પર જે વાળનું ગુંચળું હતું તે અમને બતાવ્યું. એની પીઠ પર સાપોળીયાના આકારમાં વાળ ઉગ્યા હતા. અને તે સાપનું પૂછડું એના ઢગરાની વચ્ચે ઉપલા ભાગમાં પાતળું થઈ અદૃશ્ય થઈ જતું હતું. આજ પહેલાં અંબોપાની પીઠ પરની આ વિચિત્ર આકૃતિ કેટલીક વાર મારા જોવામાં આવી હતી. પરંતુ તે આકૃતિ સાપનીજ છે, કે એ આકૃતિ આટલી બધી મહત્વની હશે એવો ખ્યાલ મને કદિ આવ્યો ન હતો.

એ સર્પાકૃતિ અમને બતાવીને ધન્કફૂઝ બોલ્યો—"આ સાપનો આકાર છે તે આ માણસ અમારા રાજકુટુંબમાંનો છે એનો મોટો પુરાવો છે. એ સાપનો આકાર જોયા પછી અમારામાંનો કોઈ શંકા ઉઠાવી શકે તેમ નથી. હવે એ રાજા છે. અમારો રાજા છે."

એ સાંભળી અંબોપા બોલ્યો—"હજુ કાંઈ હું રાજા થઈ ગયો નથી. પણ કાકા સાહેબ, તમારી ને તમારા લડવૈયાઓની મદદથી હું રાજા થઈ શકું ખરો. ટવાલાગુ ગમે તેવો વિકરાળ ને જોરાવર હશે,

પણ તેની સામે થવાની હિંમત મારામાં છે. આ મારા પરદેશી મિત્રો જેમણે મને અહીં સુધી આણ્યો છે તેઓ પણ મને આ કામમાં જરૂર મદદ કરશે.”

એમ કહીને અંબોપાએ અમારી સામે જોયું. અમે એને આજ સુધી અમારા નોકર તરીકે ગણ્યો હતો. પણ અમને કશો ખ્યાલ ન હતો કે અમારો એ નોકર એક મોટી પ્રજાના રાજકુટુંબમાંનો હતો. એટલું જ નહિ પણ તે રાજગાદી પ્રાપ્ત કરવાને હકદાર હતો! હવે આ વાત જાણ્યા પછી અમારે તેના પ્રત્યે યોગ્ય સન્માન રાખીને મિત્ર પ્રમાણેજ વર્તવું જોઈએ—એ ચોકખું હતું. તેથી અમારા બધાના વતી પ્રતાપરાયે તેને જવાબ આપ્યો—

“અલબત્ત, અમારો અંબોપા તે અહીંનો રાજપુત્ર ઇગ્નોરસી છે એમ જાણ્યા પછી અમારે તેને આ રાજ્ય પ્રાપ્ત કરવામાં મદદ કરવીજ જોઈએ. તે અમે કરીશુંજ. અમે તો પૂરેપૂરી મદદ કરીશું. પરંતુ ઇન્ફ્રુઝ તમારે એને ખરા દિલથી ટેકો આપવો જોઈએ.”

“મારે માટે તો આપે ચિંતા કરવીજ નહિ.” ઇન્ફ્રુઝ બોલ્યો—“પચીસ વરસ પર આ છોકરાને મેં મારા ખોળામાં રમાડ્યો હતો. મેં એને કેટલાંયે લાડ લડાવ્યાં છે. પછી એનો બાપ કફોડી હાલતમાં આવી પડ્યો. અને એની મા સાથે એ આ દેશની બહાર કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો. પણ આજે એ પાછો આવી પહોંચ્યો છે. તે હવે હું એને સહાય કરવામાં પાછી પાની કેમ કરીશ? હવે એને રાજા બનાવવો એ મારૂં કામ.”

અંબોપા કહે—“પણ કાકા, ટવાલાગુ સાથે તમારે વેર કરવું પડશે ને પેલી ગગોલા ડાકણ તો...”

“તે કોઈથી હું ગભરાતો નથી. હવે દીકરા, તું આવી પહોંચ્યો છે. એટલે મારા પગમાં ચારગણું જોર આવ્યું છે. હવે કાંઈ ફીકર નથી. અત્યાર સુધીમાં ટવાલાગુએ એટલા જુલમ કર્યા છે કે મારા

બધા લડવૈયા ને આખી પ્રજા તેનાથી ત્રાસી ગઈ છે. આ વેળા બહુજ સારો લાગ છે. ઇગ્નેસી, તું સારે વખતે આવી લાગ્યો છે." એમ કહીને તે ડોસાએ અંબોપાનો વાંસો થાબડ્યો.

× × ×

પછી અમે સંતલસ કરવા બેઠાં. અંબોપાને રાજા બનાવવો તો ખરો, પણ તે કેવી રીતે ? કંઇક પણ ચોક્કસ યોજના ઘડ્યા વગર એ કાર્ય પાર પડે તેમ ન હતું. અંબોપા તે ઇગ્નેસીજ છે એવી ખાત્રી કાલારૂના બધા લડવૈયાની થવી જોઇએ. અને તેને માટે અંબોપાએ તે સર્વને ખાનગી રીતે મળી લેવું જોઇએ. એમ અમને વિચાર કરતાં લાગ્યું. ઇન્કુબુએ કહ્યું કે, "આપ ઇગ્નેસીને મારી સાથે મોકલો. બપોર થવા આવ્યા છે. અને ટવાલાગુ અત્યારે તો મસ્ત ખાઇને ઉંઘવા પડ્યો હશે. એટલે અમે છૂપી રીતે બધા લડવૈયાને મળી શકીશું. સાંજ પડતાં પહેલાં હું એને આપની પાસે મૂકી જઇશ."

પ્રતાપરાયે પૂછ્યું—"રાતના નાચ ક્યારે થશે ?"

"મધરાતે ચંદ્ર ઉગ્યા પછી."

"ત્યારે સૂર્યાસ્ત થાય તે વેળા આપણે કોઇક એકાંત, ગુપ્ત જગાએ બધા લડવૈયાને ભેગા કરવા એવો મારો વિચાર છે."

"તેનો હું બંદોબસ્ત કરી દઇશ. સુરજ આથમીને ભળભાંખળું થાય તે વખતે હું એક ઠેકાણે બધાને એકઠા કરીશ. અને પછી ત્યાં આપને તેડી જઇશ."

"બહુ સારૂ."

"પણ આ બાબત બહુજ છૂપી રહેવી જોઇએ. કોઇને કાને સહેજ સણસારો પણ જાય નહિ."

"તે અમે બહુ સારી રીતે સમજીએ છીએ. ને તેને માટે અમે ઘણીજ સાવચેતી રાખીશું."

ઇન્કુબુએ રજા લીધી. અંબોપા તેની સાથે જવા ઉઠ્યો. તે જતાં

જતાં અમને પગે લાગ્યો. અમારા બધાની વતી પ્રતાપરાયે નમસ્કાર સ્વીકારીને આશિર્વાદ આપ્યો—"બેટા, ફતેહ કરો."

તે ગયો.

*  *  *  *

બપોર પછી નમતે પહોરે ટવાલાગુ રાજા તરફથી ત્રણ ચાર માણસો આવ્યા. તે એક મોટી ચામડાની ઢાલમાં કાંઈક વસ્તુ મૂકીને લાવ્યા હતા. અમારી સમક્ષ જમીન ઉપર તે ઢાલ મૂકી દઈને નમન કરી દૂર ઉભા. પછી તેઓમાંનો એક મુખ્ય માણસ પાસે આવી હાથ જોડી બોલ્યો—

"મહારાજ, ટવાલાગુ રાજાએ આ ચીજો આપને ભેટ તરીકે મોકલાવી છે- તે સ્વીકારો"

એ સાંભળી પ્રતાપરાયે પળવાર વિચાર કરીને પછી જમણો હાથ લંબાવ્યો. પેલા માણસે પેલી ઢાલ ઉચકીને પ્રતાપરાયના હાથને અરકાડી. અને પછી અમારી પાસે જમીન પર પાછી મૂકી.

પ્રતાપરાયે હુકમ આપ્યો—"જાઓ." એટલે પેલાઓ નમન કરીને થોડુંક ઉંધા ચાલી વિદાય થઈ ગયા.

અમે ઉઠીને વસ્તુ જોઈ. તે ઢાલમાં ત્રણ સુંદર બખતર હતાં. બહુજ બારીક કારીગરીવાળાં, ઝીણી સાંકળથી ગુંથેલાં છતાં અત્યંત મજબૂત તે બખતર હતાં. તે ઘણાં ઘણાં વરસ ઉપર બનાવેલાં હોવાં જોઈએ એમ તેને બારીકાઈથી જોતાં ખાત્રી થતી હતી. છતાં દરેક સાંકળીની ઉપર ચઢાવેલો ઓપ હજુ યે જેવો ને તેવોજ હતો!

એ જોઈને અમને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. એ જંગલી પ્રજામાં આવાં સુંદર અને બારીક કારીગરીવાળાં બખ્તર કોણ બનાવતું હશે? અમે ઘણો વિચાર કર્યો. પણ સમજાયું નહિ. આ પ્રજામાં તો સામાન્ય કુહાડી કે કોદાળી બનાવવા કરતાં વધારે હુશીઆરીવાળો કોઈ લુહાર દેખાતો નથી. ત્યારે કવચ બનાવ્યાં કોણે? કહો

ન કહો, પણ તે કોઈ રીતે, બહારથી કોઇ સુધરેલી પ્રજામાંથી અહીં આવ્યાં હોવાં જોઇએ.

અને અમારૂં એ અનુમાન સાચું જ પડયું. સાંજે સૂર્યાસ્તને બે ઘડી બાકી હતી, તે વખતે ઇન્કુકુઝ અને અંબોપા આવી પહોંચ્યા. અમારી પાસે બખ્તર પડેલાં જોઇને ઇન્કુકુઝ બોલ્યો–" ઓહો, આ અહીં ક્યાંથી ?"

અમે કહ્યું–" ટવાલાગુએ અમને ભેટ તરીકે મોકલાવ્યાં છે."

" હેં, ખરેખર ? "

" હા. કેમ ? "

" આ તો ભારે નવાઇની વાત છે !" આ બખ્તર તો અમારા દેશમાં દેવ તરીકે પૂજાય છે."

" અહીં આવા બખ્તર કોણ બનાવે છે ? "

" આવા બખ્તર બનાવનાર તે કોણ હોય ? એ બખ્તર કાંઇ કોઇએ બનાવ્યાં નથી."

" ત્યારે એ ક્યાંથી આવ્યાં ! "

" તે પણ કોણ જાણે. હું જાણતો નથી. અમારા લોકમાંનું કોઇ જાણતું નથી. માત્ર ગગોલા ડોસી કહે છે કે હું જાણું છું. તે કહે છે કે આ બખ્તર પેલા ત્રણ કાળા પહાડની ગુફામાંથી એકેક નીકળી આવ્યાં છે. તે અમારા રાજાના વડવાના વડવાઓના વખતથી અમારી પાસે છે. રાજા કે રાજાના છોકરાઓ સિવાય બીજું કોઈ આ બખ્તર પહેરી શકતું નથી. ગગોલા ડોસી કહે છે કે રાજકુટુંબી સિવાય બીજું કોઇ એ પહેરે તો છ મહિનામાં મરી જાય. આ બખ્તર તમને રાજાએ મોકલ્યાં તે જોઇને મને નવાઇ લાગે છે."

" આ બખ્તર પહેર્યાથી કોઇ માણસ મરી ગયું હતું ખરૂં ?"

" નાજી. પણ છ મહિનામાં મરી જવાની ધાસ્તીથી કોઇ એને પહેરતું જ નથી."

પ્રતાપરાયે મારા તરફ જોયું. હું ગુજરાતીમાં બોલ્યો, "ડાક્ટર સાહેબ, કેટલાક પોશાકો ઝેર પાયેલા આવે છે. આ બખ્તર તેવાં ઝેર પીવડાવેલાં તો નહિ હોય ?"

પ્રતાપરાયે જવાબ દીધો—"મને એવું કાંઇ લાગતું નથી. કારણ કે ઝેર પાયલું હોય તો આ બખ્તર રાજા પોતે કે એના કુટુંબીઓ કેવી રીતે પહેરી શકે ?"

"તે તો કોણ જાણે. પણ ત્યારે આવી જંગલી પ્રજામાં આવી ઉત્તમ બારીક કારીગરીવાળાં બખ્તર આવ્યાંજ ક્યાંથી ?"

"એ વિશે મને એક અનુમાન સૂઝે છે. હજારો વરસ ઉપર યુરોપની કેટલીક ટોળીઓ ધર્મપ્રચાર માટે આ તરફ લડવા આવતી હતી એમ ઇતિહાસ ઉપરથી માલૂમ પડે છે. તે લોકો ક્રુઝેડર કહેવાતા. મને લાગે છે કે આ બખ્તર તેવા ક્રુઝેડર લશ્કરના કોઇ મરણ પામેલા લડવૈયાના શરીર પરથી આ લોકોએ ઉતારી લીધેલાં હોવાં જોઇએ, અને પોતાનામાં આવી વસ્તુ સરજવાની કળા ન હોવાથી તેને એક અમૂલ્ય દૈવી ચીજ તરીકે એ લોકોએ સાચવી રાખ્યાં છે અને તેની પૂજા કરી છે. આજે આ વસ્તુની ભેટ આપીને આપણને ટવાલાગુ ખુશ કરવા માંગે છે. એને શું ખબર કે આવાં બખ્તરમાં આપણે મન કશી નવાઇ નથી ?"

"મને લાગે છે કે ટવાલાગુ આપણાથી બ્હીનો હોવો જોઇએ. નહિ તો તે આવી અમૂલ્ય ચીજની ભેટ આપણને આપે નહિ."

મારા હાવભાવ ઉપરથી મારા વાક્યનો મર્મ સમજી જઇને ઇનક્રુઝ બોલ્યો—"હું પણ એમજ ધારું છું."

એ વાત એટલેથી રહી. પછી અંબોપાએ પોત પ્રજામાંના કયા કયા લડવૈયાને મળી આવ્યો હતો અને તેમની સાથે શું વાતચિત થઇ હતી તે કહી સંભળાવ્યું. ઘણા ખરા લડવૈયા તો ઇગ્નોસી જીવતો છે અને આવી પહોંચ્યો છે એમ સાંભળીને રાજી રાજી થઇ ગયા.

કેટલાકને એને પોતાની પીઠ બતાવવી પડી. તે લોકો સાપોળીયાની આકૃતિ જોઇને એકદમ ઉત્સાહમાં આવી ગયા. એકંદરે કામ સારૂં થયું હતું. આજે રાતના જો બીજું કાંઇ અણધાર્યું ન બને તો ટવાલાગુને ઉથલાવી પાડવાનો બહુજ સરસ લાગ છે એમ અમને સર્વને લાગ્યું.

પછી કેટલીક બારીક વિગત નક્કી કરીને ઇન્કડુઝ ગયો.

## પ્રકરણ ૩૯ મું.

## ભૂતિયો નાચ

બાકીનો દિવસ જેમ તેમ કંટાળાભરેલી શાંતિમાં વ્યતીત થયો. ક્યારે રાત પડે એવી ઉત્સુકતા મનમાં થતી હતી. પણ તે સાથે રાતના કોણ જાણે શુંયે થશે, કોનો ઉંટડો કયે પાર બેસશે તેની અનેકવિધ કલ્પના થતાં ચટપટી થયા કરતી હતી. અંતે રાત પડી તો ખરીજ. ગામડામાં ઠામઠામ જંગલી દીવેલની બળતી મસાલો સળગી. એ મસાલોના ઝાંખા અજવાળામાં અમે કેટલાક આકારોને મહોલ્લાઓમાં આમથી તેમ જતા જોઇ શકતા હતા. થોડી વાર પછી આકાશમાં ચંદ્રમા ઉગ્યો. તેના પ્રકાશમાં કેટલાક ભાલા ચમકતા દેખાયા. થોડી વાર પછી બધા માણસો એક્કી સાથે એક દિશામાં જતા હોય એમ લાગ્યું. નાચનો વખત થયો હોવો જોઇએ એમ અમે ધાર્યું.

અડધા કલાક થયો. એટલામાં ઇન્કડુઝ આવી પહોંચ્યો. તેણે પોતાનો લડવૈયાનો પોશાક પહેરેલો હતો. છાતી અને વાંસા પર જાડા ચામડાની ખાસ બનાવેલી ઢાલ, ખંભે તીર કામઠું અને એક હાથમાં ભાલો. એની પાછળ બીજા વીસ માણસ આવ્યા હતા. તે એના સાગ્રીત હતા. બધા અમને સલામ કરીને દૂર ઉભા. અમે અમારાં બખ્તર—ટવાલાગુએ ભેટ તરીકે મોકલાવેલાં તે—પહેરી લીધાં. એ બખ્તર ઝેર પાયેલાં હોવાનો વહેમ અમે

કાઢી નાંખ્યો. જે થવાનું હોય તે થાય. પછી અમારી બંદુકોને સજ્જ કરી સાથે લઇને એ વીસ બહાદુર લડવૈયાની પાછળ પાછળ માન અને દબદબાભરેલી રીતે ચાલ્યા.

નાચવાળા ચોગાનમાં જઇને અમે જોયું તો ત્યાં હજારો લોકોની ભારે મેદની ઝામેલી હતી. આખું મેદાન ગડબી ગડબીને ભર્યું હોય તેવું લાગતું હતું. છતાં એ ભેળા મળેલા લોકોમાં એક જાતની વ્યવસ્થા હોય એમ દેખાઇ આવતું હતું. સંખ્યાબંધ માણસોની હારની હાર બેઠી હતી. પણ તેમની વચ્ચે જ્યાં જુઓ ત્યાં બે માણસ સાથે ફરી શકે તેવડો રસ્તો રાખેલો હતો.

કોઈ ઠેકાણે ચોકીદારો કે બીજા માણસ દેખાતા ન હતા. વરસોવરસની ટેવથી દરેક માણસ કોઇ પણ જાતની સૂચના કે સ્વયંસેવકોની દોરવણી વગર પોતાની નિશ્ચિત જગા પરજ આવીને બેસતો. આવડો ગંજાવર મેળો મળેલો હતો. છતાં ત્યાં શાંતિ તો એટલી બધી હતી કે પાઇ કે પૈસો પડયો હોય તો યે આખી સભામાં અવાજ સંભળાય.

છતાં બધા માણસોના મ્હોં ઉપર એક જાતની સ્મશાનીઆ ગંભીરતા છવાઇ રહેલી હતી. નાચ અને મેળો તો સ્વાભાવિક રીતે આનંદજનક પ્રસંગો હોવા જોઇએ. પરંતુ આ તો મોતનો મેળો હતો. દરેક જણ જાણતું હતું કે આજે આપણામાંના ઘણા-કનો ભોગ લેવાશેજ. ઘણાક તે કોણ—એ નક્કી ન હતું. એટલે જોગણીનું ખપ્પર પોતાના ઉપરજ આવી પડશે એવી દરેકને દહેશત હતી. આથી બ્હીકે દરેકના મુખ ઉપર સ્મશાનીઆ ગંભીરતા આવી વસે એમાં શી નવાઇ?

અમે ઇન્કુઝને પૂછ્યું—"તારા રાજનું આખું લસ્કર અહીંઆ છે?"

"ના જી. તેનો ત્રીજો ભાગ. દર વરસે આ નાચના મેળામાં આખા લસ્કરનો ત્રીજો ભાગ હાજર રહે છે અને એ ભાગનું

લશ્કર રક્ષણ કરવાને માટે બાજુએ થોડે દૂર તૈયાર રહે છે. જ્યારે વધક્રિયા શરૂ થાય ત્યારે કદાચ તોફાન થાય એવો રાજાને ભય રહે છે તેથી એમ કરતા હશે.”

અમે એનો ભેદ સમજી ગયા.

“આજે કેટલા મરશે?”

“પચ્ચીસ-પચાસ-સો-એનો કાંઈ નિયમ નથી.” હાન્કહુઝ બોલ્યો.

“આ બહુજ ઘૃણાસ્પદ દેખાય છે.” હું બબડ્યો.

પ્રતાપરાય કહે—“જે હોય તે. હાલ તો ધીરજ રાખીને, કાળજું કઠણ કરીને જોયા સિવાય બીજો ઉપાય નથી.”

“અમારા ઉપર તો કાંઈ આફત આવે એમ નથીને?” પાછળથી બનુચાચાએ પૂછ્યું.

“ના, ના, બનતાં સુધી તો નહિ આવે.” હાન્કહુઝે જવાબ દીધો—“તમે તો મેમાન છો. અમારામાં મેમાનને દુઃખ દેવાનો રિવાજ નથી. છતાં અમારો અવિચારી રાજા તેવું કાંઈ કરવા જશે તો હું અને મારા સાથીઓ તમારી રક્ષા કરવાને તૈયાર છીએ. અમે જીવતાં તમારા જાનને કાંઈ પણ થવા દઈશું નહિ.”

હાન્કહુઝે એ ઠીક કહ્યું. છતાં બનુચાચાને હૈયે ટાઢક વળી હોય એમ એના ચહેરા પરથી ન લાગ્યું. તેમની છાતી તો ધડકતીજ હોવી જોઈએ.

થોડી વારે એક બાજુએથી પચીસેક માણસોનું ટોળું આવ્યું. તે બતાવીને હાન્કહુઝ બોલ્યો—

“જૂઓ, જૂઓ, પેલાં બધાં આવ્યાં. આ આગળ આવે છે તે ટવાલાગુ. તેની પાછળ ગગોલા. તેની પાછળ સાકા. તેની પાછળ પંદર વીસેક સ્ત્રીઓ આવતી દેખાય છે. એ સ્ત્રીઓ ગગોલા ડોશીની સાગરીતણો છે. બધાં કેવાં હારબંધ ચાલ્યાં આવે છે! સૌથી પાછળ આવે છે તે કુહાડીવાળા મારાઓ છે.”

એ કુહાડીધારી કસાઇઓએ આજે ભપકાબંધ પોશાક કર્યો હતો. ભપકાબંધ પોશાક એટલે શરીર પર રંગબેરંગી લેપના ચટપટા કર્યા હતા. અને ડોકમાં તથા માથે ને કમ્મરે કોડીઆના હારતોરા પહેર્યા હતા. ખભા પર મોટી મોટી કુહાડીઓ મૂકી હતી. એવડી, કે એક ઘાએ ધડથી ડોકું જુદું પાડી નાંખે. અત્યારે તેમના મ્હોં પર ભારે રૂવાબ દેખાતો હતો.

રાજા આવીને પોતાની જગા પર ગોઠવાયો. સાકા ને ગગોલા પણ પોતાની નિશ્ચિત જગા પર ગોઠવાયાં. પેલી સ્ત્રીઓ અને મારાઓ એક બાજુએ જઈ બેઠાં.

ટવાલાગુએ અમારી સામે જોઈ મ્હોં મલકાવ્યું. અમે પણ તેને યોગ્ય જવાબ દીધો. પછી તે બોલ્યો—" આજે મહારાજ, આપને બહુજ અનુપમ પ્રસંગ જોવાનો મળશે. તે જોઈને આપ બહુ રાજી થશો. આવો દેખાવ તમને સૂર્યલોકમાં જોવાને નહિ મળે."

અમે કાંઇ જવાબ દીધો નહિ. તેણે ગગોલા સામે જોયું. બંને જણાંએ કાંઇક સંતલસ કરી અને પાસે ઊભેલા ગુલામને ઓર્ડર આપ્યો. તેણે એક બ્યુગલ જેવા અવાજની પીપી વગાડી. એટલે એક નાકા પર બેઠેલી સ્ત્રીઓની ટોળીએ કંઇક વિચિત્ર રાગનું ગીત ગાવા માંડ્યું. તે ગીતની પહેલી લીટીનો અર્થ ઇન્ફુકુએ અમને નીચે પ્રમાણે સમજાવ્યો.

માએ જણેલો માનવી
અંતે ક્યાં જવાનો?
અંતે ક્યાં જવાનો!

એ પ્રશ્નને બીજી તરફ બેઠેલી સ્ત્રીઓ રાગ કાઢીને જવાબ આપતી કે—

કોણ જાણે રે
કોણ જાણે.

ગીત અડધુંક ચાલ્યું. એટલે પેલી ટોળાબંધ આવેલી ગગોલા ડોશીની સાગ્રીતણો ઉઠીને ઉભી થઇ અને આખી સભામાં જુદે જુદે ઠેકાણે વિખરાઇ જઇને ઉભી.

## પ્રકરણ ૪૦ મું.

### કુહાડીના કોમળ ઝટકા

થોડી વાર પછી તેમણે નાચ કરવા માંડયો. ચંદ્રમાના ઝાંખા પ્રકાશમાં એ વિકરાળ ડાકણોનો નાચ બહુજ ભયાનક લાગતો હતો. જાણે સ્મશાનની રૌદ્ર ભૂમિમાં અનેક મુડદાંની વચ્ચે ભૂતાવળાં નાચતાં હોય તેવું એ દૃશ્ય હતું. ગમે તેવા પત્થર હૃદયના માનવીને પણ એ જોતાં કંપારી છૂટે એમાં કાંઇ શંકા નહિ.

અમે ગુપચુપ બેસી રહ્યા હતા. શું થાય છે તે જોવા માટે ઉત્સુકતા હતી ખરી. પણ સાંભળેલા વર્ણન ઉપરથી એને માટે ઘૃણા પણ ઉપજી હતી. થોડી વારે એક દિશામાંથી અવાજ આવ્યો—

" હોવિયાવિયા. "

અમે તે દિશામાં જોયું. તો માલમ પડયું કે ગગોલા ડોશીની એક ડાકણ શિષ્યાએ એક પાપી માણસને સૂંઘી કાઢયો હતો.

ગરીબ બીચારો ! નાચતાં નાચતાં પેલી ડાકણે એના શરીરને લાકડી અડાડી. તે અડતાંજ એનો ચહેરો ધોળો ફક જેવો પડી ગયો હતો. આટલે દૂરથી પણ તેનું મુડદા જેવું મુખ અમારા અંતરમાં કરૂણા ઉપજાવી રહ્યું હતું.

તે બાપડો પોતાની જગાએથી ઉઠયો. અને કોઇ પણ જાતની દોરવણી વગર ચાલતો ચાલતો આવીને વચલા કુંડાળામાં ઉભો રહ્યો. ત્યાં ઉભેલા એક મારાએ તેની ગળચી પકડી, અને ટવાલાગુ તરફ જોઇને બોલ્યો—" હુકમ, મહારાજ. "

ટવાલાણુએ ગગોલા ડોશી તરફ જોયું અને બોલ્યો—"હુકમ."

ગગોલા ડોશી દાંતીઆ કરીને વિકરાળ મ્હોં બનાવી બોલી—"હુકમ."

સાકા પણ તેમના તરફ જોઇને પછી બોલ્યો—"હુકમ."

બસ થઇ રહ્યું. ત્રણે જણના મ્હોંમાંથી હુકમ શબ્દ નીકળે કે મોત માંગવા આવેલા એ પામર પ્રાણીનું ભવિષ્ય નક્કી થઇ જતું. નક્કી તો પહેલેથીજ રહેતું. પરંતુ આટલી વિધિ દરેક માણસના સંબંધમાં કરવામાં આવતી. તે પ્રમાણે ત્રણે વિભુતિઓનો હુકમ મળી જતાં પેલા મારાએ તે વધ્ય પ્રાણીનું ડોકું પાસે પડેલી મોટી શિલા ઉપર નમાવ્યું. ને પોતાના હાથ ખેંચી લીધા. વગર તકરારે મોતને શરણે થયેલો એ માનવી તો આ વખતેજ અડધો મરી ગયેલો—બેભાન થઇ ગયેલો હતો. તેના ડોકા ઉપર બે પાસેથી બે મોટી કુહાડીઓ ધડાક ધડાક કરતી પડી. તે સાથેજ ડોકું ધડથી જુદું પડી બાજુએ ગબડી પડયું.

ધાતકી મારાઓએ એકનો કાન અને બીજાને ટાંટીઓ પકડીને તેને એક બાજુ પર ખાસ રાખેલી જગાએ ઢગલો થવાને ફેંકી દીધું.

આ વર્ણન જેટલી હિંમતપૂર્વક હું લખું છું તેના કરતાં સો ગણી હિંમત એ કરપીણ દૃશ્ય નજરે જોતી વેળા અમારે રાખવી પડી હતી એમ કહું તો વાંચક, તેમાં અતિશયોક્તિ ન માનતો. આવા નિરપરાધ માનવીને ભર સભાની વચ્ચે પકડીને કોઇ પણ જાતની તપાસ વગર ભાજીમૂળાની પેઠે સમારી નાંખવામાં આવે એ દશ્ય કાળજાને વજ્ર જેવું કઠણ કર્યા સિવાય કેમ જોઇ શકાય?

એકને મારી નાંખવાનો વિધિ સંપૂર્ણ થયો ન થયો, એટલામાં તો બીજા ત્રણ પ્રાણીઓને ગગોલા ડોશીની ઉસ્તાદ સાથીતણીએ વધસ્થાન પર મોકલી આપ્યા હતા. જ્યારે ભોગ ઉપર કુહાડીના ધા કરવાની પવિત્ર ક્રિયા થતી હતી ત્યારે પણ એ ડાકણો તો સભાન

જુદા જુદા ભાગમાં ફરતી ને નાચ કરતી ચાલુજ હતી. પાપીઓ(!)ને શૂળી કાઢવાનું તેમનું કાર્ય તો ચાલુજ હતું.

પહેલા મનુષ્યનો વધ કર્યા પછી બીજાને ચોટીમાંથી પકડતાં પહેલાં પેલા મારાઓએ કાંઈક બબડવા માંડ્યું. કાંઈ ગીત કે મંત્રો બોલતા હોય એમ મને લાગ્યું. મેં પાછળ ફરીને ઈન્કુઝને પૂછી જોયું. તેણે જવાબ આપ્યો કે, "એ લોકો આ મરનાર માણસના જીવને માટે પ્રાર્થના કરે છે. પ્રાર્થનાની એવી મતલબ હતી કે પોતાના જાતિભાઈઓના હિતને ખાતર દેહનો ભોગ આપનાર આ માનવીને હે ભગવાન, સ્વર્ગમાં સારું સ્થાન આપજે. એવા એ જીવને આ દુનિયાના પાપમાંથી મુક્ત કરવાની તક મળવા માટે અમે અમારી જાતને ધન્ય ધન્ય માનીએ છીએ." વગેરે.

એ સમાપ્ત થયા પછી તરતજ બીજાનો કેસ હાથમાં લેવામાં આવ્યો. એક કસાઈએ તેની ચોટી ઝાલી, ને રાજા તરફ જોઈ પૂછ્યું—"હુકમ, મહારાજ?"

ટવાલાગુએ ગગોલા તરફ જોયું ને બોલ્યો—"હુકમ."

ગગોલા અને સાડાએ પણ એક બીજાની સામે જોઈને પછી હુકમ આપ્યો. તે મળતાંજ પેલાની ચોટી શિલા ઉપર નમાવવામાં આવી ને ઉપરથી કુહાડીઓ પડી. ડોકું ધડથી જૂદું પડતાંજ ટવાલાગુ મોટેથી બોલ્યો—"નંબર બે."

બીજાને પછી ત્રીજો, ત્રીજા પછી ચોથો, એમ ટવાલાગુ મરનાર માણસના નંબર મોટેથી ગણતો ગયો. ધીમે ધીમે એનો નંબર લગભગ પચીસ સુધી આવ્યો. ગગોલાની સાથીતણે એ વિશાળ જનસમુદાયની વચ્ચે ફરતી જતી હતી અને એક પછી એક માણસને બલિદાન દેવાને વચ્ચેના ચોગાનમાં મોકલી આપતી હતી. અને પેલા વિકરાળ મારાઓ જરા પણ સંકોચ કે આશંકા વગર કુહાડીના ઘા કર્યેજ જતા હતા. પચીસના નંબર આવતાં તો મેં પ્રતાપરાયને કહ્યું—"આ તો બહુજ ઘૃણાસ્પદ

છે. ચાલોને, આપણે કાંઈ બહાનું કાઢીને અહીંથી ઉઠી જઈએ.”

પ્રતાપરાય કહે–“હવે બેસોની. બહાદુરભાઈ, વખત આવ્યે કડવામાં કડવો ઘુંટડો પણ આપણને ગળી જતાં આવડવો જોઈએ.”

“આવું કરપીણ દૃશ્ય જોવા કરતાં તો અહીંથી નાસી છૂટવું તે સારૂં.” મેં કહ્યું.

પ્રતાપરાયે કહ્યું–“બહાદુરભાઈ, માણસને પ્રવાસમાં કાંઈ હંમેશ પોતાની ઇચ્છા પ્રમાણેના સંયોગો મળતા નથી. તમને તેની સારી પેઠે ખબર છે. કદાચ એમજ બને કે આ જોવામાંથી આપણને કાંઈક નવું ને ઉપયોગી જાણવાનું મળી જાય.”

હું કાંઈ બોલ્યો નહિ. મને વિચાર થયો કે હું આટલો કંપી ઉઠું છું તો બનુચાચાને તો કોણ જાણે કેવીયે લાગણી થતી હશે. તેમને કેવી લાગણી થાય છે તે જોવાને મેં પાછળ ફરીને જોયું. તો યા અલ્લાહ! બનુચાચાનાં પોપચાં મળી ગયેલાં હતાં. તે ડોસા આટલી મોડી રાત્રે જાગરણ કરવાનું માંડી વાળી ક્યારના મીઠી નીંદરડીનો આસ્વાદ લેવા મંડી પડ્યા હતા. તે બેઠા બેઠાજ ઝોકાં ખાતા હતા. અને વચમાં વચમાં અંબોપાના ખભા પર ઢળી પડતા હતા.

બનુચાચાની યુક્તિ જોઈને મને પણ લાગ્યું કે આ સારો ઉપાય છે. દેખવું નહિ ને દાઝવું નહિ. મેં પણ આંખ મીંચી દીધી. સર્વ કાંઈ દેખાતું બંધ થયું. એટલે પછી તેને લીધે ઉપજતી ઘૃણા પણ શમી ગઈ.

એ સ્થિતિમાં મને કોણ જાણે ક્યારે નિદ્રા આવી તે ખબર નથી. કેટલો વખત હું ઉંઘ્યો હઈશ તે પણ હું કહી શકું નહિ. પરંતુ જ્યારે હું જાગ્રત થયો ત્યારે મારી આસપાસ કેટલીક ગરબડ થતી હતી. ખરૂં કહું તો એ ગરબડ ને કોલાહલને લીધેજ હું ઝબકીને જાગી ઉઠ્યો હતો.

આંખો ચોળીને મેં જોયું તો પ્રતાપરાય ઉભા થઈ ગયેલા હતા.

તેમની સામે ટવાલાગુ અને ગગોલા ડોશી આવીને ઉભાં હતાં. તે બે જણા પ્રતાપરાયની સાથે કાંઇક તકરાર કરી રહ્યાં હતાં. મારી પાછળવાળા અનુચાચા ને અંબોપા પણ ઉભા થયા હતા. તે જોઇને હું પણ એકદમ સ્ફુર્તિ લાવીને ઉભો થઇ ગયો.

તરતજ મને સમજ પડી. ટવાલાગુ અને ગગોલા અંબોપાનો વધ કરવાની માંગણી કરતા હતા. ગગોલા ડોશીની ડાકણ સાગ્રીતણોમાંની એકે નાચતાં નાચતાં અંબોપાની પાસે આવી પોતાની લાકડી તેના ખભા પર અડાડી હતી. એ લાકડી અડતાંજ નિયમ પ્રમાણે અંબોપાએ સ્વેચ્છાપૂર્વક ઉઠીને વધસ્થાન પર જઇ ઉભા રહેવું જોઇએ. પરંતુ તેણે તેવું કાંઇ કર્યું નહિ. એટલે પેલી ડાકણે તેને ધાંટા પાડીને ડરાવવા માંડ્યો. પરંતુ અંબોપાએ તેને કાંઇ દાદ દીધી નહિ. એટલે તેણે ગગોલાને ફરિયાદ કરી. ગગોલા ટવાલાગુને લઇને તરતજ અંબોપા બેઠો હતો તે જગાએ આવી, ને વિકરાળ મ્હોં કરી તેને ઉઠવાનો હુકમ આપવા લાગી.

પ્રતાપરાયે દમામથી કહ્યું—“ એ મારો સેવક છે. એના શરીરને આંગળી અડાડવાની કોઇની મગદૂર નથી.” તેમણે ગગોલાને ધાંટા પાડી કહ્યું—“ ખબરદાર, દૂર રહે, ડોશી.”

ટવાલાગુ રાજાને શોભે તેવી નમ્રતાથી પ્રતાપરાયના કાલાવાલા કરવા લાગ્યોઃ—“ મહારાજ, આપ તો અમારા મેમાન છો. પણ આ નોકર કાળો છે. અમારી જાતિનો છે. અમારી જાતિના કાયદાને એણે માન આપવુંજ જોઇએ. આપ એની તરફેણ કરો તે નહિ ચાલે.” વગેરે.

“ શું તમારી જાતિમાં પરોણાઓ ઉપર પણ જુલમ કરવાનો રિવાજ છે ? ”

“ પણ આ તો કાળી જાતનો છે.”

“ તેમાં શું થઇ ગયું ? ” પ્રતાપરાય બોલ્યા—“ એ મારો સેવક છે ને એના તરફ તમારે માનપૂર્વક વર્તવું પડશેજ.”

એ સાંભળીને ગંગોલા ચીસ પાડીને બોલી—"ઓહોહોહો! મોટો સેવક આવ્યો છે...! નહિ જોયો હોય તો!" તેણે ટવાલાગુને એક ઢીકો માર્યો ને તેની સાથે વઢવા લાગીઃ—"તું કેમ આવી પોચી પોચી વાતો કરે છે? ડાકણમાતા ભોગ માંગે છે ને તે જે ભોગ માંગે તે આપવોજ જોઈએ. જો નહિ આપીએ તો આખી પ્રજા આફતમાં આવી પડશે. દુકાળ પ્લેગ ચાલશે, જો ભોગ પોતે ના પાડશે તો તે સૌથી પહેલો પ્લેગમાં મરશે. એણે મરવાને ઉભા થવુંજ જોઈએ. ડાકણમાતા ભોગ માંગે છે. ડાકણમાતા લોહી માંગે છે. ટવાલાગુ, તું શું જોયા કરે છે!"

પ્રતાપરાયથી કાંઈ બોલ્યા નહિ. તેઓ તો પોતાના મોભ્ભાને અનુકૂળ ઢબથી બંનેના પ્રતિ જોયા કરતા હતા. ગંગોલાએ ચાવી ચઢાવ્યાથી ટવાલાગુ બોલ્યો—"સૂર્યલોકના દેવી આત્મા, આપે આ નોકરને અમારે સ્વાધીન કરવોજ પડશે. એ પાપી છે. એ આખી પ્રજાને માટે જોખમભરેલો છે. પાપીને સૂંઘી કાઢવામાં સેંકડો વરસની અનુભવીયણ એવી ડાકણ માતાઓએ એને સૂંઘી કાઢ્યો છે. એટલે તેમાં અમારૂં કે તમારૂં કાંઈ ચાલે નહિ."

તેણે પોતાના એક ગુલામ તરફ જોઈને કહ્યું—"ચાલ રે, આને પકડીને ખેંચી જા."

પેલો ગુલામ આગળ વધતો હતો. એટલામાં પ્રતાપરાયે ચાચા તરફ જોઈને ગુજરાતીમાં કહ્યું—"ચાચા, તમારી બંદુક આના તરફ ધરો."

પછી મોટેથી પેલાઓને સમજાય તેવી રીતે બોલ્યા—"ખબરદાર, જે કોઈ આગળ વધશે તેના હાલ પેલા બળદ જેવા થશે."

પેલો તરત ચમકીને ઉભો રહ્યો.

"કેમ અટક્યો? કુતરા!" ટવાલાગુ તડુક્યો.

પેલાની દશા સુડી વચ્ચે સોપારી જેવી થઈ. તે બાપડો થરથર ધ્રુજવા લાગ્યો. ટવાલાગુએ ફરી તડકાવ્યો—"રાજાના હુકમ કરતાં ને ડાકણમાતાના હુકમ કરતાં તારા સડેલા કુતરા જેવા શરીરને વધારે

ગણે છે? પાજી!"

પેલો આગળ વધવાને પ્રયત્ન કરવા લાગ્યો. એટલે પ્રતાપરાયે અનુચાચાને કહ્યું—"તમારી બંદુક ટવાલાગુ પર તાકો." મને કહ્યું—"તમે તમારી બંદુક ગગોલા પર તાકો."

મેં તેમ કર્યું. ટવાલાગુના મોં પર તરત ભયનાં ચિન્હ દૃષ્ટિગોચર થયાં. પ્રતાપરાયે વજ્જર જેવા મક્કમ અવાજે કહ્યું—"બોલો, હવે એક શબ્દ પણ બોલો—આ મારા સેવકની જીંદગી લેવા વિશે એક શબ્દ પણ બોલો, કે તરત તમારૂં આવી બન્યું સમજો. સૂર્યલોકના દૈવી જનોનું અપમાન કરનારા ઓ મૂર્ખ રાજા, હવે ચલાવ તારો હુકમ, જોઇએ."

આ શબ્દોની આબાદ અસર થઇ. રાજાએ તરત ગગોલાની સામે જોયું. બંનેએ પોતાની સાંકેતિક ભાષામાં ગુપ્ત મસલત કરી. પછી રાજા પ્રતાપરાયના તરફ જોઇ બોલ્યો—"આપ આપની જાદુઇ ભૂંગળી અમારા તરફથી પાછી ખેંચી લ્યો. આપણે આ રીતે લડવાનું કાંઇ પ્રયોજન નથી. આપ અમારા મેમાન છો, ને આપના આ નોકરને પણ અમે મેમાન તરીકે ગણી લઇએ છીએ. ચાલો, પાછા હટો." તેણે પોતાના ગુલામોને હુકમ આપ્યો.

પ્રતાપરાય બોલ્યા—"હવે ખરી અક્કલ સુઝી ખરી." એમ કહી તેમણે અમને બંદુકો ખેંચી લેવાનું કહ્યું. પછી બોલ્યા,—"ટવાલાગુ, અમે આ કતલખાનાથી કંટાળી ગયા છીએ. અમારે હવે આરામ લેવો છે. આ સભા પૂરી ક્યારે થશે?"

"હવે પૂરીજ થઇ ગઇ છે." રાજા બોલ્યો.

# પ્રકરણ ૪૧ મું.

## એક ડગલું આગળ

એ રીતે વાત થયા પછી તરતજ અમને અમારા મુકામવાળી ઝુંપડીએ મોકલી આપવામાં આવ્યા. સભા પણ તરતજ પૂરી થઇ. સૌ મૂંગા મૂંગા ઉઠીને પોતાને ઘેર ગયા. સૌ ગયા ત્યારે વચલા ચોગાનમાં મુડદાંનો એક ડુંગર ખડકાયલો દેખાયો.

અમે અમારી ઝુંપડીમાં પેઠા. એટલે અંબોપા બારણું વાસીને પ્રતાપરાયની આગળ આવી ભોંય પર લાંબો થઇને પગે લાગ્યો. તે બોલ્યો–"આજે આપે મારો જીવ બચાવ્યો છે. હું આપનો ભારે ઋણી છું."

પ્રતાપરાય બોલ્યા—"એમાં મેં વિશેષ કાંઇ નથી કર્યું. હજુ તો મારે તને રાજા બનાવવો છે. આજે તું બચ્યો તે તારા પોતાના નસીબને લીધેજ. મને પણ આશા ન હતી."

"આપ સાચું કહો છો. હજુ હું અહીંના બધા લડવૈયાને મળી શક્યો નથી. એક વાર મારૂં પાકું થાય પછી ટવાલાની મગદૂર નથી કે મારી સામે આંગળી ઉંચી કરી શકે."

એ પછી કેટલીક પરચુરણ વાત થઇ. અને અમે ઉંઘવા પડ્યા. ઘણો વખત સુધી બીલકુલ ઉંઘ ન આવી. રાત્રે જોયલાં ભયંકર દશ્યનાં સ્વપ્નાંજ નજર સામે તરવરે. આખરે બહુ મોટી ઉંઘ આવી. ને પરિણામે સવારેય બહુ મોડા ઉઠ્યા.

ઉઠ્યા કે તરતજ હેન્કહુક આવી પહોંચ્યો. તે બોલ્યો– "માફ કરો મહારાજ. મારે રાત્રેજ આપની પાસે મળવા આવવું જોઇતું હતું. પણ આવી ન શક્યો."

"તેનું કારણ હું સમજું છું," પ્રતાપરાયે જવાબ દીધો— "ટવાલાગુને ખબર પડે તો શંકા લાવે–કેમ, તેથીજને?"

"હાજી." હેન્કહુક બોલ્યો–"ખરી વાત છે. હજુ અમારા બધા

લડવૈયા પાકા થયા નથી. તેટલું થાય પછી ટવાલાગુ જખ મારે છે."

પછી તેણે અંબોપાની સાથે કેટલીક વાતચિત કર્યા પછી અમને કહ્યું કે—"મહારાજ, બહાર કેટલાક અમારા સરદારો ઉભા છે. તેઓ ઇગ્નોસીને નજરે જોવા માંગે છે. તેમને ખાત્રી કરવી છે. આપની આજ્ઞા હોય તો તેમને અંદર લાવું."

પ્રતાપરાયે આજ્ઞા આપી. એટલે ઇન્ફડુઝ બહાર ગયો અને ત્રણ પડછંદ કાળા લડવૈયાઓને અંદર તેડી લાવ્યો. તેમની ઓળખાણ આપતાં તે બોલ્યો—"મહારાજ, આ અમારા રાજાના તાબાના મોટા મોટા સરદારો છે. એમના હાથ નીચે હજાર હજાર માણસ લડે છે. એઓ એક શબ્દ બોલે કે બસ થાય. અમારા રાજાનો બધો આધાર આ ત્રણ જણની ઉપર છે, એમ કહું તો ચાલે."

એમ કહીને તેણે અંબોપાને પોતાનો વાંસો ખુલ્લો કરવા કહ્યું. તેણે તેમ કર્યું એટલે એના વાંસા પરની સર્પાકૃતિ દેખાઇ. પેલા ત્રણે જણા ચકિત થઇ ગયા. તેમાંનો એક તો અંબોપાના વાંસા પર હાથ પંપાળવા લાગ્યો. અંબોપાએ પોતાનો આગલો ઇતિહાસ તેમને ટુંકમાં કહી સંભળાવ્યો. તે પરથી તેમને સંતોષ થયો હોય એમ લાગ્યું.

પછી ઇન્ફડુઝે તેમના તરફ જોઇને કહ્યું—"સરદારભાઇઓ, તમે ઇગ્નોસીની બધી વાત સાંભળી છે. હવે તમે શું કહો છો? તમે એને એના બાપની ગાદીએ બેસાડવામાં મદદ કરશો ખરા, કે નહિ કરો? લોક બધા ટવાલાગુથી ત્રાસી ગયા છે. તમે જાણો છો. ટવાલાગુ હંમેશાં લોહીનો તરસ્યો છે. નિરપરાધ માણસોનાં લોહીની એના રાજમાં નદીઓ ચાલે છે. ગઇ કાલે રાત્રે જ શું બન્યું તે તમે જોયું . તમારી પેઠે બીજા એક બે સરદારને અહીં લાવી આ ઇગ્નોસી સાથે મારે મેળવવા હતા. કાલે તેઓ જીવતા જાગતા હતા. પણ આજે ક્યાં છે? પેલાં મુડદાંના ઢગલામાં તેમની લાસો સબડે છે. કેવી દશા આ રાજાના રાજમાં! ભાઇઓ,

તમે પણ ચેતો નહિ, તો તમારી પણ એજ દશા. બોલો, બોલો, તમે શું કરવા ચાહો છો?"

એ સાંભળીને બે જણા તો કાંઇ બોલ્યા નહિ. પણ ત્રીજો જે એક આંખે બાંડો હતો તે બોલ્યો—

"તારા શબ્દો સાચા છે ઇન્કુકુઝ. ટવાલાગુનો ત્રાસ ભારે છે. મારો પોતાનો ભાઈ ગઇ કાલે મુઓ. એટલે મને તો બહુજ લાગે છે. પણ આ બહુ ગંભીર વાત છે. આપણે બધા ઝિનોસીને માટે લડીશું ખરા. પણ આપણા લોકના બે ભાગ પડી જશે. કેટલાક ટવાલાગુના તરફથી લડશે. કારણ કે તેમને દહેશત રહેશે. દહેશત તો આપણે પણ રાખવીજ પડશે. કારણ કે હજારો માણસ મરશે ને લોહીનાં ખાબોચીયાં ભરાશે. છતાં કદાચ આપણે જીતીએ નહિ એવું બને. જો આપણે હાર્યા ને જીવતા રહ્યા તો ટવાલાગુ આપણાં માથાંમાં ચીરા પાડીને મીઠું પુરશે. કોઇની ચામડી ઉતરાવશે, ને કંઇ કંઇ કરશે..."

"પણ આપણા તરફ આ દૈવી પુરુષોની સહાય છેને?" અંબોપા બોલ્યો.

"હા. તે ખરૂં. પણ બેટા, એ દૈવી પુરુષોનો જાદુ કેટલો છે તે આપણે જાણતા નથી. જો તેમના જાદુની ખાત્રી થાય તો કંઇ બને."

"તમારે કેવી ખાત્રી જોઇએ છે?" મેં પૂછ્યું.

"અમારે તો નિશાન જોઇયે નિશાન: જેથી ઘણા લોકો આપણા તરફ ખેંચાઇ આવે."

"ને કોઇને વહેમ રહેજ નહિ." બીજો સરદાર બોલ્યો.

પ્રતાપરાયે મારા તરફ જોઇને કહ્યું—"એવું તે આપણે શું નિશાન આપવું?"

મેં કહ્યું—"આપણે વિચાર કરવો જોઇએ. એ લોકોને એવું તો નિશાન આપીએ, કંઇક એવો ચમત્કાર બતાવીએ કે ચોંકીજ જાય. પછી આપણા કહ્યા મુજબ બધું કામ કરે."

પ્રતાપરાય વિચારમાં પડ્યા. મેં પેલાઓને કહ્યું–" હાલ નક્ષત્ર સારૂં નથી. થોડી વાર પછી અમે કંઇક મજબુત નિશાન આપીશું. હમણાં તમે બહાર જાઓ."

નાદાન કહ્યાગરા છોકરાની પેઠે તેઓ ઝૂંપડાની બહાર જઇ બેઠા. અમે વિચાર કરવા માટે અમારા પોતપોતાના ખાટલા પર પડ્યા. બનુચાચા 'કળશ્યો' લઇને દિશાએ ગયા.

એ સ્થિતિમાં અમે બેઠા હતા. એટલામાં ટવાલાગુ રાજા તરફથી બે અનુચર આવ્યા. તે કહેવા લાગ્યા કે અમારા રાજા સાહેબે આપને વંદન કહાવ્યાં છે. ને કહેવડાવ્યું છે કે "આજે રાત્રે સુંદરીઓનો નાચ થશે. તે જોવા માટે આપ રાજાજીના મકાનની પાસે પધારજો. સમય થયે ગુલામો આપને તેડવા આવશે." વગેરે.

"વારૂ." એમ અમે રૂવાબથી જવાબ આપ્યો. એટલે પેલા અનુચરો અમને વંદન કરીને ચાલ્યા ગયા.

એટલે પ્રતાપરાય બોલ્યા–" બહાદુરભાઇ, ગઇ કાલે ડાકણનો નાચ જોયો, આજે આપણે સુંદરીઓનો નાચ જોવાનો છે. એ વળી કોણ જાણે કેવોયે હશે. ગમે તેમ, પણ આ રાજા આપણી સારી ખાતરબરદાસ કરવા માંગતો હોય એમ લાગે છે."

મેં કાંઇ જવાબ આપ્યો નહિ. માત્ર મ્હોં મલકાવ્યું. એટલામાં બનુચાચા દિશાએ જઇને આવી પહોંચ્યા. તેમણે પૂછ્યું–"ડાકટર સાહેબ, આજે તિથિ કઇ થઇ? તમારા પંચાંગમાં જૂઓ તો."

"કેમ, વળી તેનું શું કામ છે?"

"જરા જૂઓ તો ખરા. મને કંઇક વહેમ છે."

"શાનો વહેમ છે?"

"તમે જૂઓ. પછી કહું."

પ્રતાપરાયે પંચાંગ કાઢી જોયું. એવી એવી વસ્તુઓ તો ગમે તેવી કપરી મુસાફરીમાં તેઓ સાથેજ રાખતા. બે ચાર પાનાં ફેરવતાં ચાલુ માસનું પાનું આવ્યું. તેની કેટલીક તારીખો જોતાંજ કાંઇક

ચમકારો થયો હોય એવાં ચિહ્ન પ્રતાપરાયના મ્હોં ઉપર દેખાયાં. એ જોઇ મેં પૂછ્યું—"કેમ, શું છે?"

"આજે પૂનમ. આજે ગ્રહણ છે." પ્રતાપરાય બોલ્યા.

"એમ?" મેં ઉદ્દગાર કાઢ્યો.

"હં અં. જોયું? નીકળ્યું ને? મને પહેલેથીજ વહેમ હતો કે આ મહિનામાં ધરણ છે. ધરણને બીજે દિવસે મારા મોટા દીકરાની વરસગાંઠ આવે છે, એમ મેં જોયું હતું. આવતી કાલે મારા રસુલની વરસગાંઠ, હોં કે ડાકટર સાહેબ!"

પણ ડાકટરસાહેબે તેનું કહેવું કાંઇ સાંભળ્યું નહિ. તેઓ તો વિચારમાં પડી ગયા હતા. વારે વારે તેઓ પંચાંગમાં જોતા હતા ને આંગળીનાં વહેડાં પર કાંઇક ગણત્રી કરતા હતા.

મેં પૂછ્યું—"શું વિચાર કરો છો?"

તે કહે—"હું બે વિચાર કરૂં છું. એક તો એ કે આજે ખરેખર ગ્રહણ થશે કે નહિ? અને બીજો એ કે ગ્રહણ થાય તો તેનો કાંઇ ચમત્કાર બતાવવામાં ઉપયોગ થઇ શકે કે નહિ?"

મેં કહ્યું—"મને તો એમ લાગે છે કે ગ્રહણ પોતેજ એક ચમત્કાર રૂપ આ લોકોને મન થઇ પડે એવું કાંઇક કરવું જોઇએ."

"બરાબર છે. આ લોકો જંગલી છે. ધરણ કોઇ કોઇ વાર થતું એમણે જોયું તો હશેજ. પણ તે શાથી થતું હશે ને તો એ લોકો નહિજ સમજતા હોય. કેમ, તમે શું ધારો છો?"

મેં કહ્યું—"તમે કહો છો તેમજ. આપણે એ રીતે તો એ લોકોને છક્કજ કરી નાંખીશું."

"ઠીક ત્યારે. તમે એ સરદારોને બોલાવો."

મેં ઇન્કુઝને બોલાવ્યો. તેણે પેલા ત્રણે સરદારને બોલાવ્યા. તેઓ આવ્યા એટલે પ્રતાપરાય ગંભીર અને આડંબરી ભાષામાં તેમને સંબોધીને કહ્યું—"સરદારો, તમે કદિ આ ધરતી પર જન્મેલા

અને હાડચામની મનુષ્ય માતાએ જણેલા માનવીને સૂર્ય અથવા ચંદ્રને ઢાંકી દેતો જોયો છે ?"

પેલા લોકોએ જવાબ આપ્યો—"ના મહારાજ. કોઇ માણસ સૂરજ ચંદ્રને ઢાંકી શકે નહિ. અહીં કોઇ કોઇ વાર એવું બને છે ખરૂં. પણ તે કોઇ બીજી દુનિયાના રાક્ષસો સૂરજ ચંદ્રને કાળો કરી નાંખતા હશે તેથી થતું હશે. પછી તો કોણ જાણે."

પ્રતાપરાયે કહ્યું—"એ કોઈ રાક્ષસનું કામ નથી. પણ દૈવી પુરૂષોનું કામ છે. તમારે અમારી પાસેથી નિશાન જોઇએ છે. ખરૂંને ? તો અમે કહીએ છીએ કે જાવ. આજે રાત્રે ચાંદો માથા પર આવશે એટલે અમે તેને કાળો બનાવીને અંધારૂં ઘોર કરી નાંખીશું. બોલો, પછી તમારી ખાત્રી થશે કે નહિ ?"

પેલાઓ તો અવાક્ થઇ ગયા. બાઘા જેવા પ્રતાપરાયના તરફ અને અમારા તરફ જોઇ રહ્યા. મેં પૂછ્યું કે—"કેમ, તમારા મગજમાં ઉતર્યું કે નહિ ?"

"હા. મહારાજ, સમજ્યા તો ખરા. પણ—પણ શું આપનો જાદુ એટલો બધો છે ? અમને બહુ નવાઇ લાગે છે." પેલા બાંડા સરદારે જવાબ આપ્યો.

"અમારો જાદુ કેટલો છે ને કેટલો નથી તેની ખાતરી એક બે દિવસમાં નહિ થઇ શકે. અમે ધારીએ તો ટવાલાગુને એક ક્ષણમાં મરેલા મુડદા જેવો કરી નાંખીએ. અમારી જાદુઇ શક્તિમાં તમે વિશ્વાસ રાખો. અમે ઇગ્નોસીની મદદમાં છીએ અને તમે પણ પૂરા દિલથી એનેજ મદદ કરો. સૌ સારાં વાનાં થશે."

બે જણા તો બોલ્યા—"અમને વિશ્વાસ છે. અમે આપને તાબે છીએ." પણ ત્રીજો બાંડો સરદાર બોલ્યો—"આજે રાતના આપનો જાદુ જોયા પછી નક્કી કરીશું."



# પ્રકરણ ૪૨ મું.

## સુંદરીઓનો નાથ

થોડી વારે તેઓ ગયા. પછી અંબોપા પ્રતાપરાયની પાસે આવીને ધીમે સાદે કહેવા લાગ્યો:–"ડાકટર સાહેબ, આપે ખૂબ તડાકો માર્યો."

"કેમ !"

"આજે રાતના જાદુની વાત. ચંદ્રને ઢાંકી દેવાનો જાદુ કેમ થશે તે હું સમજી ગયો છું. આજે ઘરણ થવાનું છે, ખરૂંને ?"

અંબોપા ચાલાક હતો. દક્ષિણના સુધરેલા પ્રદેશમાં તે લાંબો સમય રહ્યો હતો. એક અંગ્રેજ પાદરીને ઘેર રહીને તે ઉછર્યો હતો. કંઈ કંઈ લસ્કરમાં એણે નોકરી કરી હતી. તેથી ઘરણ વિશે તે થોડું થોડું જાણતો હતો. ઝાઝું તો નહિજ. ઘરણની કુદરતી રચનાનો એને કાંઈ ખ્યાલ ન હતો. પણ વરસમાં બે વરસમાં એક કે બે વાર સૂરજ ચંદ્રનું ઘરણ થાય છે અને ગણતરીવાળા લોકોને તેની પહેલેથી ખબર પડી જાય છે એટલી એને ખબર હતી. તેણે પંચાંગ વિશેની અમારી વાતચિત સાંભળી હતી ને તેથી ચાંદામામાને ઢાંકી દેવાના જાદુનો ભેદ એ સમજી ગયો હતો.

પ્રતાપરાયે તેના જવાબમાં માત્ર મ્હોં મલકાવ્યું.

અંબોપા બોલ્યો–"ગમે તેમ, પણ ડાકટર સાહેબ, આપના ઉપકાર મારા ઉપર દરેક ઘડીએ ઘડીએ વધતાજ જાય છે. આપના એક શબ્દને લીધેજ આ ત્રણ સરદારો પૂરા દિલથી મને મદદ કરવાને તૈયાર થશે એવી મારી ખાત્રી છે. અને એ ત્રણની પાકી મદદ મળી એટલે બસ થઈ ગયું. આપનું ઋણ હું કેવી રીતે અદા કરીશ ?"

પ્રતાપરાય બોલ્યા–"જો તું રાજા થાય–ને થશે તો ખરોજ–તો એ કામ તું પહેલાં કરજે."

"ક્યાં ક્યાં ?"

"એક તો એ કે આ બધી ડાકણમાતાઓને શુળીએ ચઢાવવી."

"અને બીજું ?"

"બીજું તારા રાજ્યમાં કોઇ પણ માણસને પૂરતી તપાસ કર્યા વગર મારી નાંખવામાં ન આવે એવો બંદોબસ્ત કરવો."

"આ બીજાને માટે તો સાહેબ, હું આપની સાથે બાપના બોલથી બંધાઉં છું. પણ પહેલાની બાબતમાં હું આપની આજ્ઞા શબ્દેશબ્દ પાળી શકીશ એમ લાગતું નથી. ડાકટર સાહેબ, આપ અમને બરાબર ઓળખતા નથી. અમે જંગલી છીએ. માણસના જીવની અમને ઝાઝી કિંમત નથી. વળી આ ડાકણના નાચમાં ધરમની અને વહેમની માન્યતાઓ જોડાએલી છે. કાલા-રૂની પ્રજા એ ડાકણોને માતા માને છે. આથી તેમને શુળીએ ચઢાવવાનું તો નહિ બને. પણ આ ઘાતકી નાચ બંધ કરાવવાનું માત્ર મારાથી બની શકે એમ લાગે છે."

"તો બસ. મારે પણ એટલુંજ જોઇએ છે."

*　　*　　*　　*

તે આખો દહાડો જેમ તેમ પસાર થઇ ગયો. નોંધવાલાયક કશું બન્યું નહિ. સાંજ પડી અને અમે વાળુ કર્યા પછી બેએક કલાકે બે અનુચરો અમને તેડવા આવ્યા. અમે તેમની સાથે યોગ્ય આડંબરથી ગયા. જતાં પહેલાં અમે અમારાં બખ્તરો કાળજીપૂર્વક પહેરી લેવાનું અને અમારી બંદૂકોમાં ગોળીઓ ભરી લેવાનું વિસર્યા ન હતા.

રાજાના મહેલ ઉર્ફે બાદશાહી ઝુંપડા પાસે જઇને જોયું તો આશરે સોએક માણુસો એકઠાં થયેલાં હતાં. આસપાસ વાડ બાંધીને વાડો કરી લીધો હતો. આ કાંઇ જાહેર જલસો ન હતો. એટલે સામાન્ય વર્ગના લોકોને એમાં ભાગ લેવાનો ન હતો. જે લોકો ભેગા થયા હતા તેમાં ખાસ કરીને ટવાલાગુ રાજાના કુટુંબીઓ, એના સરદારો અને બીજા એના કૃપાપાત્ર માણુસો હતા. એક મોટા

ઝાડનું થડ કાપી લાવીને તેનું સિંહાસન બનાવ્યું હતું. તેના પર ટવાલાગુ બેઠો હતો. તેની પાસે એક નાના પથરા પર ગગોલા અને બીજી બાજુએ સાકા બેઠાં હતાં. સરદારો પ્રત્યે અમે નજર કરી તો સવારે હૅન્ક્રુઝની સાથે અમને મળવા આવેલા ત્રણ સરદારો દેખાયા. તેમણે અમને ઇશારતથી નમન કર્યું—જે અમે ઇશારતથી ઝીલ્યું.

ટવાલાગુએ પણ અમને હસીને નમન કર્યું અને અમારે માટે ગોઠવેલાં આસનો પર બેસવાની ઇશારત કરી. એણે આ વેળા અંબોપાની સાથે પણ મ્હોં મલકાવ્યું—જો કે તેમાં કૃત્રિમતા હતી તે સ્પષ્ટ દીસી આવતી હતી. ગગોલા માત્ર અમારા પ્રત્યે ને અંબોપા પ્રત્યે ડોળા ઘુરકાવી રહી હતી. અમે તેની કશી દરકાર પણ કરી નહિ.

થોડી વાર સુધી સૌ ચુપચુપ બેઠા. પછી ટવાલાગુએ હુકમ આપ્યો—"શરૂ કરો."

હુકમ સાંભળતાંજ પંદરેક યુવાન અને સુંદર સ્ત્રીઓ આગળ આવીને વચલા ચોગાનમાં ઉભી. તે યુવતીઓ શરીરે ગૌરવર્ણી તો નહિ છતાં મનોહર લાગતી હતી. કોઇની આંખો ઘણીજ તેજદાર હતી, કોઇકના હોઠ પર મીઠું હાસ્યજ સ્ફુર્યા કરતું, તો કોઇના વાળ સુંદર ને ગુંચળીઆ હોવાથી બહુજ મનોહર લાગતી હતી. ઉમ્મર સર્વેની સત્તરથી માંડીને બાવીસ સુધીની હોય એમ લાગતું હતું.

તેમણે આગળ આવીને રાજાને નમન કર્યું અને એક ગીત ગાવા માંડ્યું. શું ચાલે છે તે બરાબર સમજવા માટે અમે હૅન્ક્રુઝને ઇશારત કરી, અમારી પાસે બોલાવ્યો અને બેસાડ્યો. તેણે અમને બધું સમજાવવા માંડ્યું—

આ છોકરીઓને રાજ્યના જુદા જુદા ભાગમાંથી છુપી રીતે પકડીને ફોસલાવીને લાવવામાં આવી હતી. દર વરસે એક વાર આખા રાજ્યમાંથી જે સુંદરમાં સુંદર છોકરીઓ હોય તેને ટવાલાગુ રાજાના

સુબાઓ શોધી કાઢીને રાજધાનીમાં લાવતા. એ સુંદરીઓને કહેવામાં આવતું કે રાજાના છોકરાનાં લગ્ન કરવાનાં છે માટે તું ચાલ. જો યુવરાજ કુમાર તને પસંદ કરશે, તો તું રાજાની રાણી થશે. પેલી ભોળી બાળા એ લાલચને વશ થઈને તે સુબાની સાથે જવા તૈયાર થઈ જતી. અને તેની તેનાં માબાપને પણ ખબર પડતી નહિ. છોકરી ગુમ થઈ જતાં માબાપ સ્હેજસાજ શોધખોળ કરતાં, પણ ઝાઝી દરકાર કરતાં નહિ. બધી જંગલી જાતોની પેઠે આ લોકોમાં પણ માબાપ અને સંતાન વચ્ચે સ્નેહની સાંકળ જોઈએ તેવી નહિ હતી. વળી યુવાન વયે છોકરી માબાપની રજા વગર ગમે તેની સાથે ચાલી જાય અને પરણી બેસે એવો રીવાજ હતો. તેથી પણ માબાપ એવી રીતે ગુમ થયેલી છોકરીને માટે ઝાઝી કનવાર કરતાં નહિ.

જે સુબાઓ આ છોકરીઓને પકડી લાવતા તેઓ જેમ બને તેમ ગુપ્ત રીતે સુંદરમાં સુંદર છોકરીને લાવવાનો પ્રયત્ન કરતા. દરેક માણસ એકજ છોકરીને લાવી શકતો અને તે બાળાના સૌંદર્યના પ્રમાણમાં વત્તું ઓછું ઇનામ તેને રાજા તરફથી મળતું. ત્યાં આવેલી બધી છોકરીઓમાં જે વધુ સૌંદર્યવતી અને નૃત્ય ગાયનમાં કુશળ નીવડે તેના લાવનારને રાજા પોતાનો ખાસ માનીતો સરદાર ગણતો.

પણ દુઃખની વાત તો સૌથી સુંદર અને કુશળ નીવડનાર છોકરીને માટે હતી—તે એ કે રાજાના કુંવરની રાણી બનવાનું તો દૂર રહ્યું—પણ તેજ ઘડીએ ને તેજ જગાએ રાજાના કુંવરને હાથે તેનો ભોગ અપાતો. દર વરસે એવી રીતે શ્રેષ્ઠ ઠરેલી બાળાની છાતીની આરપાર સોંસરો પોતાનો લાંબો તીક્ષ્ણ ભાલો ઘોંચી દેતો. અને તેજ ભાલા વડે તે બાળાનું શરીર ઉંચકી ચોગાનમાં ગોઠવેલા ત્રણ પથરાની આસપાસ તે એક ચક્કર ફરતો. રાજાના કુંવરને ઘાતકી બનવાનું શિક્ષણ આ રીતે મળતું.



# પ્રકરણ ૪૩ મું.

## "કોને ઓકી કરશો?"

હાન્કફુઝ અમને સમજાવતો જતો હતો તે વખતે પેલી યુવતિઓનું સંગીત અને નૃત્ય ચાલતુંજ હતું. એક ગીત પૂરૂં થયું એટલે તેમણે ટવાલાગુને અને સાકાને નમન કરીને બીજું ગીત ઉપાડ્યું. આ ગીતમાં એક યુવતિ ગવડાવતી હતી અને બીજી બધી ઝીલતી હતી. ગવડાવનાર યુવતિ આખી હારમાં સૌ કરતાં સૌંદર્યવતી હતી. શું એનો મધુર કંઠ! આપણા ગુજરાતની વાણિયાણી અને નાગરાણીઓને ટક્કર મારે એવી એની હલક હતી. એ કોણ જાણે શુંયે ગાતી હતી! પણ એના ચહેરા પરના હાવભાવ અને આંખોના ચમકારાને લીધે એનું સંગીત બહુજ આકર્ષક, બહુજ અસરકારક અને વેધક લાગતું હતું. મેં હાન્કફુઝને એ સુંદરીનું નામ પૂછ્યું.

તેણે કહ્યું—"ફુલીટા."

"ફુલીટા?" હું બોલ્યો—"કેવું સુંદર નામ!" એના નામમાં ફુલ શબ્દ આવ્યો તેથીજ જાણે મને એ નામ અતિ પ્રિય લાગ્યું.

હાન્કફુઝે કહ્યું—"અમારા રાજ્યના દક્ષિણ તરફના જીલ્લામાંથી એ છોકરી આવી છે. આખી મંડળીમાં એ સૌથી સુંદર છે. કેમ, ખરૂંને?"

મેં ડોકું ધુણાવી હા કહી—"સુંદર છે અને નાચવામાં પણ બીજી બધી કરતાં એજ વધારે કુશળ દેખાય છે."

મારી ગણત્રી સાચીજ પડી. ફુલીટાનું નૃત્ય અને ગીત પૂરૂં થયા પછી બાકી ચૌદેચૌદ સુંદરીઓનાં છૂટાં છૂટાં ગીત ગવાયાં અને નાચ થયા. પરંતુ ફુલીટાને કોઈ પહોંચ્યું નહિ. દરેક નાચ ત્રણ ચારેક મિનિટ પહોંચતા. અને જેનું ગીત કે નૃત્ય નહિ ગમે તેને તો ટવાલાગુને સાકા અધવચ્ચેથીજ અટકાવી દેતા.

બધી સુંદરીઓનો નાચ પૂરો થતાં ટવાલાગુએ અમારા તરફ

જોઇને હસીને પૂછ્યું–"કેમ મહારાજ, કોને બોકી કરશો ?"

હું તો ચમકયો. આ શું વળી ? આપણી સુધરેલી સમાજ-દષ્ટિએ કેવી નફ્ફટ વાત ! છતાં અહીં તો આજ રીવાજ હતો. એ શ્રેષ્ઠ ઠરનાર છોકરીને હાજર રહેલા રાજકુટુંબીઓ અને રાજાની કૃપાને પાત્ર થયેલા સુબાઓ એકેક ચુંબન કરતા. છેલ્લું સાકા કરે ને પછી તરતજ પોતાનો ભાલો તેની છાતીની આરપાર ઘોંચી ઘાલે. અમે અહીં મેમાન તરીકે આવેલા હતા, તેથી રાજાએ અમારો અભિપ્રાય પૂછ્યો.

પ્રતાપરાયે તેને જવાબ આપ્યો–"અમે સૂર્યલોકના આત્મા આ પૃથ્વીના માણસોને ચુંબન કરતા નથી. પણ અમારી દષ્ટિએ આ પહેલા નંબરની યુવતિ સૌથી કુશળ અને સુંદર છે."

"ધન્ય છે ધન્ય છે ! મહાનુભવ." રાજા તરતજ બોલી ઉઠ્યો–"અમારો મત પણ આપના પવિત્ર મતને મળતોજ આવે છે. આપને ધન્ય છે. કેમ સરદારો, તમારો શું મત છે ?"

એમ કહી રાજાએ પોતાના સરદારો સામે જોયું. તેમણે કૃત્રિમ હાસ્ય સાથે બ્હીતાં બ્હીતાં પોતાનો પણ એજ મત છે એમ જણાવ્યું. કોની મગદુર કે બીજો મત દર્શાવે ! જો કે અહીં તો કુલીટાની કુશળતા માટે જરાયે સંદેહ ન હતો.

આટલું થયું એટલે ટવાલાગુએ કુલીટા સિવાયની બીજી બધી યુવતિઓને પોતપોતાની જગાએ ચાલ્યા જવાનો હુકમ કર્યો. તેઓ ત્યાંથી વિદાય થઇ ગઇ. દર વરસે એ પ્રમાણે નાપાસ થયેલી છોકરીને આ મેળાવડામાંથી અડધેથીજ કાઢી મૂકતા હતા. તેથી બીજે વરસે તેમાંથી કોઇ પાછી આવે તોયે તેને આગલે વરસે કુશળ ઠરેલી સુંદરીનું શું થયું તેની ખબર પડતી નહિ. વળી આ બધો સમારંભ અને કાર્યક્રમ રાજકુટુંબીઓમાં અને સરદારોમાં બહુજ સંભાળપૂર્વક અને ધાર્મિક માન્યતા સાથે ગુપ્ત રાખવામાં આવતો હતો.

પેલી છોકરીઓ ચાલી ગઇ એટલે રાજાના હુકમથી હારબંધ બેઠેલા સરદારોમાંના એક પછી એક અનુક્રમે ઉઠયા. અને કુલીટાની પાસે જઇને ચુંબન કરવા લાગ્યા. પહેલો માણસ આવ્યો ત્યારે કુલીટા પ્રથમ તો ગભરાઇ; પણ પછી, તે પોતાને વિશેષ કાંઇ કરતો નથી એવું જોઇ તેણે સહનશીલતા ધારણ કરી. એક પછી એક વીસેક માણસો તેને ચુંબન કરી ગયા. કેટલાક ભેટ્યા પણ ખરા. પણ તેમના પ્રત્યેનો તિરસ્કાર અને સૂગ કુલીટાના મ્હોં ઉપર સ્પષ્ટ દીસી આવતાં હતાં.

અને સાચું પૂછો તો એ વિકરાળ ચીબા ને ગંદા સરદારોને આવી લાવણ્યવતી સુકોમળ સુંદરીના હોઠ પર ને ગાલ ઉપર ચુંબન કરતા જોઇને મને પણ બહુજ ચીઢ ચઢી. એ સરદારોમાંના કેટલાક તો એવા ભયાનક દેખાવવાળા હતા કે રાતે રસ્તામાં મળે તો સામાન્ય માણસ હેબતાઇજ મરે. એક બે તો કાણા ને કાનકટ્ટા હતા. એકની મૂછો એવી લાંબી ને બરછટ હતી કે જાણે સોયાજ ભોંકાય! એણે કુલીટાને ચુંબન કર્યું ત્યારે તે બાપડી ચીસજ પાડી ઉઠી. એ ચીસ સાંભળીને મારા તો રૂંવાડા ઉભા થઇ ગયા. કુલીટા ગમે તેવી કાળી ને જંગલવાસિની હતી. છતાં તે સ્ત્રી હતી. અને સ્ત્રીજાત પ્રત્યેની મારી માનવૃત્તિ ગમે તેવા કપરા સંજોગોમાં હું કેમ વિસરી શકું!

મેં પ્રતાપરાયને ગુજરાતીમાં કહ્યું—"આપણે આ અટકાવવું જોઇએ. આપણી નજર સમક્ષ એક સ્ત્રીજાત ઉપર આવા અત્યાચાર થાય તે આપણાથી કેમ જોઈ રહેવાય?"

તેમણે જવાબ આપ્યો—"તમારી વાત સાચી છે. પણ બહાદુરભાઈ, આપણે અહીં શા ઉદ્દેશથી આવ્યા છીએ તેનો પણ ખ્યાલ રાખવો જોઇએ. મારી સ્ત્રીમાનવૃત્તિ તમારા કરતાં કાંઇ ઓછી નથી. પણ આપણે આપણો હેતુ પાર પડે તે પહેલાં બીજી ત્રીજી લપ્પન છપ્પનમાં પડીએ તે ઠીક નહિ, એમ સમજીને હુંયે મન વાળીને બેઠો છું. છતાં જોઇએ છીએ, શું થાય છે તે."

હું કાંઇ બોલ્યો નહિ. પ્રતાપરાયના ઉત્તરથી મને કાંઇ સંતોષ થયો ન હતો. અમારી વાતચિતનો અવાજ કુલીટાને કાને પડ્યો હતો. અને જો કે તે શબ્દો સમજી શકે તેમ ન હતું છતાં અમારા મુખભાવો ઉપરથી વાતચિતનો મર્મ સમજી ગઇ હતી. તે મારા પ્રત્યે દયામણા મુખે જોઇ રહી હતી, એમ મને લાગ્યું.

થોડી વારમાં સરદારોનો ચુંબનવિધિ પૂરો થઇ ગયો એટલે છેલ્લો રાજકુંવર સાકા ઉઠ્યો. તેણે કુલીતાસુંદરીની પાસે જઇને જોરથી બાથ ભીડીને બે ચાર ચુંબનો કર્યાં. પછી ગગોલાની સામે જોઇને તેણે નમન કર્યું. એ ડાકણમાતાએ કાંઇક મંત્રના જેવો ઉચ્ચાર કર્યો અને પછી પાસે ઉભેલા ગુલામને સાકાનો ભાલો આપવા કહ્યું. તે ભાલો આપવા આવ્યો એટલેજ કુલીતા સમજી ગઇ કે હવે મારૂં મોત આવ્યું. તે થરથર ધ્રુજવા અને સાકાના હાથમાંથી છૂટવા પ્રયત્ન કરવા લાગી. પણ તે રાક્ષસે એને પોતાના પંજામાં મજબૂત રીતે પકડી હતી.

## પ્રકરણ ૪૪ મું.

### ચંદ્રમા પર જાદુ

એ વેળા બધા પ્રેક્ષકો કુલીતા અને સાકા તરફ ટાંપીને જોઇ રહ્યા હતા. સાકાનો ભાલો લઇને એક ગુલામને આવતો જોઇને કુલીતાની ગભરામણનો પાર ન રહ્યો. એ વખતના એના હાવભાવ જોઇને ગમે તેવા પાષાણહૃદયી માણસનું હૃદય પીગળી જાય. મારા તો રૂંવાડાં ખડા થઇ ગયાં, અને જેવો પેલો રાક્ષસ ભાલો લઇને ઉગામવા જતો હતો તેવોજ હું મોટેથી બોલી ઉઠ્યો—

"ખબરદાર, ખબરદાર ! એ છોકરીના તનને કાંઇ કર્યું તો ! ઓ પાપી રાક્ષસ, એને છોડી દે."

સાકા, કુલીતા અને આખી સભા મારા તરફ ટગર ટગર

જોવા લાગી. જાણે બોમ્બ આવીને પડ્યો હોયને તેવુંજ કેટલાકને તો લાગ્યું. મેં પ્રતાપરાયની સામે જોયું—કે મારા વર્તનથી એ ચીડવાયા તો નથી. પણ ના, તેવું કાંઇ ન હતું.

ટવાલાશુ તરત બોલી ઉઠ્યો—"કેમ શું છે? આ છોકરીનો ભોગ અપાય છે. તમે કેમ ના કહો છો?"

પ્રતાપરાય બોલ્યા—"અમે ના કહીએ છીએ. એનો ભોગ આપવાનો નથી."

"એટલે?" ગગોલા દાંતીઆ કાઢીને બોલી ઉઠીઃ—"એટલે તમે શું કહેવા માગો છો! આ ભોગ શા માટે અપાય છે તે તમે જાણો છો?"

મેં પૂછ્યું—"શા માટે અપાય છે?"

તે ડાકણ બોલી—"હા હા. મોટા સૂર્યલોકવાળા આવ્યા છે! એટલુંયે જાણતા નથી! પેલા મોટા દેવ છે. પેલા ત્રણ પહાડો છે. અમારા પૂર્વજો એમાં બેઠા છે. તે અમારૂં રક્ષણ કરે છે. અમે તેમને ભોગ આપીએ છીએ, દર વરસે આપીએ છીએ, ને આપવોજ પડે. નહિ આપીએ તો બધા મરી જાય. રોગ ચાલે. દુકાળ પડે; સમજ્યા?"

મેં કહ્યું—"સમજ્યા. સમજ્યા. છતાં કહું છું કે આ છોકરીના શરીરને હાથ લગાડ્યો તો ખબરદાર." એમ કહીને મેં સાકાના તરફ જોઇ ડોળા કકડાવ્યા. તે બીધો અને ફુલીતાને પકડેલા હાથ ઢીલા પડ્યા. તેવીજ તે બાળા ભડકેલી હરણીની પેઠે છટકીને દોડી આવી મારા પગમાં ઢળી પડી. આંખમાં આંસુ સાથે મને ન સમજાય એવી એની કાલીઘેલી ભાષામાં 'હું તમારી ગાય છું. મને બચાવો.' એવી મતલબના કાલાવાલા કરવા લાગી.

પછી તો મોટો ઝઘડો જાગ્યો. અમે સૂર્યલોકના દેવો. એક અબળા જાત અમારે શરણે આવે અને અમે તેને રક્ષણ ન આપીએ એ કેમ બને? બીજી તરફથી ટવાલાશુ અને ગગોલાને અમારા વર્તનથી

મોટું અપમાન લાગ્યું. તેઓ ક્રોધથી ગમે તેમ બોલવા ને બબડવા લાગ્યા. ડાકણ ગગોલા તો વિકરાળ મ્હોં કરી ચવૈયા પાડવા લાગી. તે બોલી—"હું તમને ખાઇ જઇશ. આખાને આખા ખાઇ જઇશ. મેં સેંકડો માણસ ખાધાં છે. આ છોકરીને છોડો છો કે નહિ? હું તમને ખાઇ જઇશ..."

એમ બોલતી તે અમારા તરફ ધસીને આવવા લાગી. અમે તરતજ બંદુકનો કુંદો એના તરફ ધર્યો. તે અચકાને ઉભી રહી. પોતાની ભાષામાં ગાળો દેવા લાગી. તે જોઇને પ્રતાપરાયે ડોળા કકડાવીને કહ્યું—"ચૂપ રહે, ઓ ડાકરી, તારાથી અમે ડરતા નથી. તારા જેવી સેંકડો જાદુગરણીને અમે પગ નીચે કચરી નાંખીએ છીએ. વધારે ગરબડ કરીશ તો— યાદ રાખજે—આકાશમાં આ ચંદ્ર ઝગમગે છે તેને કાળો મેશ કરી નાંખીને આખી દુનીઆ પર અંધારું ઘોર કરી નાંખીશું..."

મને લાગ્યું કે પ્રતાપરાયે આ ઠીક તાકડો સાધ્યો છે. ચંદ્ર બરાબર માથા પર આવ્યો હતો અને હવે ગ્રહણ થવાને માત્ર પાંચેક મિનિટનીજ વાર હોવી જોઇએ. અલબત્ત—પંચાંગ સાચું હોય તો. તેમ ન હોય તો શું થાય તેની કલ્પનાજ કરવી મુશ્કેલ હતી.

ગગોલાએ પ્રતાપરાયના ચવૈયા પાડીને હાથના લટકામટકા કરીને કહ્યું—"ઓહો! ચાંદાને કાળો કરશો? બનેજ નહિ. જુઠ્ઠી વાત. હું તમારાથી ડરતી નથી. ખરૂં હોય તો કરી બતાવો જોઇએ."

એને જવાબ ન આપતાં પ્રતાપરાયે ઉંચું જોઇને જાણે કાંઇક મંત્રો બોલતા હોય તેમ બબડવા ને હાથ હલાવવા માંડ્યા. એ વખતનો એમનો દેખાવ એવો તો વિચિત્ર હતો—એમના મુખ પરના ભાવો એવા કારમા હતા—કે ગમે તેવો પરિચિત માણસ પણ શંકામાં પડી જાય કે આ માણસ તે પ્રતાપરાય ન હોય કે શું? એમનું જોઇને મેં આ વખતને અનુરૂપ ચાળા કરવા માંડ્યા.

ટવાલાણુ, ગગોલા, સૌ સરદારો ને આખી સભા પ્રતાપરાય પ્રત્યે અને આકાશમાંના ચાંદા પ્રત્યે જોઇ રહ્યાં. સાકા ઢીલાઢબ્બ પડીને બાજુએ જઇ ઉભો હતો. તે પણ અમને ટગર ટગર જોવા લાગ્યો.

એક મિનિટ—બે મિનિટ—ત્રણ મિનિટ. અમે મંત્રો ભણ્યા કર્યા. પણ કાંઇજ અસર નહિ. અમારી નજર ચાંદામામા ઉપર સ્થિર થયેલી હતી. તે દરમ્યાન કોઇ પાછળથી ઓચિંતો ઘા નહિ કરે તે માટે આસપાસ નજર રાખવાનું મેં અંબોપાને ઇશારતથી કહ્યું.

ચાર મિનિટ—પાંચ મિનિટ—છ મિનિટ થઇ. પણ કાંઇ અસર નહિ મળે. ચંદ્રમા જેવો ને તેવો ઝગઝગતો રહ્યો. મારી છાતીમાં ધબકારા વધવા માંડ્યા. શું થશે! ગ્રહણ થશે કે નહિ! એ ભીતિ મનમાં પેસવા માંડી. અમે સૂર્યલોકના આત્માઓ બોલ્યું પાળી ન શકીએ તો અમારી દશા આ જંગલી લોકના હાથમાં નરકલોક કરતાંયે બુરી થાય એમાં શંકા ન હતી. અને પાંચની ઉપર છઠ્ઠી સાતમી મિનિટ પસાર થઇ એટલે તો એ અવદશાના મને ભણકારા વાગવા માંડ્યા. મેં પ્રતાપરાયના પ્રત્યે આડી નજરે જોયું. પણ તેઓ તો ઠંડે કલેજે મંત્રો બોલ્યા જતા હતા. તેમના અંતરમાં જરાયે ગભરામણ થતી હોય એમ દેખાતું ન હતું.

પરંતુ પ્રતિપળે મારી ગભરામણ તો વધતીજ જતી હતી. એ કટોકટીની વેળાએ ચંદ્રમાના પ્રતિ હું જેટલી તીવ્ર દષ્ટિએ જોઇ રહ્યો હતો, તેવી નજર મેં આખી જીંદગીમાં ફરી કોઇ વાર નહિ નાખી હોય. કૌરવોની સભામાં દ્રોપદીનાં વસ્ત્ર ખેંચાયાં તે ઘડીએ—

'લજ્જા મારી રાખજો ગિરધારી.'—

નું ગીત એણે જે કાકલુદીભરી યાચનાથી ગાયું હશે તેવીજ કરૂણ યાચકવૃત્તિ એ વેળા મારા મુખ પર આવી બેઠી હોવી જોઇએ એમ મને લાગે છે. ચાંદામામાને મારૂં અંતર કરગરીને કહી રહ્યું હતું કે 'લજ્જા અમારી રાખજો, ચંદ્રમાજી.'

પણ દુઃખની વાત છે કે ભગવાને ચાંદામામાને કાન આપ્યા નથી. ને આપ્યા હોય તો તે ઘડીએ તેમાં પુમડાં ખોસાઇ ગયાં હશે. ગમે તેમ, પ્રતાપરાયના એ કારમા મંત્રોની કશીજ અસર તેના ઉપર થઇ નહિ. મારી છાતી બેસવા લાગી. મોત હવે પાસે આવતું હતું. તેના ધબકારા મને સંભળાવા લાગ્યા. ધરતી મને ચક્કર ચક્કર ફરતી હોય એમ લાગ્યું. સામે બેઠેલી ગગોલા તરફ નજર કરી તો તેના મ્હોં પર વિકરાળ આનંદની છાયા નજરે પડી. અમે અમારા જાદુમાં નિષ્ફળ જતા હતા. તે જોઇને ડાકણને આનંદ કેમ ન થાય?

પણ હવે શું કરવું એનો માર્ગ મને સૂઝતો ન હતો. પ્રતાપરાય પણ કંઇક ગભરાયા હોય એમ મને લાગ્યું. કારણ કે ચંદ્રમાને જેવો ને તેવો સતેજ જોઇને તેમણે ઝનુને ભરાઇને વધારે ઘાંટા પડીને મંત્રો બોલવા માંડ્યા. તેમણે ચાળા પણ લાંબા લાંબા હાથ કરીને કરવા માંડ્યા. આખી સભાના માણસો ટગર ટગર એમના પ્રત્યે જોઇ રહ્યા.

કેવી એ ઉત્સુકતા! કેવી તીવ્ર આતુરતા! પોતાની શીતળ ચાંદનીથી જગતને આલ્હાદ આપતો એ ચાંદો તે વખતે અમારો વેરી બન્યો હતો! અમારા મંત્રોને, અમારા દૈવીપણાને કે ખુદ પંચાંગને પણ તે ગાંઠતો ન હતો.



# પ્રકરણ ૪૫ મું.

## ગ્રહણ લાગ્યું !

પણ આસપાસ બેઠેલા સંખ્યાબંધ જંગલી જીવોની દરકાર રાખ્યા વગર અમે અમારૂં મંત્રોચ્ચારનું કાર્ય ચાલૂ રાખ્યેજ ગયા. અને આહા! આખરે તેની અસર થઇજ! અમે મંત્રો બોલવા માંડ્યા તે ક્ષણથી માંડીને બાર મિનિટ પૂરી થઇ હશે એટલામાંજ ચંદ્રમાની એક કોરાણુ ઉપર કાળી છાયા દેખાવા લાગી. મારા જીવમાં જીવ આવ્યો. હાઆઆઆશ! આખરે પંચાંગનો દિવસ સાચો પડ્યો. પંચાંગનાં ઘડીપળ સાચાં પડ્યાં.

વાંચનાર! ચંદ્રમાની કોરને કાળાશ લાગતી જોઇને અમારાં હૃદયમાં કેવી આનંદની હેલી થઇ હશે તેની તો કલ્પનાજ કરી શકાય. પ્રતાપરાયના મુખ ઉપર તરતજ ભાવો બદલાયા. પેલી ડાકણ ગગોલાના મ્હોં પર નિરાશા અને ક્રોધનાં ચિહ્ન દ્રષ્ટિગોચર થવા લાગ્યાં.

અમે મંત્રો બોલવાનું ચાલુજ રાખ્યું. ગ્રહણ તો ખરેખર લાગ્યુંજ હતું. એટલે ચંદ્રમાના બિમ્બ ઉપર ધીમે ધીમે કાળાશ પથરાવા લાગી. અમારા અંતરમાં આનંદ ઉછળતો હતો. છતાં મ્હોંડા ઉપર અમારે બતાવવો ન જોઇએ. કારણ કે અમારા જાદુથી ચંદ્રમા કાળો થવોજ જોઇએ—ઢંકાવોજ જોઇએ, એમાં કશું આશ્ચર્ય અમને તો લાગવુંજ ન જોઇએ—એવી રીતે અમારે વર્તન કરવાનું હતું. ને તે અમે આબાદ જાળવ્યું.

અને જેમ જેમ ચંદ્રમા પર કાળાશ વધવા લાગી તેમ તેમ અત્યાર સુધી ચાંદરણામાં ઝળહળતું દ્રશ્ય ઝાંખું પડવા લાગ્યું. ટવાલાગુ અને ગગોલાના મ્હોં પર બેવડી કાળાશ વધવા લાગી. એક તો ચંદ્રમાનું તેજ કમી થવાને લીધે અને બીજી, અમે આવો ભવ્ય—મનુષ્ય શક્તિથી કદિય ન બને એવો—જાદુ કરી શક્યા તેથી,

નિરાશાને લીધે તેઓ એક બીજાની સામે જોવા લાગ્યાં. ટવાલાગુ અવારનવાર પોતાના લડવૈયા, સરદાર તરફ જોવા લાગ્યો. તેમાંના કેટલાક અમારા પ્રત્યે જોવા લાગ્યા.

પ્રતાપરાયનું મંત્રોચ્ચારણ તો હજી ચાલુજ હતું.

ચંદ્રમાં પોણો કાળો થયો એટલે તો ટવાલાગુના ટાંટીયા થરથરવા લાગ્યા હોય એમ અમને લાગ્યું. કારણકે તે પોતાની પાસે બેઠેલા એક સરદારની સાથે ગભરાટમાં કાંઇક વાતચિત કરતો હોય એમ લાગ્યું. મેં ઇન્કુઝને ઠોંસો માર્યો. તે જાણે ઉંઘમાંથી ઝબકીને જાગ્યો હોય તેમ ચમકીને બોલી ઉઠયો—" કેમ, મહારાજ ? "

મેં કહ્યું—" કેમ શું ? આ ખરેખરો લાગ છે. જો તું ઇશારત કરે ને બધા સરદારો ઉભા થાય તો અત્યારે ટવાલાગુનો પ્રાણ કાઢી નાંખીએ. હમણાં જોતજોતામાં ચંદ્રમાં આખો કાળો થઇ જશે. બોલ, શું કહે છે ?"

કોણ જાણે કેમ, પણ તે ક્ષણે મારી સૂચના ઇન્કુઝના મગજમાં સોંસરી પેસી ગઇ. મને કાંઇ જવાબ ન આપતાં તે પાધરો ઉઠયો અને હારબંધ બેઠેલા ટોળાની પાછળ થઇને એ સામી બાજુએ ગયો. ત્યાં એણે ત્રણ ચાર લડવૈયાઓના ખભા પર ટકોરી મારી જરા દૂર બોલાવ્યા અને કાંઇક સમજાવવા લાગ્યો. ચંદ્રમા આ વખતે મોટે ભાગે ઢંકાઇ ગયો હતો. એટલે કોઇથી ઝાઝું દેખી શકાતું ન હતું.

પ્રતાપરાયના મંત્રોચ્ચારનો વેગ હવે કાંઇ ઠંડો પડવા માંડયો હતો. તેમણે વચમાં વચમાં ટવાલાગુની સામે જોવા માંડયું. અત્યાર સુધી તેની કાંઇ બોલવાની હિંમત ચાલી ન હતી. પણ પ્રતાપરાયને પોતાની તરફ જોતા જોઇને તે બોલ્યો—"મહારાજ, હવે તો માફ કરો. ચાંદાને ખુલ્લો કરો. અમારી બધી પ્રજા મરી જશે. અમને રોગ થશે. માફ કરો, માફ કરો. "

પ્રતાપરાય બોલ્યા—"હવે માફ કરવું અમારા હાથમાં નથી.

અમારો જાદુ હવે એકાએક પાછો ખેંચી શકાય નહિ. પણ...'

તેઓ પણ શબ્દની આગળ કાંઈ પણ બોલવા જાય તે પહેલાં ટવાલાગુની પાછળથી એક મોટો હોકારો પડ્યો. ચંદ્રમા હવે કાળો મેંશ જેવો થઈ ગયો હતો, એટલે દેખી શકાય એમ હતુંજ નહિ. છતાં અંધકારમાંથી એક બે તરવારો અને પાંચ સાત કુહાડીઓ ઉછળતી ને ચળકતી દેખાઈ. બે ચાર ઘા પડ્યા. બુમાટો વધ્યો. મેં પ્રતાપરાયને કહ્યું—"ટવાલાગુની ઉપર એના સરદારોએ હલ્લો કર્યો છે. તમે સાવધ રહેજો."

અમે તરતજ દૂર ખસીને ઉભા. અનુચાચાએ પૂછ્યું—"કેમ, બંદુક ફોડું ?"

મેં કહ્યું "ના ના. કાંઈ દેખાતું નથી. અને ગમે તેને લાગી બેસે તે ઠીક નહિ."

પ્રતાપરાય કહે—"થોડાક ખાલી બાર કરો."

મેં કહ્યું—"હા. તે ઠીક છે. એથી કેટલાક ડરપોક હશે તે પહેલા નાસી જશે અને બીજાને ડરપોક બનાવશે."

મેં અને અનુચાચાએ પાંચ સાત ખાલી બાર કર્યા. તેની સાથે ટોળામાં હોહા એકદમ વધી પડી. પેલી ડાકણ ગગોલાની ચીસો સંભળાવા લાગી. ટવાલાગુના બરાડા અને ગાળો સંભળાતાં હતાં. સાકા પણ એક તરફ ચીસો પાડી રહ્યો હતો. તે ભોંય પર પડેલો હતો અને તેના શરીર પર પાંચ સાત ઉંડા ઘા થયેલા હતા. તેમાંથી લોહી વહેતું હોવું જોઈએ, એમ તેની ચીસો પરથી લાગતું હતું. પણ દેખાતું કશુંજ ન હતું.

મેં ધાર્યું કે અંબોપા શું કરે છે તે જાણવું જોઈએ. પાછળ ફરીને જોયું તો કોઈ ન મળે. એકલા અનુચાચા ઉભા હતા અને પેલી કુલીટા તેમની બાજુમાં ભયથી થરથરતી ઉભી હતી. પળવાર પછી જે દિશામાં યુદ્ધ જામ્યું હતું તે દિશામાંથી અંબોપાની

ઝનુનભરી કીકીયારીઓ સંભળાવા લાગી. એટલે અમને સમજ પડી ગઈ. એ વીર લડવૈયો તો ક્યારનો આ ટોળાયુદ્ધમાં પોતાના દરજ્જાને યોગ્ય ભાગ લેવા ઝંપલાવી પડ્યો હતો. આવે વખતે જો એ શૂરાતન દર્શાવે નહિ તો એનાથી રાજા કેમ થવાય?

+ + +

ઘોર–તુમુલ–યુદ્ધ જામ્યું. થોડી વારે એક તરફથી તતુડું વાગ્યું. રાજા પર આવી પડેલી આફત જોઈને થોડી થોડી ઉંઘમાં પડેલા એના ચોકીદારો ચમકીને જાગ્રત થઈ ગયા. અને વરસોનું લુણ ખાધેલું તેની પ્રેરણાથી જે મળે તે હથિયાર લઈને રાજાનો બચાવ કરવા ઉતરી પડ્યા. એની રાણીઓમાં પણ કેટલીક મજબૂત શરીરની હતી તે આ યુદ્ધમાં ઉતરી પડી હોય એમ લાગતું હતું. કારણકે કુહાડીના કડાકા સાથે ઝાડીઓમાં બંગડીના ખણખણાટ સંભળાતા હતા. કોઈ કોઈ સ્ત્રીને પડતા ઘાની સાથે તેની કારમી ચીસ પણ સંભળાતી હતી. આ જંગલી લોકોમાં કાંઈ વધુ [illegible] અંકુરો ફુટ્યા ન હતા. સ્ત્રી ઉપર હાથ ન ઉગામાય, એવી ભાવના પ્રગટ થઈ ન હતી. એટલે લડાઈના મેદાનમાં તો એ લોકો સ્ત્રી અને પુરૂષ બન્નેની સરખી ગણના કરતા હતા.

× × ×

બરાબર સાડી સત્તાવીશ મિનિટ આ યુદ્ધ ચાલશે એવી પંચાંગની ગણત્રી હતી. અને બરાબર સાડી સત્તાવીશ મિનિટ સુધી એ જંગલી પ્રજામાં ખુનખાર લડાઈ ચાલી. [illegible] ટોળાંઓના તરફ લાગણીવાળા સરદારો ઝાઝા ન હતા. પરંતુ એકાએક હલ્લો થયેલો જોઈને કેટલાક પોતાના સરદારોની [illegible] ઉમરાવ આવી હશે તેથી કહો, અથવા અંધકારને લીધે [illegible] કોઈ કોઈને ઓળખી શકતું ન હતું તેથી, પણ યુદ્ધ ભારે તુમુલ બન્યું હતું, એમાં શક નહિ; છેવટના ભાગમાં મને લાગે છે કે આજુબાજુથી ઘણા લોકો દોડી આવ્યા હતા.

આસપાસની વાડ ભાંગી તૂટીને મેદાન થઇ ગઇ હતી. તેના ભાંગવાના અવાજ કડાકડ સંભળાતા હતા.

અમે દૂર ઉભા ઉભા બધો તાલ જોયા કરતા હતા. માત્ર અંબોપાને માટે અમને ચિંતા થયા કરતી હતી. એ જીવતો હશે કે મુએલો? આ અંધારાની અંધેર લડાઇમાં એની ગરદન પર કોઇ ઓચિંતો ઘા પડી ગયો હોય તો? એવી આશંકા અમારા હૃદયમાં થયા કરતી હતી. એટલામાંજ ચંદ્રમાનો ખગ્રાસ કાળ પૂરો થયો. જરા ઝાંખા પ્રકાશ સૃષ્ટિ પર પથરાવા લાગ્યો. તે અજવાળામાં અમે કોઇક માણસને અમારા તરફ દોડી આવતું જોયું. પાસે આવ્યું ત્યારે અમે તેને ઇન્કફુઝ તરીકે ઓળખ્યો. એના શરીર પર પાંચ સાત ઘા પડેલા હતા. અને લોહી નીતરતું હતું.

"કેમ, ઇન્કફુઝ, શા સમાચાર છે?"

"આનંદના." તે બોલ્યો—"ટવાલાગુને મારી નસાડચો છે. સાકા મરી ગયો લાગે છે. ટવાલાગુના પક્ષના બધા સરદારો શરણે આવ્યા છે. કેટલાક મરી પણ ગયા છે."

"તને બહુ વાગેલું દેખાય છે." મેં કહ્યું.

"કાંઇ નહિ. કંઇ નથી. એ તો હોય." તેણે જવાબ આપ્યો.

પ્રતાપરાયે પૂછ્યું—"અંબોપા કેમ છે? ક્યાં છે?"

"અંબોપા કુહાડી લઇને ઘૂમી રહ્યો છે. અત્યારે એ ઝનુને ભરાયો છે. વકરાયલા વાઘ પેઠે જે સામે આવ્યું તેનો પ્રાણ કાઢી નાંખે છે. એ છોકરામાં આટલું પરાક્રમ હશે એમ હું ધારતો ન હતો." ઇન્કફુઝે જવાબ આપ્યો ને પછી બોલ્યોઃ—"ખરેખર, એના બાપનું નામ દીપાવે એવો છે."



# પ્રકરણ ૪૬ મું.

## કુલીટા સુંદરી

અમને એ સાંભળીને સંતોષ થયો. હવે અંબોપા અહીં રાજા થશે એમ નક્કી લાગ્યું. છતાં હજુ ઘોર યુદ્ધ ચાલી રહ્યું હતું.

ચંદ્રમા પરની કાળાશ ધીમે ધીમે ઓછી થતી હતી.

મેં ઇન્કુઝને પૂછયું–"ત્યારે લડાઇ છોડીને તું અહીં કેમ આવ્યો ?"

"મને લાગ્યું કે આ અંધેર લડાઇમાં આપ અટવાઇ જાઓ તો આપના અમૂલ્ય દેહને ઇજા થઇ બેસે–એટલે આપને થોડે દૂર એકાદ નિર્ભય જગા પર લઇ જાઉં, એવા વિચારથી હું આવ્યો..."

"અમે અહીં નિર્ભયજ છીએ." પ્રતાપરાય બોલ્યા.

મેં કહ્યું–"અમે પણ ક્ષત્રિય છીએ, લડાઇથી ડરીએ તેમ નથી."

મારૂં કહેવું ઇન્કુઝના મગજમાં ઉતર્યું કે નહિ તે હું કહી શકતો નથી. પણ તરતજ તે બોલ્યો—

"હવે આ અંધકાર જલદી મટી જાય તો સારૂં."

"અમે જાદુ પાછો ખેંચી લીધો છે." મેં જવાબ દીધો. "હવે થોડાજ વખતમાં આકાશ હતું તેવું નિર્મળ થઇ જશે અને ચંદ્રમા પણ પહેલાંની પેઠે બરાબર ઝળકવા માંડશે."

"તેમ થાય તો સારૂં." ઇન્કુઝ બોલ્યો–"કારણ કે આમ તો દોસ્ત કે દુસ્મન કોણ મરે છે–કોને મારવો–તે પણ સમજાતું નથી..."

એટલું તે બોલી રહ્યા એટલામાં એક કારમો હોકારો પડ્યો. જે દિશામાં લડાઇ ચાલતી હતી તે દિશામાંથી તે અવાજ આવ્યો. એ સાંભળીને મારાં રૂંવાડાં ખડાં થઇ ગયાં. ઇન્કુઝ અમારી સાથે વાત કરવી પડતી મૂકી લડાઇના મેદાન તરફ દોડ્યો.

તેના જવા પછી વળી પાછા એ ત્રણ ઘોર હોકારા પડ્યા. એ જંગલી લોકો પોતાની ભાષામાં એક બીજાને ઉત્સાહ આપવાને માટે–હરહર મહાદેવ ને મારો, કાપો, ઠાર કરો–એવી મતલબના ઉદ્દગારો કાઢતા હતા. કેટલીક વાર 'દેશદ્રોહીને મારો–કાપો.' એવા પોકાર સંભળાતા હતા.

ચંદ્રમાનો પા ઉપરાંત ભાગ હવે ખુલ્લો થઇ ગયો. થોડે દૂર ચાલી રહેલી લડાઇમાં લડતા એ કાળા માણસો સ્મશાનભૂમિમાં તાંડવનૃત્ય કરતાં ભૂતાવળાં સરખાં દેખાતાં હતાં. કોઈ કોઇ વાર ઝાંખા પ્રકાશમાં કુહાડીઓનાં ને તરવારોનાં ચળકતાં પાનાં ઝળકી ઉઠતાં હતાં.

એ સમયે અચાનક ચંદ્રમાના એ ઝાંખા પ્રકાશમાં લડાઇની દિશામાંથી એક વ્યક્તિને અમે અમારા તરફ દોડી આવતી જોઇ. પળવાર તો એ કોણ હશે તેનો અમે વિચારજ કરી રહ્યા. અમારી પાસે બંદુકો ભરેલી તૈયાર હતી. એટલે અમારે કોઇ પણ રીતે ડરવાનું તો હતુંજ નહિ. (રાતનો સમય હતો એટલે કોઇ તીરકામઠું યે વાપરી શકે તેમ ન હતું. દિવસનો સમય હોત તો અમારે તેનો ભય રાખવો પડતે.)

પણ અમને વિચાર કરવાનો ઝાઝો સમય મળ્યો નહિ. તે વ્યક્તિ તુરતજ અમારી નજીક આવી પહોંચી અને અમે તરતજ તેને ઓળખી. તે ગગોલા હતી.

હા–તે ગગોલા ડાકણ હતી. ઉછળતી ને છલ્લંગો મારતી તે અમારા તરફ–અમારી પાસે આવી, અને કોણ જાણે કઇ વિચિત્ર કલબલીયા ભાષામાં અમને ગાળો દેવા લાગી. એના ઉચ્ચાર એવા થતા હતા કે જાણે મ્હોંમાં કાંકરા ભરીને કોઇ વાગોળતું હોયને! અને અમારા તરફ લાંબા લાંબા હાથ કરીને અમને ડરાવવાને તે કાંઇ કાંઈ ચાળા કરવા લાગી. એના શબ્દો જો હું થોડાઘણા પણ મહા મહેનતે ખરા સમજ્યો હોઉં તો તેની મતલબ આવી થાય—

"મુઆઓ, ફાટી મુઆઓ, કાળમુખાઓ આવ્યા છો! જાઓ... તમને કોણે બોલાવ્યા? મરી જાઓ. તમારૂં સત્યાનાશ જાઓ. ચાંદાને કાળો કર્યો?...જાદુઈ ભૂંગળી ચલાવી, કાળમુખા!...મરો. ...તમને ખાઈ જાઉં!......પણ તમે પાપી છો...જાઓ! નથી ખાતી, મરી જાઓ, તમે જાઓ." વગેરે.

અને એ શબ્દો બોલતી વખતે ડોસલી આંખના ડોળા એવા તો ફરકાવતી હતી કે કોઈ હલકો પોચો હોય તે ડરીજ જાય; ભયભીત થઈને થરથરી ઉઠે. પરંતુ અમે તો એને ઓળખી ગયા હતા. એ ડાકણનો જાદુ કેટલા ઉંડા પાણીમાં તરતો હતો તે પણ સમજી ગયા હતા. એટલે અમે કાંઈ ડર્યા નહિ. જ્યારે અમને લાગ્યું કે હવે તો આ ડોકરી છેકજ 'ફાસ્ટ' જાય છે ત્યારે અમે તેને બંદુકનો કુંદો બતાવ્યો. તે જોતાં વારજ તે ચૂપ થઈ ગઈ. અને બે ડગલાં પાછી હઠી ને આડે માર્ગે ચાલતી થઈ. તે ક્યાં જાય છે તે અમે જોઈ રહ્યા. અંધકારમાં–ઝાંખા પ્રકાશમાં ઘણે દૂર–તે અદૃશ્ય થઈ ગઈ ત્યાં સુધી અમે તેની પાછળ જોયાજ કર્યું.

× × ×

ત્યારપછી પાંચ સાત મિનિટ સુધી અમે તેજ સ્થાને ઉભા રહ્યા. પછી મેં પ્રતાપરાયને કહ્યું–

"ડાકટર સાહેબ, હવે આપણે અહીં ક્યાં સુધી ઉભા રહીશું! આના કરતાં આપણે આપણી ઝુંપડીમાં જઈને પડીએ તો ઠીક."

બનુચાચા બોલ્યા—"હા, તેજ ઠીક છે. આ લડાઈનો તો હવે કોણ જાણે ક્યારે અંત આવશે—ને મને તો ઊંઘ આવે છે."

મેં કહ્યું—"લડાઈ તો હમણાં ચંદ્રમા પ્રગટ થશે એટલે પૂરી થઈ જશે. પણ તે પૂરી થાય તે પહેલાં આપણે અહીંથી ચાલ્યા જઈએ તેજ સારૂં છે."

પ્રતાપરાય ધીમે રહીને બોલ્યા—"મારે કાંઈ વાંધો નથી.

માત્ર આપણને રસ્તો જડવો જોઇએ."

"હા. એ મુશ્કેલી છે." મારા તથા બનુચાચાના મ્હોંમાંથી એકી સાથે ઉદ્‌ગાર નીકળ્યો.

"હું આપને રસ્તો બતાવીશ." અમારી પાછળથી સુકોમળ અવાજ આવ્યો. અમે ચમકીને પાછળ જોયું. ત્યારેજ ખબર પડી કે અહીં પણ કુલીટા અમારી સાથે આવીને ગરીબ ગાયની પેઠ ઉભી હતી. એને જોતાંજ અમારામાં અજબ હિંમત આવી. કાંઇ પણ બોલ્યા વગર અમે તેની પાછળ ચાલવા માંડ્યું.

એવી રીતે શાંત ચાલતાં ચાલતાંજ મને વિચાર આવ્યા. કુલીટાસુંદરી અમારી સાથે, અમારી પાછળ ન આવે તો જાય પણ ક્યાં ? તે નિરાધાર હતી. મને ઇન્દુકુંઅરના શબ્દો યાદ આવ્યા. દક્ષિણ તરફના પ્રદેશમાંથી તે એકલી, કોઇ અજાણ્યા માણસની સાથે ચાલી આવી હતી. રાજાની રાણી થવાના લોભે તેણે પોતાના માબાપની રજા લીધી ન હતી કે ખબરે આપી ન હતી. અને અહીં આવ્યા પછી એની કેવી દશા થઇ હતી ! મોતના જડબા-માંથી અમે એને બચાવી હતી. હવે એને અમારા સિવાય બીજા કોઇનો આધાર ન હતો. તે અમારી સાથેજ ન આવે તો બીજે જાય પણ ક્યાં ?

ને એ અમારી સાથે આવી તેથી અમને પણ એક અતૂલ આધાર મળ્યો, એમ કહું તો ખોટું નથી. એ ન હોત તો હવે પછીના પ્રસંગમાં અમારી શી વલે થાત તેની તો કલ્પનાજ કરવી મુશ્કેલ. હું તેનું યે વર્ણન કરીશ.



# ૪૭ પ્રકરણ મું.

## મધરાતના ભડકા

થોડી વારમાં અમે અમારા મુકામવાળા ઝુંપડે આવી પહોંચ્યા. રસ્તો જરા લાંબો હતો પરંતુ માર્ગમાં અમને કશી અડચણ પડી નહિ. કેટલોક વખત સુધી અમને દૂર દૂર ચાલી રહેલી લડાઇના હોકાર સંભળાયા કર્યાં. પરંતુ મુકામ પર આસપાસ બધે શાંત વાતાવરણ હતું.

દિવસના તથા રાતના અત્યંત પરિશ્રમને લીધે અમે થાકીને લોથપોથ થઇ ગયા હતા. એટલે આરામને માટે દિલ તથા આંખો તલસી રહ્યાં હતાં. બનુચાચા તો આવ્યા તેવાજ ખાટલા પર પડ્યા ને તરતજ ઘોરવા લાગ્યા. એમને ઉંઘતાયે ન વાર ને જાગતાંયે ન વાર. ને ઉંઘે તેવાજ ઘોરણનો ગગડાટ ચલાવે. હું ને પ્રતાપરાય થોડો વખત બેસી રહ્યા, બોલતા કશુંજ નહોતા. કાંઇ ઓચિંતી, અણધારી આફતના ભણકારા વાગી રહ્યા હોય એમ અમને લાગતું હતું. પણ શું તે સમજાતું ન હતું. કુલીટાસુંદરી પણ ઝુંપડામાં આવીને ચુપચુપ એક ખુણે બેસી રહી હતી. તે વારાફરતી મારા અને પ્રતાપરાયના મ્હોં તરફ જોયા કરતી હતી.

થોડી વારે પ્રતાપરાય બોલ્યા—"બહાદુરભાઇ, સૂઇ જાઓ. હવે એ તો જે થવાનું હશે તે થશે."

મને એનો કાંઇ ઉત્તર આપવા જેવું લાગતું ન હતું. છતાં હું બોલ્યો—"હા, એ તો જે થવાનું હશે તે થશે જ."

આમ વ્યર્થ જેવો લાગતો શબ્દ–વિનિમય થવાથી જાણે અમારા હૃદયનો કેટલોક ભાર ઓછો થયો હોય એમ લાગ્યું. પછી બીજુ કાંઇ પણ બોલ્યા વગર અમે આડા પડ્યા. મેં કુલીટાને કહ્યું—"તું પણ ઉંઘી જા." તે કાંઇ બોલી નહિ.

આજે એક ખાટલો ખાલી હતો. અંબોપા ગેરહાજર હતો.

તેની જગા ખાલી હતી તે બતાવીને મેં એને ફરીથી સૂઇ જવા કહ્યું. ત્યારે તે બોલી—" મને ઉંઘ નથી આવતી."

કેવી મીઠી ને મધુરી વાણી! મને એ ભાષાના વ્યાકરણનું જ્ઞાન ન હતું. માત્ર અનુભવે વાતચિત કરતાં ને સમજતાં શીખ્યો હતો. છતાં એના શબ્દો સાંભળીને મને ખરેખર મનમાં કંઇ કંઇ થઇ જતું હતું. કોણ જાણે એને જોઇ ત્યારથીજ મને એના પ્રત્યે કંઇક ન સમજાય એવી લાગણી થતી હતી. શું એ લાગણી પ્રેમની હતી? ના, ના, હું પરણેલો અને છોકરાં છૈયાંવાળો, પુખ્ત ઉમ્મરનો માણસ હતો. મારી પ્રિય પત્ની ચંપા આના કરતાં શરીર કાન્તિમાં અનેક દરજ્જે ચઢી જાય તેમ હતું. એટલે એના દેહગૌરવથી મારા અંતરમાં મોહવૃત્તિ ઉપજી હોય એમ બને તેવું ન હતું. તો પછી એ શી લાગણી હશે? મનેજ કાંઇ સમજાતું ન હતું.

મેં એને ફરી આગ્રહ કર્યો:—" ઉંઘ આવતી ન હોય તોએ સૂઈ જા. બેઠાં બેઠાં તો વિચારો આવે ને ચિન્તા થાય." વગેરે.

મારા આગ્રહને વશ થઇ એ ખાલી ખાટલા પર જઇ સુતી.

સૂતાં એટલે અમે સર્વ તરતજ નિદ્રાવશ થયાં. જોખમ અને ચિંતા ઝઝૂમતા હતાં. પરંતુ શરીરનાં તંતુઓ એટલાં બધાં શ્રમિત થઇ ગયા હતા કે જાગૃતિ રહેવીજ અશક્ય હતી. થોડી જ વારમાં મારૂં આ લોકનું કે સૂર્યલોકનું સમૂળગું ભાન જતું રહ્યું.

* * * *

એ રીતે અમે કેટલો સમય નિદ્રાધીન રહ્યા હોઇશું તે હું કહી શકતો નથી. પણ નિદ્રાવસ્થામાં મેં કંઇક અવાજ સાંભળ્યો. જાણે કોઇક સીસકારી બોલાવતું હોય. પછી તો "આ આ"—એવો અવાજ સંભળાવા લાગ્યો. મારામાં કંઇક જાગ્રતિ આવી. પણ હું પૂરેપૂરો જાગ્રત થયો ન હતો. સુષુપ્ત અવસ્થામાં આવ્યો ત્યાં તો કોઇ મને ઢંઢોળતું હોય એમ લાગ્યું. તરતજ હું જાગ્રત થઇ

ગયો. આંખો ઉઘાડીને જોઉં છું તો કુલીટા મારી પાસે ઉભી હતી. તેનો ચહેરો એકદમ ગભરાઈ ગયેલા માણસ સરખો હતો. મને જાગી ઉઠેલો જોઈને તે ધીમેથી ધાંટે બોલી—

"ઉઠો, ઉઠો. આગ આગ."

"હેં ?" એમ બોલતાંજ હું બેઠો થઈ ગયો. ચિંતાપૂર્ણ ઉત્સુકતાથી હું કુલીટાસુંદરી તરફ જોવા લાગ્યો. ત્યાં તો એ બોલી—

"ચાલો, નાસો. આ ઝુંપડાને આગ લગાડે છે...ટવાલાણુ રાજા ને એનાં માણસો આવ્યાં લાગે છે. તે આગ લગાડે છે...મેં હમણાં સાંભળ્યું...ઉઠો. નાસો."

મને સમજ પડી ગઈ. મેં તરતજ પ્રતાપરાયને અને અનુચાચાને જાગ્રત કર્યા. કાંઈ પણ ન સમજાવતાં મેં તેમને કહ્યું—"ચાલો નાસો. દુશ્મનો આવ્યા છે. આ ઝુંપડાને આગ લગાડે છે." તેઓ તરતજ ઉઠ્યા અને કુલીટાએ અમને માર્ગ બતાવ્યો. અમારી બંદુકો તથા સામાન લઈ એક ડાકાબારી વાટે અમે ત્રણે જણ બહાર કુદી પડ્યા. કુલીટાને પણ સંભાળીને મેં બહાર ખેંચી લીધી. પ્રતાપરાયે કુદતાં પહેલાં પોતાના અમૂલ્ય સામાનની પોટલી બગલમાં મારી લીધી હતી એ કહેવાની જરૂર નથી.

અમે થોડે દૂર એક ખૂણામાં જઈને ઉભા તો ચાર પાંચ મનુષ્યાકૃતિ–ઓળા અમને દેખાયા. તેમણે અમારા ઉતારાવાળા ઝુંપડાને ઘેરી લીધું હતું. થોડી વારમાં અમને એક ખૂણે એક ભડકો થતો દેખાયો. ઝુંપડાની ટટ્ટી સાથે તે ભડકો ચંપાયો. બીજે છેડે પણ બીજી વ્યક્તિએ તેવુંજ કામ કર્યું. અને ત્રીજે ખૂણે ત્રીજો ભડકો થયો..."

રંજેરજ વનસ્પતિના બનાવેલા એ ઝુંપડાને સળગી જતાં શી વાર લાગે ? જોતજોતામાં જાણે એક મોટી હોળી પ્રગટી. એ હોળીના ભડકાનો પ્રકાશ ચોમેર ફેલાવા લાગ્યો. એ પ્રકાશમાં અમે એ જંગલી પ્રજાના કેટલાક માણસોને નાચતાં જોયા. બીજી

બે ચાર મિનિટ ગઈ. એટલામાં તો અગ્નિદેવે આખા ઝુંપડાનો ગ્રાસ કરી લીધો! અમે દૂર ઉભા હતા. અંધકારમાં ઉભા હતા. અમને કોઈ જોઈ શકે તેમ ન હતું. છતાં અહીંથી અમે એ બળતા ઝુંપડાને બરાબર જોઈ શકતા હતા. એમાં વપરાયલી વળીઓ, સાકટાઓ અને વાંસડાઓની ગાંઠો બળતાં, ફૂટતાં નીપજતો અવાજ અમને સંભળાતો હતો. અહાહા! કેવું કારમું દૃશ્ય? અત્યારે અમે જો એ ઝુંપડામાં હોત તો? કેવી ભયાનક દશા! ને જો ફુલીટાસુંદરીએ અમને વેળાસર જાગ્રત ન કર્યા હોત તો? અંગેઠીમાં વેંગણ બટાટા બફાય તેમ અમે કયારના બફાઈ ગયા હોત. ખરેખર ફુલીટાએ આ વેળા અમને ત્રણે જણાને મોતના પંજામાંથી બચાવ્યા હતા. અમે એના ઉપર કરેલા ઉપકારનો બદલો એણે વ્યાજ સાથે વાળી આપ્યો હતો—ના. માત્ર એટલું જ કહીને બેસી રહેવામાં એના કાર્યની પૂરતી કદર થઈ શકે તેમ ન હતું.

તે પછી અમને માલૂમ પડ્યું. ફુલીટાસુંદરી સાથે વાતચિત કરતાં તેણે જણાવ્યું કે “હું ખાટલા પર સુતી ખરી. પરંતુ મને ઉંઘ નહિજ આવી. આખરે થાકીને મેં ઝુંપડામાં આમથી તેમ આંટા મારવા માંડ્યા. કલાકેક એવી રીતે આંટા માર્યા હશે. તેવામાં એક બે વાર પેલી પાછળની ભીંત પાસે આવી. તે વખતે મેં કેટલાક માણસને વાતચિત કરતા સાંભળ્યા. મેં ધ્યાન દઈને સાંભળવા માંડ્યું તો સમજ પડી કે તે ટવાલાગુ રાજા ને તેનાં માણસો હતાં ને આપણું ઘર બાળી મૂકવાની તૈયારી કરતા હતા. આથી મેં તમને જગાડ્યા.”

ફુલીટાની વાત સાંભળીને અમને એના પ્રત્યે કેવી આભારની લાગણી ઉપજી હશે તેની તો વાંચનાર, માત્ર કલ્પના થઈ શકે!



# પ્રકરણ ૪૮ મું

## પરભાતના પહોરમાં

થોડી વાર સુધી અમે ત્યાંજ ઉભા રહ્યા. ત્યાંથી અમે ટવાલાગુ રાજાનાં માણસોને પોતે એક મોટું પરાક્રમ કર્યું હોય, ને તેના ઉપરથી ખૂબ આનંદમાં આવી જઇને કલ્લોલ કરતાં હોય તેવી રીતે વર્તતાં જોયાં. પાંચેક મિનિટ પછી અમે ટવાલાગુને પણ ત્યાં આવી પહોંચેલો જોયો. કાળો, બીહામણો, પ્રચંડ—વાઘરી જેવો એ રાજા. જોતાંવારજ કમકમાટી છૂટે એવી એની ભયાનક મુખમુદ્રા અત્યારે ઓર ભયાનક દેખાતી હતી. એને જોતાંજ અનુચાચાનો ક્રોનાખોર સ્વભાવ એકદમ ઉછળી આવ્યો. બંદુક રાજાના પ્રત્યે તાકી તે બોલી ઉઠયા—“હું ના ગોળી છોડું છું, ડાકટર સાહેબ.”

“અરે, ના ના.” પ્રતાપરાયે એમ બોલતાં ચાચાનો હાથ ઝાલ્યો ને બંદુક ખેંચાવી લીધો; ને બોલ્યા—“ચાચા, તમે કેમ ભૂલી જાવ છો? આપણે તો અહીં સૂર્યલોકનાં માણસ છીએ. આપણાથી આવી સાદી રીતે, આવી માણસપદ્ધતિથી વેર ન લેવાય. દમણાં રાખો.”

મને પણ વિચાર આવ્યો કે બંદુક છોડીને આવી રીતે અત્યારે છતા થવાની કશી જરૂર નથી. ઝુંપડાને આગ લગાડનાર માણસો અમે એમાં બળીને ખાખ થઇ ગયા હઇશું એમજ માનશે, ને તેમની એ માન્યતા આખા લોકમાં ફેલાશે. તે છતાં સવારે અમે ગામ બહાર જંગલમાં એક ઝાડ નીચે કે ગુફામાં ઓચિંતા દેખાઇએ—તો અમારી અદ્‌ભુતતા ને પ્રતિષ્ઠા વધે એ સ્વાભાવિક હતું. એટલે મેં પ્રતાપરાયના વિચારને અનુમોદન આપ્યું.

અમે અમારો સામાન લઇને ગામની બહાર જંગલ તરફ ચાલવા માંડ્યું. કુલીટા અમારી આગળ ચાલતી હતી. એ આગળ એકાદ વાર નાનપણમાં આ શહેરમાં આવી ગઇ હોય એમ લાગતું

હતું. કારણ કે તે રસ્તાઓથી માહિતગાર હોય એમ લાગતું હતું.

શહેરની ગલીકુંચીઓ વટાવી અમે બહાર નીકળ્યા અને અડધોક માઈલ દૂર એક ઝાડની નીચે જઈ મુકામ કર્યો. અહીંથી પણ પેલા બળતા ઝુંપડાનો પ્રકાશ આભમાં ફેલાયલો દેખાતો હતો. એ વખતે પરોઢીયું થવા આવ્યું હતું. આખી રાતના ઉજાગરાને લીધે આંખમાં તો જાણે ભડકા બળતા હતા. અમારા ઝુંપડામાં પણ અમે કલાક દોઢ કરતાં વધુ વખત શાંતિથી નિદ્રા ભોગવી શક્યા ન હતા. અને રખડપટ્ટીના થાકને લીધે હાડકાં કળતાં હતાં. છતાં હવે થોડીજ વારમાં મળસ્કું થાય એમ હોવાથી ઉંઘવા પડીએ તોયે ઝાઝો સમય આરામ મળે તેમ ન હતું.

આથી અમે તો જાગતાજ બેસી રહેવાનો યત્ન કર્યો. પણ ફુલીટાની આંખો નિદ્રાથી ઘેરાતી હતી. એણે અમારી નિદ્રાવસ્થામાં પણ અમારી ચોકી કરી હતી. એટલે આ વેળા એને આરામ આપવો તે અમારી ફરજ હતી. તેથી મેં એના પ્રત્યે જોઈને ઈશારતથી કહ્યું—"સૂઈ જા." અને વધુ આગ્રહ કરાવવાને નહિ થોભતાં તેણે તરતજ એ ઝાડના એક જાડા ઉપસી આવેલા મૂળીઆ સાથે માથું ટેકવ્યું અને પળવારમાં—જોતજોતામાં તે નિદ્રાવશ થઈ ગઈ.

પછી તરતજ પૂર્વ દિશામાં અરૂણદેવની આછી છાયા દેખાવા લાગી. ધીમે ધીમે એ જગાએ ભળાભાખળું થયું. પેલા બળતા ઝુંપડાના દૂર દેખાતા ભડકા હવે શમી ગયા હતા.

અમે શાંત બેસી રહ્યા હતા. હવે શું કરવું તે વિશેના વિચાર અમારા મગજમાં ઘોળાયા કરતા હતા. કોઈ કોઈ વાર અમે તેની ચર્ચા પણ કરતા. પરંતુ પ્રતાપરાયે કહ્યું—"જ્યાં સુધી અંબોપા અને ઈન્દ્રકુંઅરનું શું થયું તે માલમ પડે નહિ ત્યાં સુધી આપણી કાર્યદિશા નક્કી થઈ શકે નહિ." અને મને પણ એ વાત વાજબી લાગી.

\+ \+ \+ \+

સવારે જરી પૂર્વમાં સૂર્યનારાયણ પ્રગટ થયા. અને એનાં આછાં સોનેરી કિરણો જગત પર પથરાવા લાગ્યાં. નિદ્રસ્થ કુલીટાસુંદરીના મુખજ્યોતને એ કિરણોએ વધુ દેદીપ્યમાન બનાવી. જ્યારે પ્રતાપરાય પાસેના વહેળામાં મુખધાવન કરવા ગયા અને અનુચાયા કળસ્યો લઈને ઝાડી પાછળ ભરાયા તે વેળા એકલો પડેલો હું એ સુંદરીના મનોરમ મુખ પ્રત્યે એકીટશે જોઈ રહ્યો. કેટલી બધી વાર સુધી હું જોઈ રહ્યો—તેનું મને ભાન નથી. અણસુધરેલી—જંગલી અને કાળી મેશ જેવી ચામડીવાળી પ્રજામાંયે આવું સૌંદર્ય પાકે છે! અને સૌંદર્ય એ એક જાતની દોલત છે. બનાવટી ઉપાયોથી એ પ્રાપ્ત થઈ શકતું નથી—એ વિચારો મારા ચિત્તમાં ઉછાળા મારી રહ્યા.

પણ એટલામાં દૂરથી એક ટોળું અમારા તરફ આવતું દેખાયું. પાસે આવતાં માલૂમ પડ્યું કે તેમાં ઇન્ફ્રુઝ, અંબોપા અને બીજા ત્રણેક સરદારો હતા. કેટલાક ગુલામો પણ હતા. અંબોપા અને ઇન્ફ્રુઝના શરીર પર ગઈ કાલે લડાઈમાં ઘા થયા હતા. તે જગાએ કાંઈક વનસ્પતિનાં પાંદડાં બાંધીને પાટા બાંધ્યા હતા. પેલા સરદારોએ પણ થોડા થોડા પાટા બાંધેલા હતા.

તે લોકોએ મારી પાસે આવીને મને પ્રણામ કર્યા. અંબોપાએ પૂછ્યું—"ડાકટરસાહેબ ક્યાં ગયા છે?" અંબોપાને મન કાંઈ હું કે પ્રતાપરાય સૂર્યલોકના આત્મા ન હતા. અમારું જોઈને તે પણ પ્રતાપરાયને ડાકટરસાહેબ કહેતો હતો. માત્ર આ રાજમાં આવીને જ તે મહારાજ કહેવા લાગ્યો હતો.

મેં જવાબ દીધો—"મુખધાવન કરવા ગયા છે. હમણાં આવશે. તમારી શું હકિકત છે?"

ઇન્ફ્રુઝ બોલ્યો—"રાત્રે તો અમે ટવાલાગુને મારીને હાંકી કાઢ્યો હતો. પરંતુ મળસ્કે ખબર પડી કે એ ઘાતકી રાક્ષસે આપ લોકના ઉતારાવાળું ઘર સળગાવી મૂક્યું છે. અમને ધ્રાસ્કો પડ્યો અને

તરતજ ઉઠીને જોવા ગયા. તો એ ને એનાં માણસો બળતા ઘરની આસપાસ કુદાકુદ કરતાં હતાં. અમે અચાનક જઈને હલ્લો કર્યો, એટલે તે ભાગ્યા. કેટલાક સામા પણ થયા. ટવાલાગુ સામો થયો. પણ તેને અમે ખૂબ ઘાયલ કરીને કેદ પકડયો છે. આપની હયાતિ વિશે અમને ધાસ્તી હતી. પરંતુ બળતા ઝુંપડામાં કોઇ જીવ બળ્યું હોય એમ ન લાગવાથી અમને નિરાંત વળી. ત્યારના અમે આપની શોધ ચલાવીએ છીએ. તે છેક અત્યારે આપનાં દર્શન થયાં."

આમ વાતચિત ચાલતી હતી. એટલામાં પુલીટા ઉંઘમાંથી જાગી ઉઠી. તે આળસ મરડીને બેઠી થઇ. તેજ વખતે પ્રતાપરાય અને બનુચાચા પણ આવી પહોંચ્યા. પ્રતાપરાયને જોતાંવારજ અંબોપા તેમના તરફ દોડયો અને ખૂબ ઉમળકાભેર પગે પડયો. તેમના પગ પકડયા. તે કાંઇ બોલી શક્યો નહિ. કૃતજ્ઞતાથી તેનું હૈયું ભરાઇ આવ્યું હતું.

પ્રતાપરાયે તેને જમીન પરથી ઉઠાડયો અને ખભો થાબડી આશિર્વાદ આપ્યા. કહ્યું–"હવે તું રાજા થયો છે–એટલે રાજાની રીતે તારે વર્તવું જોઇએ."

અંબોપા બોલ્યો–"પણ આપનો તો હું દાસ છું. દાસ હતો ને આપને પ્રતાપેજ હું આ જગા પર આવ્યો છું. એ મારાથી કેમ ભૂલી શકાય?" વગેરે કહીને તેણે બહુજ લાગણીભેર પોતાનું અંતર ઠાલવ્યું.

પછી ઇન્કફુઝ બોલ્યો–"ડાકટર સાહબ, હવે આપને સૂર્યલોકના દેવ બનવાની કાંઇ જરૂર નથી. અંબોપાએ મને બધી વાત કહી છે. હવે ટવાલાગુનું રાજ નથી. અંબોપાનું છે. એટલે આપ જે છો તેજ રૂપે અમારા નગરમાં પધારો."



# પ્રકરણ ૪૯ મું.

## જાદુઇ ભુંગળીનો પરચો

જવાબમાં અમે હસ્યા. અને પછી તેઓ અમને સરઘસની પેઠે માનભેર નગર તરફ લઇ ચાલ્યા. ગામમાં આવીને જોયું તો ટવાલાગુનું ભવ્ય મકાન જે આગલા ભાગમાં ખંડિત થયું હતું, તેનો કબજો અંબોપા અને ઇન્દુઝનાં માણસોએ લીધો હતો. એ મકાનના આગલા ભાગમાં એક દાટેલા થાંભલા સાથે ટવાલાગુ રાજાને બાંધેલો હતો. તેની આસપાસ પાંચ સાત માણસ ચોકી કરતા હતા. ટવાલાગુના બંને હાથ પહોળા કરીને, પાછળ વાંસા પર થઇને એક સીધું લાકડું—સાકટા જેવું—એ હાથ સાથે બાંધેલું હતું. સાકટાની સાથે હાથને કચકચાવીને બાંધ્યા હતા.

ફાંસીએ ચઢાવવા લાયક હોય છતાં જેને કોઇ કારણે જીવતો રાખવાનો હોય, તેવા માણસને આ લોકો આવી શિક્ષા કરતા. તેના હાથ પાછળથી એક વળી સાથે બાંધતા. ને તેને એમ દિવસના દિવસો સુધી રાખી મૂકતા. તેમ કરવાથી એ હાથમાં ફરતું લોહી બંધ થઇ જતું અને હાથ જૂઠા પડતા, અને એ હાથે પછી કાંઇ કામ થઇ શકતું નહિ. જોખમભરેલા ખૂની માણસને ઠેકાણે લાવવાનો આ આબાદ ઉપાય હતો. ને તે ટવાલાગુની ઉપર અજમાવવામાં આવ્યો હતો. હાથ બાંધેલી દશામાં તેને દાટેલા થાંભલા સાથે બાંધ્યો હતો.

અમને આવી પહોંચેલા જોઇને ટવાલાગુ પ્રથમ કંઇક ચકિત થઇ ગયો ને પછી વિકરાળ મ્હોં બનાવીને દાંતીયા કરવા લાગ્યો. એનાથી બીજું કાંઇ થઇ શકે તેમ ન હતું. અંબોપા તરફ જોઇને તે વિચિત્ર ક્રોધપૂર્ણ અવાજે બોલ્યો—

"તું મને મારી નાંખવાનું કરે છે. પણ ઓ બાયલા, રાજાના કુટુંબીને એમ સાદી રીતે મારી નાંખવામાં આવતો નથી. તે વાત તું ભૂલતો નહિ. મારે તો મારી સાથે કુસ્તી ખેલનાર

જોઇશે. કુસ્તીમાં મને તારે મારવો પડશે. રાજાના કુટુંબીને ઠંડા લોહીમાં નહિ મરાય. જીતથી ફુલાઇ ગયેલા ઓ દીકરા, મને એવી રીતે મારીને તારા કુટુંબનું નામ બોળીશ નહિ."

ને ઇન્ફકુઝને પૂછતાં એ વાત સાચી માલમ પડી. એક રાજા પડે ને કેદ પકડાય તો તેને જીતેલા રાજા તરફથી દ્વંદ્વયુધ્ધ અપાતું. પોતે આપે અથવા પોતાના કોઇ મજબૂત શરીરવાળા સરદાર પાસે અપાવે. હારેલો રાજા પોતાને યોગ્ય માણુસની માંગણી કરતો. એક જણ હારે તો બીજો માંગતો, બીજો હારે તો ત્રીજો માંગતો. એમ જ્યાં સુધી પોતે ખૂબ ઘાયલ થઇને મરણતોલ થઇ જાય ત્યાં સુધી દ્વંદ્વયુધ્ધ ચાલતું. છેલ્લે જે સરદાર એ રાજાના દેહને તોડી પાડતો તેને નવા રાજા તરફથી માન મળતું અને તેને માનીતો—પહેલા નંબરનો—સરદાર ઠરાવાતો.

આ પ્રમાણે પરાપૂર્વથી ચાલતો આવેલો રીવાજ હતો. તે મુજબ ટવાલાગુએ ઉપલી માંગણી કરી. અંબોપાએ તેનો જવાબ આપ્યો નહિ. છતાં ટવાલાગુ દાંત કચકચાવીને બોલ્યો—"મારે લડવાને જોઇશેજ. મારે લડવાને માણુસ જોઇશે, તે કાંઇ હલકો પોચો નહિ. મારે તો આ સૂર્યલોકનો દેવ જોઇએ—સૂર્યલોકનો મોટો દેવ જોઇએ." એમ કહીને તેણે પ્રતાપરાયના તરફ આંગળી કરી.

જવાબમાં મેં મારી બંદુકની નળી તેની સામે ધરી. એટલે તે બોલી ઉઠયો—"નહિ નહિ. એ જાદુઇ ભૂંગળી નહિ...એમ ને એમ આવી જા. હું તારાથી ડરતો નથી."

અંબોપા ને ઇન્ફકુઝ જવાબમાં બોલી ઉઠયા—"એ સૂર્યલોકના દેવ કોઇની સાથે દ્વંદ્વ યુધ્ધમાં ઉતરતા નથી. તારે જોઇએ તેને અમારામાંથી માંગી લેજે. અમે તને ઠંડા લોહીમાં નહિ મારીએ."

પણ પ્રતાપરાય બોલ્યા—"એને હાલ મારી નાંખવાનો નથી. જીવતો રાખવાનો છે. એની મારફતે ઘણું કામ હજુ કરવાનું છે."

એમ કહીને અમે તે મકાનમાં ગયા. ત્યાં અંબોપાએ અમારે માટે પ્રથમથીજ સારી સોઇ કરાવી હતી. એક ઓરડાને સારી રીતે સજાવીને—અલબત્ત, એ જંગલી પ્રદેશમાં મળી શકે તેટલાં ને તેવાં સાધનોથીજ સજાવીને—તૈયાર કરાવ્યો હતો. તેમાં અમે મુકામ કર્યો. એણે અમારી તહેનાતમાં ચાર પાંચ ગુલામો આપ્યા. ફુલીટાને તેણે બીજા ભાગમાં જ્યાં ટવાલાગુ રાજાની બે ચાર રાણીઓ રહી હતી ત્યાં તેમની સાથે મુકામ આપ્યો.

સવારનો નાસ્તો અને જંગલી સાબુદાણાની કાંજીને ન્યાય આપ્યા પછીના બે કલાક અમે ઉંઘીને કાઢ્યા. ઉંઘીને ઉઠ્યા, ત્યારે કાલારૂ પ્રજાનો સારામાં સારો રસોઇયો બનાવી શકે એવી સ્વાદિષ્ટ રાજાશાહી વાનીઓ અમારે માટે તૈયાર હતી. હવે અમારે કોઇ જાતની ચિંતા ન હતી. અંબોપા એક વારનો અમારો નોકર—રાજા થયો હતો—આવડા વિશાળ પ્રદેશનો એ માલિક થયો હતો, એટલે પછી અમારે શી મણા હોય? જોઇએ તેવું ખાવાનું, પીવાનું, જંગલી સુથારે ઘડેલા ખાટલા પલંગો, ઓઢવાનાં—જે જોઇએ તે હતું. ઓઢવાનાં કંઇ અહીં બનતાં ન હતાં, પરંતુ ઘણાં વરસો પર પરદેશી લશ્કરોએ આ દેશ પર ચઢાઇ ને લૂંટ કરેલી તે વખતે તેમને મારીને પાછા કાઢતી વખતે થોડાં ઘણાં કપડાં પડાવી લીધેલાં તેને એમણે ધોઇને સાચવી રાખેલાં હોવાં જોઇએ. અંબોપાએ તેમાંથી જે જોઇએ તે અમને છૂટથી વાપરવા માટે આપ્યાં.

× × ×

બપોરે ઇન્ફડુઝ અમારી પાસે આવ્યો અને કહ્યું કે આવતી કાલે ઇગ્નોસીનો નવા રાજા તરીકે જાહેર રીતે સ્વીકાર થશે. તેનો ઉત્સવ થશે. વગેરે. જૂનો રાજા પડ્યો અને તેની જગાએ નવો રાજા બેઠો એ વિશેની ખબર આખા રાજ્યમાં કેવી રીતે પડે? તે કામ માટે નવો રાજા પસંદ કરે તે ઝાડનો ઝુંડો લઇને તેના ઉપર ઢાલ, તલવાર, કુહાડી વગેરે હથિયારો ભરવીને બબ્બે ચાર

ચાર સરદારોની ટુકડીઓ આખા રાજમાં ફરી વળતી. જ્યાં જ્યાં તેઓ જતા ત્યાં ત્યાં તેઓ નવા રાજાની આણ વર્તાવતા. અને હવે પછીના ધાન્યનાં ઉઘરાણાં નવા રાજાને ભરવા એવો હુકમ આપતા. તે વેળા કોઇ કોઇ સામા પણ થઇ જતા. જેને જૂના રાજા સાથે ખાસ સંબંધ હોય અને નવા રાજાનો વિરોધ કરવો હોય તે તરતજ તરવાર ખેંચીને એ સરદારોની સામે થઇ જતો. અને તરત દાન ને મહા પુન્ય–એ ન્યાયે એ સરદારો તે ને તેજ વખતે એવા આસામીનો નિકાલ કરી નાંખતા. પણ ઘણુંખરૂં તો ઉગતા સૂરજને પૂજવા સૌ કોઈ તૈયાર થઇ જતા.

ઇન્ફડુઝની સાથે વાતચિત કરતાં આ બધું અમને સમજાયું. તેણે અમને રાજા મહેસુલ કેવી રીતે વસુલ કરતો તેની પધ્ધતિ પણ સમજાવીઃ દર વરસે ચોમાસું વીત્યા બાદ રાજાના જુદા જુદા સરદારો જે જુદા જુદા પ્રાંતમાં રહેતાં, તેઓ પોતપોતાના વિભાગમાં મહેસુલનો દાણો એકઠો કરી લેતા અને પછી એક સામટો રાજધાનીમાં મોકલી આપતા. એ પ્રમાણે ચોમાસા પછીના મોસમમાં રોજનાં સો સો ગાડાંની લંગારની લંગાર કાલારૂ રાજાના કમ્પાઉન્ડમાં આવીને દાણો ઠાલવતી. એ દાણો સંઘરવાને માટે રાજાએ મોટા મોટા પચાસ સાઠ કોઠારો બનાવેલા હતા. તે કોઠારોમાં હજારો મણ દાણો ભરાતો, તેની ચોકી કરવા માટે દશ દશ બાર બાર ગુલામો બેસાડવામાં આવતા. કેટલીક વાર મહેસુલના બદલામાં બળદો અને ગાય ભેંસ પણ લેવામાં આવતાં. આ દેશનો રાજા તે હજારો મણ અનાજનો અને હજારો ઢોરનો માલિક ગણાતો. એ સિવાય એની પાસે બીજી સાહ્યબી થોડીજ રહેતી.

# પ્રકરણ ૫૦ મું.

## અબોલ દાદા

સાંજે અમે ઘોડે બેસીને ફરવા નીકળ્યા. અંબોપાએ જરૂર હોય તો અમારી સાથે આવવા ઇચ્છા બતાવી. પરંતુ અમે કહ્યું કે "સાથે આવવાની જરૂર નથી. અમે એકલાજ જઇશું." એટલે તેણે અમારી તહેનાતમાં બે પગપાળા ગુલામો મોકલ્યા.

તેમને જોઇને બનુચાચા બોલ્યા—"ત્યારે તો આપણાથી ઘોડા દોડાવી શકાશે નહિ."

"અરે, એમ શું બોલ્યા ? તમારા ઘોડા કરતાં ડબલ ઝડપે આ ગુલામો દોડી શકે તેમ છે." અંબોપા બોલ્યો.

અને એ બાબતની તરતજ અમારી ખાત્રી થઇ ગઇ. કારણ કે અમે એ બે માનવ ઘોડાને દોડાવી દોડાવીને ઘણે દૂર લઇ ગયા. લગભગ ચાર માઇલ દૂર નીકળી ગયા. છતાં બેમાંથી એક દોડવામાં મંદ પડયો ન હતો. આખે રસ્તે તેઓ અમારી સાથે જ રહ્યા હતા.

ચાર માઇલ દૂર એક નાનકડી નદીના કાંઠા પર રેતીમાં અમે બેઠા. ગુલામોને થોડે દૂર એક ઝાડ પાસે ઘોડા સોંપીને બેસાડયા.

થોડી વાર શાંત બેસી રહ્યા પછી પ્રતાપરાય બોલ્યા—"બહાદુરભાઇ, ઘણાં સંકટો વેઠીને કપરા સંજોગો પસાર કરીને આપણું નાવ હવે લગભગ કાંઠે આવી રહ્યું છે."

"ખરી વાત છે. આ બાબતમાં ખાસ આભાર આપણે બનુચાચાનો માનવાનો છે." મેં જવાબ દીધો.

"અલબત્ત, એમનો અમૂલ્ય સાથ ન હોત તો પેલા જીવલેણ રણપ્રદેશમાં આપણે પ્રવેશજ કરવા પામત નહિ. અને ત્યાર પછીયે એમનો સાથ આપણને ભારે હુંફ રૂપ થઇ પડયો છે. ખરેખર, બનુચાચા, તમે ભારે બજાવી છે. આટલી વૃધ્ધ અવસ્થામાં

પણ તમે અમારા જેવા ધાંધલખોર જુવાનીઆનો સાથ આબાદ બજાવ્યો છે. અમે તમારો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે."

"એમાં આભાર માનવાની જરૂર નથી. મારાથી બન્યું તેટલું મેં કર્યું છે. ને હજુયે બનશે તેટલું નિમકહલાલીથી કરીશ. મારી એક ખાસીયત છે તે એજ કે જેનું લુણ ખાધું હોય તેનું કામ ઇમાનસે કરના. અમારા ધરમમાં કહ્યું છે કે ઇમાન બડી ચીજ હૈ..."

એમ કહીને ચાચા તો પોતાના ધરમની બડી બડી બાતોં પર ઉતરી જતા હતા. તેમને વચમાં અટકાવીને મેં કહ્યું—

"પણ ડાકટર સાહેબ, મને તો લાગે છે કે હજુયે આપણું નાવ છેક કાંઠે આવેલું નથી. હજુ આપણો મુખ્ય ઉદ્દેશ તો પાર પડ્યો નથી."

"શેનો? હીરાની ખાણ બાબતનો?" બનુચાચા બોલ્યા.

"હા. તે પણ ખરો અને બીજો પારસમણિનો અને ત્રીજો..."

"ત્રીજો શું વળી?" પ્રતાપરાયે પૂછ્યું.

"આપના ભાઇ ગુમાનની શોધ કરવાનો."

"હં હં, તે બાબતમાં તો બહાદુરભાઇ, હવે મને ઝાઝી આશા નથી પડતી. મને લાગે છે આપણે બહુ આડા ઉતરી પડ્યા છીએ. હવે એનો પત્તો લાગવો મુશ્કેલ છે. પછી તો જે થાય તે ખરૂં."

મેં કહ્યું—'કાલે ગાદીનશીન ઉત્સવ થશે. અને તેની બધી ધાંધલ પૂરી થાય પછી વાતાવરણ એક બે દિવસ થાળે પડે એટલે તરતજ આપણે અંબાપાને કહેવું કે અમને **અબોલ** દાદાના પહાડ પર જવાની સવડ કરી આપ."

"અબોલ દાદા—એ શું વળી?" બનુચાચાએ પૂછ્યું.

મેં દૂર દેખાતા ત્રણ પહાડો તરફ આંગળી કરીને કહ્યું—"પેલા બેઠા છે તે પહાડો. જેને કાલાડૂ લોકો પોતાના રક્ષક દેવ

માને છે."

અબોલદાદા એ પેલા ત્રણ પહાડો જ છે એવું જાણીને ચાચા રાજી થઇ ગયા. તે બોલ્યા—"હં હં. પણ હીરાની ખાણોયે ત્યાંજ છે ને?"

"હા. ત્યાંજ છે."

"ત્યારે તો સારૂં. આપણે ખાણમાં જઇએ ત્યારે મારે થોડાક હીરા લેવાના છે. ડાકટર સાહેબે મને હીરા આપવાનું કબૂલ કર્યું છે. કેમ ડાકટર સાહેબ?"

મેં જવાબ દીધો—

"હા. તે તો ખરી વાત છે. પણ આપણે હીરાની ખાણમાં જઇએ ત્યારે ને? હજુ તો તેને ઘણી વાર છે. એ પહાડો પર જવાનો રસ્તો બહુજ વિકટ છે, એમ કહેવાય છે."

પ્રતાપરાય બોલ્યા—"ખરી વાત છે, રસ્તો વિકટ છે એટલુંજ નહિ પણ બહુજ અજ્ઞાત છે. હાન્કકુઝ તો કહેતો હતો કે આખા મુલકમાંથી કોઇ એ પહાડ પર ચઢતું નથી. કોઇ ચઢ્યું નથી. સિવાય કે અચાનક કોઇ ભૂલથી જઇ ચઢ્યું હોય. પેલી ડાકણ ગગોલા છે તે એ પહાડ પર બે ત્રણ વાર જઇ આવી છે. તે રસ્તો જાણે છે. ને ટવાલાગુ પણ એક વાર જઇ આવ્યો છે, એમ તપાસ કરતાં માલમ પડે છે."

"તેથીજ આપે ટવાલાગુને મારી નાંખવાનો નથી—એની પાસે ઘણું કામ લેવાનું છે એવું કહ્યું. કેમ ખરૂં ને?"

"હાસ્તો." પ્રતાપરાય બોલ્યા—ગગોલા ડોશી રસ્તો જાણે છે. પણ તે પકડાય ત્યારે કની? પકડાય છતાં રસ્તો બતાવવાનું નહિ. માને તો આપણે એ સ્ત્રી જાતને શું કરીએ? ટવાલાગુને તો જરૂર પડયે રોબાવી પણ શકાય."

ત્યાર પછી થોડીક સંતલસ ચર્ચા કરીને અમે ઉઠ્યા. ઉતારા પર આવીને જોઇએ છીએ તો બાદશાહી મકાનની સામેજ એક મોટું ટોળું

ઝામેલું હતું. તપાસ કરતાં માલમ પડ્યું કે કેટલાક માણસોને ગગોલાનો પત્તો લાગવાથી તેઓ એને પકડીને લાવ્યા હતા, અને તેઓ રાજાને સુપરત કરવા જતા હતા. એટલામાં બીજાઓ જેમને એ ડાકણના ઉપર ઘણા સમયથી ખાર હતો તેઓ એને કાંકરે કાંકરે મારતા હતા—તથા અનેક રીતે પજવતા હતા. ટવાલાગુ રાજાના રાજમાં અને તેની હુકમમાં રહીને ગગોલા ડોશી લોકોને ચાહે તેમ સતાવતી હતી. એણે કંઇક નિર્દોષ માણસોના પ્રાણ લીધા હતા—લેવરાવ્યા હતા. ડાકણીઆ નાચને બહાને અસંખ્ય બેગુનાહ સ્ત્રી પુરુષોના ભોગ લઇને ત્રાયત્રાય વર્તાવી રહેતી. તેનો બદલો લેવાનો આ સારો સમય આવ્યો છે એમ ધારી તે વેળાના ખારે બળેલા લોકો અત્યારે એના પર વેર લેતા હતા.

પણ પ્રતાપરાયે તરતજ એક નોકર સાથે કહેવરાવીને આદેશ આપ્યો કે, "એના જર્જરિત દેહને જરાયે છેડશો નહિ. જે કોઇ ગગોલાના શરીરને પીડા કરશે તે રાજાના તેમજ સૂર્યલોકના દેવના કોપનો ભોગ થશે."

ને પછી થોડીજ વારમાં બધા લોકો વિખરાઇ ગયા, ગગોલા ડોશીને કોઇ સારી જગામાં ચોકી પહેરા તળે રાખવાનો હુકમ આપીને અમે અમારા ખંડમાં ગયા.

× × ×

બીજે દિવસે રાજ્યારોહણનો ઉત્સવ હતો. સવારના પહોરમાં હું વહેલો ઉઠ્યો. બારીએ જઇને જોઉં છું. તો એક અજબ જેવું દસ્ય મારી નજરે પડ્યું. રાજમહેલના કંપાઉન્ડમાં થોડે દૂર એક ખંડીયેર જેવા ભાગમાં બે વ્યક્તિઓ બેઠી હતી. ના—એક બેઠી હતી ને એક ઉભી હતી. તે કોણ હતી ?

વાંચનાર, તું શું ધારે છે ? કાંઇક કલ્પના તો કરી લે.

એક સ્ત્રી હતી—યુવતિ હતી. ખંડીયેરની એક પડેલી ભીંત પર તે બેઠી હતી. તેણે નીચે પડેલા એક માટીના ગચિયા પર પગ ટેકવ્યા

હતા. અને બીજી વ્યક્તિ–પુરૂષ–તે ખંડીયેરની ભીંત ઉપર એક પગ અને બીજો જમીન પર રાખીને ઉભો હતો. તેણે પેલી તરૂણીનો એક હાથ પોતાના હાથમાં લીધો હતો, ને તેના મ્હોં તરફ ઉત્સુકતાથી જોઇ રહ્યો હતો. તે યુવતિ નીચું જોઇ રહી હતી ને એક આછું સ્મિત એના મુખ ઉપર ફરકી રહ્યું હતું. મને લાગ્યું કે પુરુષ કાંઇક પ્રશ્ન પૂછી રહ્યો હતો અને એ સુંદરી તેનો ઉત્તર આપતાં સંકોચાતી હતી.

એ કોણ હતું? વાંચનાર, હવે તો કલ્પી શકાયું હશે.

દક્ષિણના સુધરેલા પ્રદેશમાં રહીને અંબોપા સુધરેલી રીતે પ્રેમ કરતાં શીખ્યો હતો. ડરબન અને નાતાલ જેવા શહેરમાં અને ડચ, અંગ્રેજ, ફ્રેંચ વગેરે લોકોની નોકરીમાં રહેવાથી અંબોપાને સુધરેલી સંવનનકળા કેટલેક અંશે હસ્તગત થઇ હતી. ને તેનો પુરાવો મેં અત્યારે નજરોનજર ભાળ્યો.

પણ ફુલીટાસુંદરી–બીલકુલ જંગલી વાતાવરણમાં ઉછરેલી ને રાક્ષસી રીતભાતોનાજ પરિચયવાળી ફૂલીટાને આ સંવનનકળા કોઇ ભારે આશ્ચર્યની વસ્તુરૂપ લાગતી હોય એમ એના મુખ પરથી પ્રતીત થતું હતું. ને ભારે આશ્ચર્યરૂપ લાગવા છતાં એ કળા એના અંતરને કેટલી આલ્હાદક હતી તે પણ કળી જવું મુશ્કેલ ન હતું.

મારા જોતજોતામાં અંબોપાએ ફરી વાર કાંઇ પ્રશ્ન પૂછ્યો. અલબત્ત, મારાથી તે કાંઇ સંભળાયો કે સમજાયો નહિ. પરંતુ હોઠ ફફડતા દેખાયાથી હું કલ્પી શક્યો. ને ઉત્તરમાં ફુલીટાએ મલકાતે મુખડે ઉંચે જોયું. એની દષ્ટાદષ્ટ મળી. ને હાસ્યની ઉર્મિઓ ઉછળી.

મને લાગ્યું કે પ્રતાપરાયને આ દશ્ય બતાવવું જોઇએ. તેથી મેં પેલા દશ્ય તરફથી નજર ખસેડ્યા વગરજ ધીમે સાદે બૂમ પાડી–"ડાકટર સાહેબ, પ્રતાપરાય, આમ આવો. કાંઇક બતાવું."

પણ મને જવાબ ન મળ્યો. બીજી એક વાર બૂમ પાડવા છતાં ઉત્તર ન મળ્યો એટલે મેં પ્રતાપરાયની શય્યા તરફ જોયું. તો તે ખાલી હતી. મને આશ્ચર્ય લાગ્યું કે—સવારના પહોરમાં વહેલા ઉઠીને એ ક્યાં ગયા હશે !

મેં આખા ઓરડામાં તપાસ કરી ને પાછી બારી બહાર નજર નાંખી તો—અરરરરર ! ખેલ ખલાસ ને પૈસા પાણીમાં ! બન્ને વ્યક્તિઓ ત્યાંથી અલોપ થઈ ગઈ હતી. કોણ જાણે તેમણે મારો અવાજ સાંભળ્યો હશે ? કે મને જોઈ લીધો હશે ?

હું કાંઈ કહી શકતો નથી.



## પ્રકરણ પર મું

## રાજ્યારોહણનો ઉત્સવ

થોડી વારે પ્રતાપરાય આવી પહોંચ્યા. તેમને મેં પૂછ્યું—“કેમ ડાકટર સાહેબ, ક્યાં ગયા હતા ? અહીં કેવી સરસ ગમ્મત જોવાની હતી.”

“કેમ, શું હતું ?” તેમણે પૂછ્યું.

“અરે, બહુજ ગમ્મતની વાત, બહુજ રસિલી વાત. આજે વણ માગ્યે જાણે મને નાટકનો એક સીન જોવાને મળ્યો.”

એમ કહીને મેં પા કલાક પર જોયેલા દશ્ય વિશે વાત કરી. ખૂબ રસ લઈને તેમણે એ કથા સાંભળી. ને પછી ખડખડ હસી

પડ્યા. બોલ્યા—"એ પણ સારી વાત છે. ફુલીટા રાજાની રાણી થવાની આશાથી અહીં આવી હતી. રાજાની રાણી થવાને બદલે એનો ભોગ અપાતો હતો તે વેળા તમે વચમાં પડીને એનો જાન બચાવ્યો. હવે એ જીવતી રહી તો એણે રાજાની રાણી થવું જ જોઈએ ને? અને અંબોપા એને ચલાવા લાગ્યો છે એ પણ એક શુભ ચિન્હ છે."

"હાસ્તો. પણ વારૂ. આપ અત્યારના પહોરમાં ક્યાં ગયા હતા?"

"હું? હું તો પેલી ડાકણ પાસે ગયો હતો." પ્રતાપરાયે જવાબ દીધો.

"કેમ?"

"એની પાસેથી કેટલીક વાતો કઢાવવાની હતી. એ ડોકરી બહુ જબરી દેખાય છે. મેં મારી ઉમ્મરમાં એના જેવી સ્ત્રી જોઈ નથી."

"કેમ, એણે કાંઈ વાતનો પત્તો ન આપ્યો?"

"ન શું આપે? એ તો કઢાવવાવાળો હું ક્યાં કાચો હતો? પણ મુશ્કેલી બહુ પડી. કેટલી વાર સુધી તો બોલેજ નહિ. ને ફેલ કર્યા કરે. પણ આખરે મેં એને ઠેકાણે આણી."

તે દિવસે રાજ્યારોહણનો ઉત્સવ થયો. એ ઉત્સવમાં એક મોટી સભા થઈ. ત્યાં અંબોપા સિંહાસને બેઠો ને સરદારોએ પોતપોતાનાં હથીઆરો તેના પગ આગળ મૂક્યાં. અંબોપાએ તે પોતાને હાથે ઉંચકીને સરદારોને પાછાં આપ્યાં. પછી એક કાંટાળા જંગલી ઝાડના ઝુંડા પર ઢાલ તરવાર વગેરે હથિયારો ભેરવીને સરદારોની ટુકડી રાજ્યમાં પ્રવાસ કરવા નીકળી પડી. એવી બે ત્રણ ટુકડીઓ રાજ્યમાં જુદી જુદી દિશાએ ચાલી નીકળી.

પછી નાચ ગાન અને ખાણી પીણીની પાર્ટીઓ થઈ. એ બધાંનો લાંબો હેવાલ હું નહિ આપું. એટલું તો ખરૂંજ કે મુંબાઈની ભાટીઆશાહી લગ્નની પાર્ટીઓ જેવી કે પારસી ફેશનસમ્બારીઆ એ પાર્ટી ન હતી. અહીં તો એક વિશાળ જગામાં

ચૂલા માંડીને રાજાના કોઠારમાંથી ધાન્ય લઇને રસોઇ તૈયાર કરેલી —રોટલા, દૂધ, ભાત વગેરે. તે જેને જેમ ફાવે તેમ પોતપોતાના વાસણમાં માંગી લઇને ગમે તે ઠેકાણે બેસીને ખાય. ઇંડા અને માંસનો પણ અહીં સારો ઉઠાવ થયો હતો.

નાચ ગાન પણ આખો દિવસ જોસભેર ચાલ્યાં. બે ત્રણ જણા એક બીજાના ગળામાં હાથ ભરાવી ઢોલકના તાલ સાથે કુદી કુદીને ગાય. તેમાં સ્ત્રીઓ, પુરૂષો સૌ કોઇ છૂટથી ભાગ લે. નાચીને થાકે એટલે ગામડી ગાળેલા દારૂ તથા તાડીનાં ઘડીઆંનો ડોઝ ઠાંસે.

× × ×

બે દિવસે એ ગાદીનશીનના મહોત્સવની ધમાલ શમી. પછી અમે અંબોપાને આરામ ખંડમાં બોલાવ્યો અને તેની આગળ હીરાની ખાણમાં જવાની અમારી ઇચ્છા પ્રદર્શિત કરી.

એટલે અંબોપાનું મ્હોં ઉતરી ગયું.

તે બોલ્યો—"સાહેબ, આપ શા માટે એ ભયાનક જોખમના કાર્યમાં ઝંપલાવો છો? બધાજ કહે છે કે એ પહાડ પર કોઇ જતું નથી. ને જે જાય છે તે પાછું આવતું નથી. આપ અહીં સુખેથી રહો. હું આપને જોઇએ તે સુખવૈભવ પૂરાં પાડવાને પ્રયત્ન કરીશ. પણ આપ એ પહાડ પર જવાનું નામ લેશો નહિ."

અમારા ઉપરની મમતાને લીધે અંબોપા આ પ્રમાણે બોલ્યો; પરંતુ એને ખ્યાલ ન હતો કે હવે એ પહાડ પર જતાં પહેલાં નકામો વીતતો એકેક દિવસ અમને કાળ જેવો લાગતો હતો. રોજ બે ત્રણ વખત ખાવું અને ઉંઘવું, આળસમાં સમય વ્યતીત કરવો એ અમારા જેવા કામગરા માણસોને કેમ પાલવે? કે રૂચે?

વિશેષ વાતચિત થતાં અમે અંબોપાને સમજાવી શક્યા કે માત્ર આટલાજ ઉદ્દેશથી અમે ઠેઠ હજારો માઇલ દૂરથી સાહસ અને જોખમ ખેડીને આવ્યા છીએ. ને આ ઉદ્દેશ જો પાર ન પડે તો અમારા આગમનનું પ્રયોજનજ ન હતું. વગેરે. એટલે તેણે

કંઇક દિલગીરીપૂર્વક અમને જોઇતી બધી સગવડ કરી દેવાનું માથે લીધું.

*     *     *

ઉપરોક્ત બનાવ બન્યા પછી બીજે દિવસે સવારે અમારૂં સરઘસ અંબોપાનગરથી નીકળ્યું. સરઘસમાં અમે ત્રણ જણા ઇન્દ્રકુંઝ અને ગગોલા—નોકર ચાકરો, ઘોડા. સામાન વગેરે હતાં. મહા જોરાવરીએ ને રીબાવવાના ધાકે ગગોલાને અમે સાથે લઇ શક્યાં હતાં. એને આખે માર્ગે સખત પહેરા વચ્ચે રાખવી પડી હતી. રખેને નાશી જાય.

આ મુસાફરી કાંઇ બહુ લાંબી ન હતી. ને લાંબી હોય તોયે તેનો લાંબો વિગતવાર હેવાલ આપીને હું વાંચકને કંટાળો આપવા નથી ઇચ્છતો. ત્રીજે દિવસે સાંજે અમે અબોલ દાદાને નામે ઓળખાતા પહાડોની તળેટીમાં આવી પહોંચ્યા. સુર્યાસ્ત થઇ ગયો હતો. એટલે અત્યારે તો પહાડ પર ચઢાય તેમ હતું જ નહિ. આથી ગુલામોએ અમારે માટે કામચલાઉ ઝુંપડાં બનાવી દઇને મુકામની જોગવાઇ કરી દીધી.

આ પહાડો—જ્યાં આગળ આવીને રાજા શાલીવાહનનો જગવિખ્યાત રસ્તો અટકી જતો હતો—તે પહાડોનાં ત્રણ શિખરો ત્રિકોણાકૃતિમાં ગોઠવાયલાં હતાં. અમે મુકામ કર્યો હતો તેની બરાબર સામે એક-અને બીજાં બે અમારી બેઉ બાજુ પર આવેલાં હતાં.

બીજે દિવસે સવારે સૂર્યોદય થતાં પહેલાં આ શિખર ત્રિપુટી ઉપર અને આસપાસ જે કુદરતી સૌંદર્ય મેં નિરખ્યું તે મારી આખી જીંદગી સુધી હું ભૂલી શકું તેમ નથી. અમારી ઉપર ઉંચે ભુરા વિશાળ વ્યોમમાં એ વિશાળ હિમાચ્છાદિત શિખરો જાણે તૂટી પડતા આકાશના ઘુમ્મટને ટકાવી રાખવા માટે થાંભલા તરીકે પ્રભુએ ગોઠવ્યા હોય તેમજ લાગતું હતું. અમારી નજર સામે સીસોસટ જેવો એ શાલીવાનનો વિખ્યાત માર્ગ વચલા પહાડ ઉપર

પાંચેક માઇલ સુધી ઉંચે ચઢતો દેખાતો હતો. અને ત્યાંજ બસ! એનો છેડો આવતો હતો. આગળ કશું દેખાતું ન હતું.

અને એ સવારે નાસ્તો વગેરે કરીને અમે ઉપર ચઢવા માટે નીકળી પડ્યા ત્યારે અમારી લાગણીઓ કેવી ઉછળતી હતી તેનો ચિતાર આપવાને મારી પાસે પૂરતા શબ્દોજ નથી. અમારાં અંતઃકરણ આનંદથી અને ભયથી ઉભરાતાં હતાં. 'આખરે આપણે એ ભયાનક છતાં અતાગ દોલતથી ભરેલી ખાણોની પાળે આવી પહોંચ્યા ખરા! જે સ્થાને પહોંચવાના પ્રયત્નમાં પેલો પોર્ટુગીઝ વીર ત્રણસો વરસ પહેલાં મરણ પામ્યો અને બીજા કેટલાયના ભોગ અપાઇ ગયા તેની નજીક આવી પહોંચ્યા—હવે આપણે આપણો ઉદ્દેશ પાર પાડીને એમાંથી જીવતા પાછા ફરીશું કે કેમ?' એવી આશંકા અમારા હૃદયમાં થતી હતી. મારી છાતીમાં તો ધબકારા વધતા જતા હતા અને મારા સાથીઓની પણ કંઇક અંશે એજ દશા હતી.

ગગોલાને હવે અમે એક લાકડાના બાંધેલાં પાંજરામાં પૂરીને સાથે લીધી હતી. ત્રણ ગુલામો એ પાંજરૂં ઉંચકીને ચાલતા હતા અને ગગોલા તેમાંથી ડોકીયાં કરી કરીને અમને કંઇ કંઇ ગાળો ને શાપ દેતી હતી. ઉત્સાહમાં કહો કે ઉત્સુકતામાં—અમે એટલા બધા ઝપાટાભેર ચાલતા હતા કે ગગોલાનું પાંજરૂં અમારાથી છેટે પડી પાછળ રહી જતું હતું.

તેથી એ ડાકણ ઘાંટો પાડીને બોલી—"અરે, ઓ લાલચુડાઓ, એમ લપલપ કરીને આગળ શું દોડો છો! અબોલ દાદાની દોલત લેવી છે? તે લેવી કાંઈ સહેલી નથી. સહેલી નથી. એ તો જાન આપવો પડશે. લોભીયા પરદેશીઓ, બહુ ઉતાવળા મા થાઓ. નહિ તો રસ્તો ચૂકી ભૂલા પડશો..."

તે છતાં અમે તો ચાલ્યા કર્યું. ને લગભગ મધ્યાહ્ન વખતે એક વિશાળ ઉંડા ખાડા નજીક આવી પહોંચ્યા. એ ખાડો અમારી અને શિખરની વચ્ચે હતો. તેનો ઘેરાવો અડધો માઇલ જેટલો હતો.

ઉંડાઈ ત્રણુસો કે તેથીયે વધારે ફુટ હશે. એ ખાડાની બાજુઓ ઢાળ પડતી હતી, ને એક તરફથી ઉતરવાનો રસ્તો હતો.

બનુચાચા તે જોઇ બોલ્યા--"કહો ડાકટર સાહેબ, આ શું છે?"

"સાળું કાંઇ સમજાતું નથી." મેં જવાબ દીધો—"આવડો મોટો ખાડો શાનો હશે? ને કોણે બનાવ્યો હશે?"

"ત્યારે તમે કીંબરલીની હીરાની ખાણો જોઈ નથી લાગતી." બનુચાચા બોલ્યા—"અહીં આફ્રિકામાં તો હીરાની ખાણોમાં આવા ખાડા બહુયે હોય છે. પંદરેક વરસ પર હું એક ડચ સાહેબ સાથે તે જોવા ગયેલો, ત્યારે ત્યાં આવુંજ હતું. ને આ પેલા ઢગલા પડ્યા છે તેવા પથરાના ગચિયા ઉપર પડેલા હતા."

એમ કહી બનુચાચા રસ્તાની એક બાજુ પર પડેલા ઢગલામાંથી એક નાનો પત્થર ઉંચકી લાવ્યા ને મને હાથમાં આપીને બોલ્યા—"બસ, આજ. આવોજ પત્થર."

અહીં આવીને અમે પળવાર થોભ્યા. અમારી પાછળ આવતા ગુલામો અમારી સાથે થઇ ગયા. તેમની પાસેથી પ્રતાપરાયે પોતાનાં અમૂલ્ય દોપીસ્તાઓનું પોટલું લીધું. તે છોડ્યું ને નકશો કાઢ્યો. એક જગા પર આંગળી મૂકી મને બતાવીને હરખથી બોલ્યા—"જૂઓ, બહાદુરભાઇ—આ રહ્યું—આ ખાડાનું નિશાન. ને અહીંથી આ રસ્તાના બે ફાંટા પડે છે તેની પણ આ નકશામાં ચોકખી નિશાનીઓ છે."

ખરેખર, આ વિશાળ કુવા આગળથી સોલોમન અથવા શાલીવાહનના રસ્તાના બે ફાંટા પડતા હતા. એ ગંજાવર ઉંડી વાવ સમા ખાડાની આસપાસ થઇને સામી બાજુએ એ રસ્તા ભેગા થતા હતા. ને તે જગાએ ત્રણ નાનાં કાળાં ટપકાંઓ જેવું કાંઇક દેખાતું હતું.

તે બતાવીને મેં પ્રતાપરાયને પૂછ્યું—"પેલું શું દેખાય છે?"

"એ તો ત્રણ વિશાળ મૂર્તિઓ છે."

"મૂર્તિઓ ?" મેં ચકિત થઇને પૂછ્યું–અરે અહિંથી તો જાણે ત્રણ સાંબેલા ગોઠવી મૂકયાં હોય તેવી ટપકીઓ દેખાય છે."

"હા. અહીંથી તો તેવુંજ દેખાય છે. પણ આ નકશામાં તો બતાવે છે કે એ ત્રણે સો સો ફુટ લાંબી પત્થરની અખંડ મૂર્તિઓ છે. જે હશે તે. હમણાંજ આપણે ત્યાં પહોંચીશું એટલે માલમ પડશે."



# પ્રકરણ પ૨ મું

## પાષાણી સાંબેલા

એ હીરાખાણુની બાજુનો એક માર્ગ પકડીને અમે આગળ ચાલવા માંડયું. જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ અમારી ખાત્રી થતી ગઇ કે આજથી હજારો વરસ પર આ વિશાળ રસ્તો બાંધવાને કેટલી મુશ્કેલી પડી હશે—કેટલાં કાબેલ ભેજાંઓ કામે લાગ્યાં હશે. મોટી મોટી પાંચસો પાંચસો બંગાળી મણની શિલાઓ—અરે, ઘર ઘર જેવડી રાક્ષસી ગદાઓ કેટલેક ઠેકાણે લાવીને ગોઠવી હતી. માર્ગમાં આવતાં નાળાંઓ પૂરવાને કેટલેક સ્થળે અખંડ પથરાથી પુલ બાંધ્યા હતા. કેટલેક સ્થળે બાજુની જમીન હીરા ખાણુના ખાડામાં ધસી ન આવે તે માટે મોટા પથરાઓ ગોઠવ્યા હતા. વરાળ, તેલ કે વિજળિક પાવર વગરના એ જમાનામાં આ બધું કેવી રીતે થયું હશે તે વિશે આશ્ચર્ય પામતા અમે આગળ ચાલ્યા.

× × ×

કેટલેક સમયે અમે તે દૂરથી સાંબેલા સમી દેખાતી મૂર્તિઓ પાસે આવી પહોંચ્યા. અહા, કેવી ગંજાવર મૂર્તિઓ! ત્રણ અખંડ શિલાઓમાંથી તે કોતરી કાઢેલી હતી. તેનાં નાક, હાથ, પગ આજે હજારો વરસના તડકા તાપને પરિણામે કેટલેક સ્થળેથી ખંડિત થયા હતા. છતાંયે તે જમાનાના અદ્ભુત કારીગરોની કળાની સાક્ષી પૂરતાં હતાં.

ત્રણમાંની એક—વચલી—મૂર્તિ સ્ત્રીની હતી. અને આજુબાજુની બે પુરૂષોની હતી. ત્રણે બીલકુલ નગ્ન છતાં હજારો વરસ પર પહેરવામાં આવતાં દાગીનાઓની આકૃતિઓ એ મૂર્તિઓના દેહ પર કોતરેલી હતી. સ્ત્રીના દેહ પર કંઠે મણકાની માળા, હાથમાં કંકણ જેવું તથા કટી પર મેખલા, નાકમાં બે નસ્કોરાની વચ્ચે પહેરેલી આખા મુખને પરિવેષ્ઠિત કરી લેતી મોટી વાળી. અને છાતી પર બંને સ્તનની આસપાસ કુંડાળાં કરતી એક મણિકંચુકી જેવું હતું. જે દિવસે માણસને કપાસ વાવીને રૂ ઉગાડતાં નહોતું આવડતું ત્યારે પણ તે પોતાને મળે તેવાં જંગલી કે ખનીજ સાધનોથી પોતાના અંગને વિભૂષિત કરતાં હતાં એવી આ પરથી ખાત્રી થતી હતી.

શાંત એકાંત નિર્જન પહાડો પર બેઠેલી આ સાંબેલા સમી મૂર્તિઓને કાલારૂ લોકો અબોલદાદાના નામે ઓળખતા. એવી જબરદસ્ત ને વજનમાં હજારો મણ થાય એવડી સળંગ પત્થરની મૂર્તિઓ કોણ બનાવી હશે, એ કારીગરો કેવા કુશળ હશે તે વિશે અનેકવિધ કલ્પનાઓ અને ચર્ચાઓ કરતા અમે આગળ ચાલ્યા. આગળ ચાલતાં પહેલાં ઇન્કુકુએ આ મૂર્તિઓ પ્રત્યે જોઇને બહુજ ભાવપૂર્વક નમન કર્યું. પોતે જાણે કોઇ અશકય ને જોખમભરેલું કામ કરતો હોયને તેવી ભાવના એ વખતે એનાં મ્હોં પર હતી. એણે નમન કર્યું પરંતુ અમે કશું ન કર્યું તે જોઇને એને નવાઇ લાગી. પણ એ કાંઇ બોલ્યો નહિ.

થોડી વારે અમે જે એક જગાએ આવી પહોંચ્યા, ત્યાં

ખડકોની વચ્ચે એક દરવાજા જેવું બની રહ્યું હતું. તે બતાવીને ઇન્કુકુઝે કહ્યું—"આ મોતનો દરવાજો કહેવાય છે. ગગોલા અમને ઘણી વાર મોતના દરવાજા વિશે વાત કરતી હતી. તે આ આવ્યો. શું આપ તેમાં પ્રવેશ કરવા ઇચ્છો છો ?"

"હા......"

"હમણાં ને હમણાં ? કે પછી ? ભોજન વગેરે કરીને ?" એમ પૂછીને તેણે ગગોલા ડોશીના પ્રત્યે જોયું. તે ડાકણનું પાંજરું હવે અમારી સાથોસાથ જ ચાલ્યા કરતું હતું.

ઇન્કુકુઝના સવાલ પરથી એને આ મોતના દરવાજામાં આવવાની જરાય મરજી નથી, બહુજ બ્હીક લાગે છે એવું સ્પષ્ટ માલમ પડતું હતું. એના ઉત્સુકતાપૂર્ણ પ્રશ્નના જવાબમાં તે ડોશી બોલી—

"હમણાં જ આવવું હોય તો ચાલો. હમણાં જે મોતના દરવાજામાં આવશે તેને હું લઇ જઇશ. પછી નહિ. જેની માએ શેર સૂંઠ ખાધી હોય તે આવે મારી સાથે. તેનેજ હું રસ્તો બતાવીશ. બીજા બાયલાઓનું મારે કામ નથી. કેમ બહાદુર પરદેશીઓ ! તમારો શો વિચાર છે ?"

અમારા તરફથી પ્રતાપરાયે તરત જ જવાબ આપ્યો—"અમે અત્યારે જ એ દરવાજામાં પ્રવેશ કરવા માંગીએ છીએ. અમે કોઇથી ડરતા નથી."

"શાબાશ. શાબશ ! તમારી માએ સૂંઠ ખાધી છે, સૂંઠ. ઠીક ત્યારે. તમે તમારાં કાળજાં કઠ્ઠણ કરજો. જે કાંઇ જોવાનું છે તે તમારી છાતી ફાડી નાંખશે. કેમ રે અલ્યા, ઇન્કુકુઝ તું એ આવવાનો કે !"

ઇન્કુકુઝ કાંઈ બોલી શકયો નહિ. તે ગભરાયો. અંદર આવવાની એનામાં હિંમત ન હતી. પણ ન આવે તો અમને ખોટું લાગે એવો એને ભય હતો. પણ પ્રતાપરાયે એને ગુંચવણમાંથી ઉગારી લીધો:

"તમે નહિ આવશો તો ચાલશે. આટલે સુધી તમે અમારો

સાથ કીધો છે તે બહુ છે."

તે બોલ્યો—"હું આપને માટે અહીંજ થોભીશ. આપ કયારે પાછા ફરશો ?"

"તે કાંઇ કહી શકાય નહિ."

ગગોલા બોલી—"તે કાંઇ કહી શકાય નહિ. એ તો મોતની ખીણ છે મોતની. એમાં જનાર ભાગ્યેજ પાછું ફરે છે. મારા સિવાય બીજું કોઇ પાછું ફર્યું નથી. છતાં આ લાલચુ પરદેશી-ઓને હોંસ છે...તો હું કહું છું કે આવી જાઓ બચ્ચાજી. ને તારે સ્વાદ ચાખવો હોય તો તુંયે ચાલ. અને નહિ આવવું હોય તો નિરાંતે બાયલો બનીને ઘેર જા. આ લોકોની વાટ જોતો નહિ. સમજ્યો ?"

એમ બોલીને એ ડાકણ વળી પાછી ઇન્ફ્ડુઝના તરફ જોઇને કાંઇ કાંઇ ચાળા કરવા લાગી. પ્રતાપરાયે તેના તરફ ડોળા કાઢીને તેને ધમકાવી. ને પછી ઇન્ફ્ડુઝની પાસે જઇને કોણ જાણે શી વાત કરી ! વાત સાંભળીને ઇન્ફ્ડુઝ હસ્યો. ને બોલ્યો—"વારૂ, ત્યારે. હું એમજ કરીશ."



# પ્રકરણ ૫૩ મું.

## કુદરતની નાટકશાળા

પછી અમે તે મોતના દરવાજામાં પ્રવેશ કર્યો. થોડેક દૂર ગયા એટલે તો એ ખીણ જેવા માર્ગની દિવાલો બહુજ પાસે પાસે આવી ગઇ. એ દિવાલો બહુજ ઉભી અને ઉંચી હતી. પાંચેક મિનિટ આગળ ચાલ્યા એટલે તો બે જણા માંડમાંડ સાથે ચાલી શકે એટલો સાંકડો રસ્તો આવ્યો. ઉંચે નજર કરી તો આકાશનો માત્ર થોડોજ ભાગ એક ચીરા સરખો દેખાતો હતો.

પાછળ જોયું તો માત્ર પહાડ અને પત્થરજ દેખાય. જે રસ્તે અમે આવ્યા તે વાંકોચૂંકો હતો. એટલે લાંબે સુધી નજર પહોંચતી ન હતી. વળી વચમાં વચમાં બાજુ પરની દિવાલોમાં ઝાડવાં ઉગ્યાં હતાં. ને કેટલાંક ઝાડમાંથી વડની પેઠ રેસાઓ નીચે લટકતા હતા. આથી પણ અમારા માથા પરનો રસ્તો છવાયલો હતો.

વળી થોડે દૂર ગયા ત્યારે તો માથા ઉપર એટલી બધી ઝાડી આવી કે તેને લીધે માર્ગ પર ઘણુંજ અંધારૂં પડવા લાગ્યું. આ નિર્જન અવાવરા રસ્તા પર રોજ કોઇ કોઇ ઝાડુ ફેરવતું ન હતું. એટલે નાનાં મોટાં દેફાંઓ અને અણીયાળા પથરાઓ જ્યાં ત્યાં પડેલા હતા, તેથી ચાલવું બહુ મુશ્કેલ થઇ પડતું હતું.

અમારી આગળ બનુચાચા ચાલતા હતા. તે અચાનક અટકીને ઉભા રહ્યા. મેં પુછ્યું—"કેમ ?"

તે કહે—"હવે આગળ જવાય તેમ નથી."

"કેમ, શું થયું ?"

"મને કાંઇક કરડ્યું. જૂઓને, ગાલે ચમચમ થાય છે. અહીં તો કાંઇ જીવડાં ઉડે છે જીવડાં..."

"શું છે ? મધમાખ ?"

એ જવાબ આપે એટલામાંજ એક જીવડું મારા ગાલ પર બેઠું

ને ચટકો મારી ઉડી ગયું. તે શું હતું તે જોવાનો પણ વખત મળ્યો નહિ. વખત મળતે તોયે અંધારાને લીધે હું જોઇ શકતે નહિ. તેથી મેં પ્રતાપરાયને કહ્યું—"ડાકટરસાહેબ, સંભાળીને ચાલજો. અહિં તો બહુ જીવડાં ચટકી જાય છે."

એટલે પેલી ડાકણ બોલી—"અરે, એમ જીવડાંથી શું ડરી જાઓ છો? મોતની ખાણમાં આવીને એટલું બધું બાયલાપણું કેમ સંઘરી રાખો છો? એ તો માખી છે માખી. જંગલી માખી. એ તો તમને ચુંબન કરવા આવે છે........"

"વારૂ વારૂ." પ્રતાપરાયે તેને ધમકાવીને કહ્યું—"ચાલ, તું સૌથી આગળ ચાલ."

એમ કહીને અમે તેને આગળ કરી. જરા આગળ ચાલ્યાં એટલે ખડકની દિવાલમાં એક ઝાડવું આવ્યું. તેની એક ડાળીને એ ડોશીએ પકડી. ને એકજ ઝટકો મારીને તોડી નાંખી. લગભગ સો વરસની અને હાડપીંજર સમા શરીરવાળી એ ડોશીના શરીરમાં આટલું બધું બળ કયે ખુણે ભરાઇ બેઠું હશે તે સમજાય તેમ ન હતું.

એ ડાળીની લાકડી બનાવી ઠચુક ઠચુક ઠોકતી ઠોકતી તે આગળ ચાલી. અમે તેની પાછળ ધીમે ધીમે હીંડયા જતા હતા.

માથા પર અંધારૂં વધતું જતું હતું. આગળ જતાં તો એવી જગા આવી કે રસ્તો સુઝેજ નહિ. આંખે અંધારાં વળે. બેઉ તરફના ખડક ઉપર બેઉ હાથ અડાડી અમે ફંફોળતા ફંફોળતા આગળ ચાલ્યા. પેલી ડોસી તો અમારી આગળ ધપ્યે જતી હતી. અને "ચાલો રે, અલ્યાઓ દોડો રે દોડો...ખાણુની દોલત ઉડી જાય છે. એમ કીડીને વેગે શું ચાલો છો? ઉપાડો પગલાં...જે નહિ દોડે તે બાયલો..." એમ કાંઇ કાંઇ બોલ્યા ને બબડયા કરતી હતી.

પણ અમારાથી દોડી શકાય તેમ હતુંજ નહિ. કારણ કે

ઉંચી નીચી જમીનમાં પડેલા નાના મોટા અણીયાળા પથરાઓ વખતોવખત પગમાં વાગી બેસતા હતા. કોઇક વાર તો ઠોક્કર એવી સજ્જડ વાગી બેસતી હતી કે જાણે તમ્મરજ આવી જાય.

એવી દશામાં ચાલતા, ખોડંગતા, કુદતા અમે પાંચેક મિનિટ પછી એક ગુફાના મ્હોં આગળ આવી પહોંચ્યા. તે મ્હોં એકી વખતે એકજ માણસ પેસી શકે એવડું મોટું હતું. ગગોલા ડોશી તો તેમાં ગપ કરતી કે પેસી ગઇ. મારી આગળ બનુચાચા ચાલતા હતા. તે અચકીને ઉભા રહ્યા. એટલે તે ડાકણ બોલી—

"અરે, કેમ, અટકયા કેમ? આવો આવો, અહીં તો મઝાની ગમ્મત જોવાની છે. એમ ગભરાઓછો શું બાયલાની પેઠે? અહીં બ્હીવાનું કાંઇ નથી......"

મેં બનુચાચાને ઠોંસો માર્યો. કહ્યું—"ચાલો ચાલો આગળ, ચાચા. અમે તમારી સાથે છીએ. દરિયો તરીને ખાબોચિયામાં ડૂબવાની શી જરૂર છે?"

પ્રતાપરાય બોલ્યા—"તમારાથી પહેલ ન થતી હોય તો ખસી જાઓ. મને આગળ જવા દો. હું પહેલો પ્રવેશ કરૂં છું એ ગુફામાં."

આખરે અમે ત્રણે અંદર પેઠા. એ મુખદ્વાર બાર ચૌદ ફૂટ લાંબું હતું. તે પૂરૂં થયું એટલે ચાર મોટાં મોટાં પગથીઆં આવ્યાં. પગથીયાં ઉતર્યાં એટલે અમે એક એવી જગામાં આવી પહોંચ્યાં જેનું વર્ણન કરવું યે મુસ્કેલ થઇ પડે. વિશાળતા અને ભવ્યતા દર્શાવનાર બધાયે શબ્દો વાપરી નાંખીએ તોએ એ ગંજાવર હોલનો યથાસ્થિત ખ્યાલ આપી શકાય નહિ. પ્રિય વાંચકો—એકસો પચાસ વાર લાંબા અને આશરે એંશી પંચ્યાસી વાર પહોળા એક વિશાળ ઓરડાની કલ્પના કરી લો; અને પછી મેં જે ખંડ જોયો તેનો કંઇક ખ્યાલ તમને આવશે. જેમણે વિલાયતનો વેસ્ટ માન્સ્ટર એબી જોયો હશે કે એવાજ કોઇ બીજા ભવ્ય હોલનો ખ્યાલ હશે તેજ આ કુદરતી રચનાના ભવ્ય આગારની ઝાંખી

ઝાંખી કરી શકશે.

એ હોલમાં બેઉ તરફની દિવાલોથી દશેક વારને અંતરે એક સરખી હાર થાંભલાઓની હતી. તે થાંભલા કેવા? ઓછામાં ઓછા દશ ફુટ જેટલો તો તેનો ઘેરાવો હતો; ને ઉંચાઇ પચાસ વાર! અધધધ! પચાસ વાર ઉંચે આપણાં માથાં પર પત્થરની અણસરખી છત આવી રહેલી હોય ત્યારે આપણા હૃદયમાં ભય જોખમની કેવી લાગણી થાય તેની માત્ર કલ્પના જ થઇ શકે. એ છતની અંદર દરેક બબ્બે થાંભલાની વચ્ચેના ગાળામાં ઉપર આકાશ દેખાય એવાં બાકોરાં પાડેલાં હતાં.

મનુષ્યની કલ્પનાસૃષ્ટિમાં ભાગ્યે જ સમાઇ શકે એવડા એ ગંજાવર હોલમાં પ્રવેશદ્વારની સામે એક મોટું ટેબલ હતું. એ ટેબલ કાંઇ લાકડાનું ન હતું. પણ કુદરતની અખંડ શિલાનુંજ રચાયલું હતું. એની લંબાઇ પહોળાઇ જોતાં એને ટેબલ કહેવાને બદલે એક મોટું સ્ટેજ જ કહીએ તેજ વધારે યોગ્ય લેખાશે. કારણ કે તેની લંબાઇ ૨૫ વાર અને પહોળાઇ આશરે સત્તર વાર હતી. એ સ્ટેજની બેઉ તરફની કોરણે કોરણે પત્થરની ખુરશીઓ અથવા બાંકડા હોય તેવી રચના હતી. ને એ બાંકડા પર કંઇક મનુષ્યકૃતિ સમા ને કંઇક પૂતળાં સમા એવા શ્વેત આકારો દેખાતા હતા. સ્ટેજ અને આસનો ને એ પૂતળા સમા આકારો મનુષ્યરચિત હશે કે કુદરતની કળા વડે આપોઆપ રચાઇ ગયા હશે તે કાંઇ સમજાતું ન હતું.

આ ભવ્ય સ્થાનમાં એ વેળા એવું તો વાતાવરણ છવાઇ ગયેલું હતું કે ગમે તેટલા શબ્દો વાપરવા છતાં એનો ખ્યાલ ન આપી શકાય. શાંતિનું તો અહીં સામ્રાજ્ય હતું. એવી ઘોર શાંતિ કે સામાન્ય મનુષ્યને તો બીકોકજ લાગે; શાંતિનો ભંગ કરતાં ખરેખર હૈયું ધબકતું હતું. ને જરાક પણ બોલીએ તોયે—ગમે તેવા ધીમે સાદે બોલીએ તોયે—એ સ્થાનની વિશાળતાને લીધે એવડો મોટો પડઘો પડતો હતો કે ઘણી વાર વાત કરતાંયે મુઝવણ થતી હતી. આવડા મોટા

હોલમાં પડઘો કેવો જબરો પડે તેની તો કલ્પનાજ માત્ર થઇ શકે. અમે જેમ બને તેમ ધીમે સાદે વાતો કરવા લાગ્યા. વાતો કર્યા વગર ચાલે તેમ ન હતું. વાતચિતથી અમને એક બીજાને હુંફ રહેતી હતી. જો કે થોડાક શબ્દો બોલતાંએ આખા હોલમાં સમુદ્ર ઘુઘવતો હોય એવો અવાજ થઇ રહેતો હતો. છતાં અમારી ભોમિયણ ગગોલા ડાકણ તો બેપરવાપણે-કોઇ પણ જાતના સંકોચ વગર મોટા મોટા બાંટા પાડીને એનો વિચિત્ર બકબકાટ ચાલૂ રાખી રહી હતી. ને પોતાની લાકડી ઠચુક ઠચુક ઠોકતી આગળ ચાલતી હતી.

\+ + + +

ધીમે ધીમે તે અમને આગળ દોરવતી ચાલી. આસપાસ જોતા, નિરીક્ષણ કરતા હાથ લંબાવી ફંફોળતા ને બ્હીતા બ્હીતા અમે આગળ ચાલ્યા.

જ્યારે અમે તે મોટા સ્ટેજની પાસે પહોંચ્યા ત્યારે એની કોરાણે ઉપર ગોઠવાયલાં પૂતળાંઓ જોઇને અમે ચોંકીજ ગયા. કારણ કે દૂરથી દેખાતાં પૂતળાંઓ ખરેખરી રીતે તો મૂએલાં માણસોનાં હાડપિંજર હતાં. ને તેના ઉપર પાણી ઠરીને બરફ જેવું બની થરના થર બાઝયા હોય તેવું દેખાતું હતું. પાસે આવ્યા એટલે એ પૂતળાંઓની વિકરાળતા બરાબર સ્પષ્ટ રૂપે દેખાવા લાગી.

અમે હાડપિંજરને ગણ્યાં—એક, બે, ત્રણ, ચાર એક કોરણ પર તેર નંબર થયો. ને બીજી તરફ પંદર. વચ્ચે બરાબર સામે એક મોટું હાડપિંજર જાણે પ્રમુખ તરીકેની ખુરશી પર બેઠું હતું. તે સામાન્ય મનુષ્યના દેહ કરતાં ઘણુંજ મોટું હતું. તે પરથી તે પત્થરનું કોરી કાઢેલું કે એવી જ કોઇ રીતે બનાવેલું હોય એમ લાગતું હતું.

એને બતાવીને ડાકણ ગગોલા બોલી—"જોયું? આ પરદેશીઓ, આ અમારા મોતના દેવ! એના એક હાથમાં તલવાર ને બીજા હાથમાં ડોકું છે...ને આ હારબંધ બેઠા છે તે કાલાફ દેશના જુના

રાજાઓ છે. સમજ્યા ? હા હા ! કેવા રૂપાળા દેખાય છે !" એમ બોલીને તે ખડખડ હસી.

પછી પાછી બોલી—"દરેક રાજા મરે એટલે લોક તેને પેલા મોતના દરવાજા સુધી મૂકી જાય. પછી ત્યાંથી એને અહીં લાવીને આ સિંહાસન પર ગોઠવવો એ મારૂં કામ. કેટલાંયે વરસો થયાં મેં એ કામ કર્યું છે. કંઈક રાજાના મુડદાંને મેં અહીં લાવીને ગોઠવ્યા છે. મુડદાં પરથી મારે ચામડાં ઉતારીને ચોકખું કરવું પડે. પણ મારી તે મહેનત ફોગટ જતી નથી. એના શરીરનું માંસ મને ઘણા વખત સુધી ચાલે છે...હા હા. રાજાના શરીરનું માંસ કેવું મીઠું ! શું બબડયા ? મુડદાંનું ? હા. મુડદાંનું માંસ. મરેલું માંસ. એ તો મને બહુજ ભાવે. ને એ ઠરેલું લોહી તો હું ચાટી ચાટીને ધરાતી નથી. પણ છટ્. તેમાં તમને શું ? આ તો જે છે તે કહ્યું—"

"વારુ પછી ?" કંઈક જાણવાની ઉત્સુકતાથી મેં પૂછયું.

"પછી એ મુડદાંના હાડપિંજરને હું એક જાતના રસનો લેપ ચઢાવું છું. એ તો ઝાડનો રસ છે. મારા સિવાય કોઈ તેને ઓળખતું નથી. એ રસનો લેપ કર્યાથી હાડકું સડતું નથી. ને વરસોના વરસ સુધી જેવું ને તેવું રહે છે. ને પછી હું તેને લાવીને આ પથરા પર ગોઠવું છું. પેલો ટવાલાગુ ને એનો દીકરો સાકા. ને આ અંબાપા પણ મરશે ત્યારે એને અહીં લાવીને ગોઠવવો પડશે......"

"તે ત્યાં સુધી તું જીવ્યાજ કરવાની ?" મારી પાછળથી અનુચાચા બબડયા.

તે સાંભળીને ડાકણ તડુકી ઉઠી—"હેં એં એં એં ? શું બોલ્યા ? હું જીવવાની ? જીવવાની નહિ તો શું મરી જવાની ? અરે—તમને કાંઈ અક્કલ છે ખરી કે ? મેં તો આ રાજાઓની કેટલીયે પેઢી જોઈ નાંખી છે. ને હજુ બીજી કેટલીયે જોઈશ. મને મરવાનું

કેવું? મોતને તો મેં મારી બગલમાં રાખ્યું છે, મારી બગલમાં. જોયું! ફટફટ ફટ ફટ......"

એમ બોલતી તે ડોસી એક હાથ બગલમાં નાંખીને કાખલી બોલાવવા લાગી. તેનો પટપટ અવાજ આખી ગુફામાં ઘોર સાદે ગાજી રહ્યો.



## પ્રકરણ ૫૪ મું.

## પારસનો દરવાજો

એ ડાકણના આનંદનો કિલકિલાટ અને એની બગલનો પટપટારો શાંત પડી ગયો, એટલે મેં તેને પૂછ્યું–"અમે આ ટેબલ પર ચઢીને આ હાડપિંજરો તપાસી જોઈએ તો એમાં કાંઈ હરકત ખરી કે?"

તે બોલી–"હરકત? ના. હરકત શી? પણ એના કરતાં તમારે જાતેજ અહીં ગોઠવાવું હોય તોયે મને વાંધો નથી. મોત આવે ત્યારે તો જાણે ગમે તેને ગોઠવી શકાય. પણ વગર મોતે પણ કોઈને ઠામ પાડવો હોય તો તે મને આવડે છે. કેમ, છે તમારી મરજી?"

એ ડોસી એટલી બધી નિડરપણે બોલતી હતી કે સામાન્ય માણસને આશ્ચર્ય લાગ્યા વગર ન રહે. બીજી કોઈ જગાએ હોત તો કદાચ હું એને આવું બોલવા માટે બે ચાર તમાચા ચોડી કાઢતે. પણ અહીં તો અમારે એની ગરજ હતી. એની મારફતે અમારે ઘણી ઘણી વિગતો જાણવાની હતી. અમારી ભોમિયણ

તરીકે એ સાથે આવી ન હોત તો આટલે સુધી આ ગુફામાં આવતાં અમને કેટલોયે વિલંબ થયો હોત, કેટલીયે મુશ્કેલી પડી હોત, કંઇક આડે માર્ગે ચઢી ગયા હોત. અને હજુયે કાંઇ અમે અમારા લક્ષ્યબિન્દુની પાસે આવી પહોંચ્યા ન હતા. એટલે અમને એ ડોસીની બહુજ ગરજ હતી. ને તે એ સારી પેઠે જાણતી હતી.

હાડપિંજરો તપાસવાનો વિચાર માંડી વાળીને અમે એ ડોસીની પાછળ ચાલતા તે સ્ટેજ સરખી વિશાળ શિલાના પાછલા ભાગમાં ગયા. ત્યાં એ પ્રમુખ તરીકે બેઠેલા હાડપિંજરના આસન નીચે ત્રણેક ફુટ જગામાં એક મોટું બાકોરું માલમ પડયું. માણસ વાંકો વળીને માંડમાંડ તેમાં પેસી શકે એવડી તેની ઉંચાઇ હતી. અમે જરા પાસે જઇ તેમાં નજર કરી, તો સાવ અંધારૂં. કશુંજ સૂઝે નહિ. એ બાકોરામાં ભોંયરૂં હશે ? કે ટાંકું હશે કે પાતાળમાં ઉતરવાનો કોઇ માર્ગ હશે ? કે હીરાની ખાણુ હશે કે શું હશે તેની ચર્ચા ને વિમાસણ કરતા અમે ખંચાઇને ઉભા રહ્યા. એટલે તે ડાકણુ બોલી—

" કેમ, ખંચાઇ કેમ ગયા ? આ તો હીરાની ખાણુ–જીવતી ખાણુ છે. એમાં લાંબા ચળકતા પથરા છે–જેને તમે લોકો કાણાં પાડીને દોરા બાંધીને ગળામાં લટકાવો છો તે–તેજ તમારે જોઇએ છે ને ? તેનેજ ખાતર તમે ઠેઠ હિંદુસ્થાનથી અહીં આવ્યા છો ને ? તેજ હીઇઇઇરાની ખાણુ છે. હવે કાંઠે આવીને અચકાઓ છો કેમ ? ચાલો, અંદર પેસો...એક પછી એક. કેમ, બીધા કે શું ? ફટ ફટ; બાયલા ...બાયલા છો ..."

તે વધારે બોલવા જતી હતી. એટલામાં પ્રતાપરાયે તેના તરફ ડોળા કાઢી ચૂપ રહેવા જણાવ્યું. એટલે તે બોલતી બંધ થઇ; અને અમારી પાસેથી છૂટી પડી. પેલા સ્ટેજના આગલા ભાગમાં જઇને પગથિયાં ચઢી તે ઉપર ગઇ. કોરણો ઉપર બેઠેલી વિકરાળ મૂર્તિઓની પાસે જઇને તેના પર હાથ મૂકી પંપાળવા લાગી.

દરમ્યાન પ્રતાપરાયે મને કહ્યું–"કેમ બહાદુર, શું વિચાર છે? જેને ખાતર આપણે હજારો માઇલની કપરી મુસાફરી કરી, અનેક સંકટો વેઠીને, જીવલેણ રણપ્રદેશ પસાર કરીને આટલે સુધી આવી પહોંચ્યા છીએ તે આપણા ઉદ્દેશની સફળતાનો સમય આવી પહોંચ્યો છે. આપણે આ પ્રવેશદ્વારમાં જઇએ ને જીવતા પાછા આવીએ એટલે બસ...તમે શું ધારો છો?"

મેં કહ્યું–"આટલે સુધી તો આપણે જીવતા અને સુરક્ષિત રીતે આવ્યા છીએ. જે મહાન ઉદ્દેશને ફલિભૂત કરવાને ખાતર આપણે પ્રવાસે નીકળ્યા હતા–નીકળ્યા છીએ તે પરિપૂર્ણ થવાની અણી પર આવ્યો છે, એવી જો તમારી ખાત્રી થતી હોય–તો માર્ગમાં આપણે જે જે મુશ્કેલીઓ વેઠી અને આફત સહન કરી તે બધું તો ગૌણ બની જાય છે–એવું બધું સ્હેજે વિસારી દઇ શકાય છે. પરંતુ ડાકટર સાહેબ, મને તો લાગે છે કે આ ગબારું બહુજ ભેદી અને જોખમભરેલું હોવું જોઇએ. અંદર ડોકીયું કરીને જોતાં અને તાણી તાણીને નજર દોડાવતાં પણ કશોજ તાગ દેખાતો નથી. એ માર્ગ ક્યાં જતો હશે, કેટલો લાંબો હશે તે કશુંજ સમજાતું નથી. પ્રકાશની આછી છાયા પણ એમાં નજરે પડતી નથી. માત્ર ઉન્હી ઉન્હી અને વિચિત્ર ગંધવાળી હવા એમાંથી સુસવાટા મારતી બહાર આવે છે. જાણે કોઇ ભોંયરામાં સડતું મુરણ કે બટાટા બફાયાથી ઉભાણ મારતા હોય ને! એવા અજાત ભયાનક ભોંયરામાં પ્રવેશ કરતાં પહેલાં ખૂબ વિચાર કરવો જોઇએ."

"ખરી વાત છે. ને તેથીજ હું તમને પૂછી રહ્યો છું. આ અંધારીયા ને અજાણ્યા ભોંયરામાં પ્રવેશ કરવો એ જોખમભરેલું છે ખરું. પરંતુ બે મુદ્દાની વાતને લીધે મને હિંમત આવે છે. એક તો એ કે અત્યાર સુધીનો આપણો બધો માર્ગ મારી પાસેનાં પુસ્તકમાં

લખ્યા પ્રમાણે અને નકશાઓમાં ચીતર્યો છે તે પ્રમાણેનોજ ખરો પડ્યો છે. રેતીનું રણ, કાલારૂ દેશ, કોમોરૂકુના પહાડો, સાલીવાનનો માર્ગ, સાંએલા સમી મૂર્તિઓ, ખૂટી પડેલી હીરા ખાણનો ખાડો ને મોતનો દરવાજો એ બધાં વિશે પ્રથમથી જ મેં તમને વાતો કરી હતી ને?"

"હાજી, તેની હું ના કહી શકતો નથી. અત્યાર સુધી તો બ્રહ્માંડના ભેદવાળા પુસ્તકે આપણને અજબ મદદ આપેલી છે. ને મને તો નવાઇ લાગે છે કે ચીન દેશમાં પહાડની શાંત ગુફામાં ભરાઇ બેઠેલા અને ત્યાંજ આખી જીંદગી વીતાડતા બાવાઓએ આ બધી બારિક વાતો ને વિગતો કેવી રીતે જાણી ને લખી હશે?..."

"તે વિચાર કરવાનો અત્યારે વખત નથી." પ્રતાપરાય વચમાં બોલ્યા.

"એટલે આપના નકશા પર આધાર રાખીને અમુક અંશે હિંમત અને સાહસ બેઠી શકાય. પણ બીજો મુદ્દો આપ શો બતાવો છો?"

"એજ કે આ બાકોરામાંથી સુસવાટાભેર પવન બહાર આવે છે તે પરથી આ ભોંયરાની અંદર બીજું એક અથવા વધારે દ્વાર હોવાંજ જોઇએ."

"હા. એ વાત કહી તે ખરી. કુદરતના કાયદા મુજબ ને વિજ્ઞાનના સિદ્ધાંત મુજબ એ તો સમજી શકાય તેવું છે. પરંતુ આમાંથી વિચિત્ર અસહ્ય વાસ મારે છે તેનું શું?"

"એમાં તો મને કશીજ નવાઇ નથી લાગતી." પ્રતાપરાય તુરતજ બોલ્યા—"પૃથ્વીના પેટામાં આપણે કદિ જોઇ કે સાંભળી ન હોય એવી કંઇ કંઇ ચીજો રહે છે. ઘણીયે રસાયણી ચીજો એવી હોય છે કે જેની વાસ માત્રથી માણુસ મૂર્છા પામે. તેવી કેટલીક અમૂલ્ય ચીજો તો પૃથ્વીના પેટામાં ઢગલાબંધ પડી રહે છે. ને

તેના સ્પર્શથી હવામાં ફેરફાર થાય એ સંભવિત છે. કદાચ એવુંયે બને કે આ ભોંયરામાં કોઇ અજબ જેવી રસાયણિક વસ્તુ આપણીજ વાટ જોઇને બેસી રહી હોય ને આપણેજ તેને ખોદીને બહાર કાઢી જગત સમક્ષ રજુ કરવાને નિર્મિત થયા હોઇએ.”

એ પ્રમાણે વાતચિત ચાલતી હતી તે દરમ્યાન ગગોલા પેલા હાડપિંજરો સાથે ગેલ કરી રહી હતી. કોઇને તે પંપાળતી હતી, કોઇની સાથે એ પોતાની કલબલીઆ ભાષામાં વાતચિત કરી રહી હતી, કોઇ સાથે તે હસતી હતી, કોઇની હડપચી પકડીને હલાવતી હતી, કોઇને ચુંબન કરી લેતી હતી અને પોતાને ચુંબન મળે તેવી રીતે એ હાડપિંજરના મ્હોં સાથે પોતાનો ગાલ અરાડતી હતી. એની વિચિત્ર રીતભાત અને અજબ જેવા અભિનયને લીધે બનુચાચા તો ટગર ટગર એના પ્રત્યેજ જોઇ રહ્યા હતા.

ચર્ચાને અંતે અમે નક્કી ઠરાવ્યું કે ગમે તેમ થાય પણ અમારે એ ભૂગર્ભદ્વારમાં પ્રવેશ તો કરવો જ. પારસમણિનું દ્રવ્ય આ ભોંયરામાં જ કોઇક સ્થળે પડેલું છે એમ પ્રતાપરાય છાતી ઠોકીને કહેતા હતા. તેમણે તો એમ પણ કહ્યું કે જે વિચિત્ર પ્રકારની વાસ ભોંયરામાંથી આવતી હતી તે એ પારસ દ્રવ્યનીજ હોવી જોઇએ. લોખંડ જેવી દૃઢ ધાતુને ઓગાળી તેની રજકણોમાં ફેરફાર કરી નાંખે, એવું જે દ્રવ્ય, તે બહુજ કડક હોવું જોઇએ. તેનાં રંગ, સ્વાદ અને વાસ પણ બહુજ ઉગ્ર હોવાં જોઇએ, એમ તેઓ કહેતા હતા. અને મારી પણ એ વિશે ખાત્રી થઇ હતી.

વળી બનુચાચાને હીરાની લગની લાગી હતી. પ્રતાપરાયે તેમને જોઇએ તેટલા હીરા આપવાનું—લેવા દેવાનું કબુલ કર્યું હતું. પણ અમે હીરાની ખાણમાં જઇએજ નહિ તો હીરા મળેજ ક્યાંથી? એટલે તેમને પણ મનમાં એ ભોંયરામાં પ્રવેશ કરવાની ઉત્સુકતા હતી.

એટલે અમે ડોસીને કહ્યું—“ચાલ રે ડોસી, અમારે ભોંયરામાં

જવું છે. આગળ થા."

સાંભળીને તે ખડખડ હસી પડી. અને બોલી—"હેં એં એં ? —હિંમત આવી? શાબાશ! શાબાશ! ચાલો, ચાલો..."

એમ કહેતી તે દોડી અને સ્ટેજના પગથિયાં ઉતરી સડસડાટ અમારી પાસે આવી. પ્રતાપરાયનો હાથ પકડીને તે ખેંચવા લાગી. ને ખેંચતી ખેંચતી તે અંદર જવા લાગી.

પાછળ અમે પણ પ્રવેશ કર્યો. તેજ વખતે પવનનો એક જબરો સુસવાટો આવ્યો. તેની સાથે ભારે દુર્ગંધ આવી. પળવાર અમે નાકે હાથ ધર્યો, ને ઉભા રહ્યા.

એટલે ડોસી પાછી અમને બાયલા કહીને મ્હેણાં મારવા લાગી:—"બસ છુ થઇ ગયા? માત્ર સાદી વાસથી હબકી ગયા? બાયલા! બાયલા!! આટલી જ હિંમત હતી તો આટલે સુધી આવ્યા શું કામ? ખાળકુંડીમાં મ્હોં ઘૂઓ..." એવું એવું કાંઇ કાંઇ તે બબડવા લાગી. ભોંયરામાં પ્રવેશ કર્યો એટલે અંધારૂં ઘોર. પાંચ સાત ડગલાં અંદર ગયા પછી તો અમે એક બીજાને જોઇ શકતાયે ન હતા. અમારા પોતાના હાથની આંગળીયો પણ હવે તો સુઝતી ન હતી. માત્ર એ ડોસીના બડબડાટનો અવાજ સંભળાતો હતો ને એની બિલાડી જેવી માંજરી આંખો અંધકારમાં પણ ચમક ચમક થયા કરતી હતી.

આગળ—આગળ—આગળ—અમે એક બીજાની પાછળ ચાલ્યા કર્યું. રસ્તો નીચે ને નીચે ઉતરતો, ઢાળ પડતો હતો. સવાસોએક વાર ગયા એટલે ડોસી બોલી:

"જો જો હવે ઉતરવાનાં પગથીયાં આવે છે. સંભાળીને આવજો."

અમે કહ્યું—"વારૂ."

પગથિયાં ઉતર્યાં. એક—બે—ત્રણ—ચાર ગણ્યાં તો પચાસ થયાં. ડોસી લાકડી ઠોકતી ઠોકતી ચાલતી હતી. તે બોલતી, "આ તરફ આવો. આવો આ તરફ." તેમ તેમ અમે તેની પાછળ જતા હતા.

અમે કોઇ વિશાળ ઓરડામાં ઉતર્યા હોઇએ એમ લાગ્યું. ઓરડાની જમીન અણસરખી હતી. ખાડા ખાબોચિયાંમાં પગ પડતા હતા, અને કોઈ કોઇ વાર પથરાઓ પગ જોડે અફળાતા હતા.

હવે પવનના સુસવાટા બીલકુલ લાગતા ન હતા. સંભળાતાયે ન હતા. માત્ર અમારા શ્વાસોશ્વાસનો અવાજ સંભળાતો હતો. ગગોઆનો બબડાટ વખતોવખત તેમાં ભંગ પાડતો હતો.

આગળ ચાલ્યા. એટલે નાના સોપારી જેવડા પથરા આવ્યા. એટલે ડોસી બોલીઃ

"અહીં હીરા જડશે. જોઇએ તેટલા શોધી લ્યો."

મેં જમીન પરથી એક નાનો પથરો ઉપાડ્યો. અને હાથ ફેરવીને તપાસવા માંડ્યો.



## પ્રકરણ ૫૫ મું.

### "હીહીહીહી......"

હાથ ફેરવતાં તે પથરો લીસો લાગ્યો. કોઇ કોઇ બાજુએ કાંકરીયાળો પણ હતો. તે ચળકાટવાળો હતો કે નહિ તે જોઇ શકાય તેમ ન હતું. કારણ કે એ ગુફામાં ઘોર અંધારૂં હતું. સ્હેજ પણ પ્રકાશની છાયા વગર-પ્રકાશના એક પણ કિરણ વગર હીરો કેમ ચળકી શકે?

છતાં એ હીરોજ હશે—અથવા કાચા હીરાનો પથરો હશે એમ માની લઇને મેં બનુચાચાને કહ્યું—"ચાચા, અહીંથી બને તેટલા પથરા લઇને ગજવામાં ભરો. એ હીરાજ છે. આપણે દેશમાં જઇને એના લાખ્ખો રૂપિયા ઉપજાવીશું."

ચાચા બોલ્યા—"હું તમારા કહેવાની રાહ જોઉં એવો કાચો નથી. જૂઓ, ક્યારના મારાં ગજવાં ભરી લીધાં છે."

એમ કહીને તેમણે પોતાના ગજવા પર હાથ મૂકયો અને અંદર ભરેલા પથરાના ટુકડા ખખડાવવાનો પ્રયત્ન કર્યો.

તે અવાજ કંઇ ઝાંઝો થયો નહિ. એટલામાં પ્રતાપરાય બોલ્યા—

"કેમ બનુચાચા, તમને એટલીયે ધીરજ રહી નહિ ? હજુ તો આગળ જવાનું છે. ત્યાં આના કરતાંયે સારા હીરા મળશે. કાચા નહિ, પણ પાકા હીરા મળશે. અત્યારથી શા માટે ગજવામાં ભાર ભરો છો ?"

પ્રતાપરાય આ બોલ્યા તેનો અવાજ અમારાથી પચીસેક કદમ દૂરથી આવ્યો. કઇ દિશામાંથી આવ્યો તે અમે મહા મુશ્કેલીએ જાણી શક્યા. કારણ કે બરાક પણ ઉઠતા અવાજનો ચોતરફથી પડઘો પડતો હતો.

"તમે છૂટા પડી ગયા છો ? ડાકટરસાહેબ, અમારી સાથે રહો. સાથે રહો તો ઠીક પડે."

અંધકારમાંથી અવાજ આવ્યોઃ—"તમે આ તરફ આવો."

"તમે આ તરફ આવો." ચોતરફથી પડઘો પડ્યો.

છતાં અમુક દિશામાંથી અવાજ આવ્યો એવું અનુમાન કરીને અમે તે તરફ ચાલ્યા. પણ પ્રતાપરાય તે તરફ ન હતા. ફરી અવાજ આવ્યો—"આ તરફ આવો."

"આ તરફ આવો." ભોંયરામાં ચોમેરથી પડઘો પડ્યો.

દિશા બદલીને અમે ચાલ્યા. પળવાર પછી મારૂં શરીર બનુચાચાના શરીર સાથે અથડાયું. તરતજ મેં તેમનો હાથ પકડી

લીધો. એક બીજાના હાથમાં હાથ મિલાવી અમે ચાલવા લાગ્યા.

"ગગોલા ? ગગોલા, કેમ કાંઇ બોલતી નથી ? ગગોલા, તું ક્યાં છે ?"

પ્રતાપરાયે એ સવાલ પૂછ્યો. તે પરથી ખબર પડી કે ગગોલા તેમનાથી દૂર નીકળી ગઇ હતી. તે કઇ તરફ ગઇ હતી તે સમજાય તેમ ન હતું. પ્રતાપરાય અમારી પેઠે તેને શોધવાને ફાંફા મારતા હોય એમ લાગ્યું.

અંધકારમાં હાથ લાંબા કરીને અમે ફંફોળતા ફંફોળતા ચાલવા માંડ્યું. આમથી તેમ ને તેમથી આમ—જે દિશામાં પ્રતાપરાયનાં પગલાં કે શબ્દનો અવાજ સંભળાતો તે તરફ અમે જતા. પણ પાછા પડતા હતા.

એક વાર મારી પાસેજ ત્રણેક વાર ઉપર સળવળ સળવળ કરતો કાંઇક અવાજ થયો. મેં પૂછ્યું—"કોણ ? ગગોલા ?"

પણ કાંઈ જવાબ મળ્યો નહિ. કોઇ ઝટપટ ખસીને ચાલ્યું ગયું લાગ્યું. મેં કહ્યું—"ઉભા રહો, પ્રતાપરાય, ડાકટર સાહેબ, આપણે સાથે સાથે ચાલીએ."

"આ તરફ આવો." વળી અવાજ આવ્યો.

"આ તરફ આવો." ભોંયરામાં તેનો પડઘો પડ્યો.

જ્યાંથી અવાજ આવે છે એમ લાગ્યું તે દિશામાં અમે ચાલ્યા. અવાજ બહુ વિચિત્ર હતો. તે પ્રતાપરાયનો હતો કે ગગોલા ડોસીનો તે કળી શકાય તેમ ન હતું. ગુફાનો ધુધવાટ તેની સ્પષ્ટતાને ભાંગી નાંખતો હતો.

આમથી તેમ ને તેમથી આમ—આથડતાં પાંચેક મિનિટે એક શરીર બનુચાચાના પડખા સાથે અથડાયું.

"કોણ ?...ઉભા રહો...બનુચાચા ?...હા...પ્રતાપરાય ?... ઉભા રહો..." એવા શબ્દો એક સામટા અમારાં મ્હોંમાંથી બહાર પડ્યા.

એક હાથ મારા ખભા પર આવી પડ્યો. મેં તે પકડ્યો. તરતજ અવાજ આવ્યો—

"બહાદુરભાઇ ! સાવધ થાઓ. સાવધ રહો. આપણે સપડાયા છીએ..."

"કેમ ?"

"ગગોલા છટકી ગઇ લાગે છે. મારી સાથે હતી. કઇ તરફ ગઇ તે સમજાતું નથી..."

"કદાચ એજ આપણને અહીં છોડીને નાસી જતી હોય."

બોલતાં બોલતાં મારા કંઠે પ્રાણ આવ્યા. શ્વાસ રૂંધાયો હોય, ગળું સુકાઇ ગયું હોય તેવો અનુભવ થયો.

એવું થાય તેમાં આશ્ચર્ય ન હતું. કારણ કે આ ભયાનક સ્થળે ગગોલા અમને છોડીને નાસી જાય, અથવા અમારાથી છૂટી પડી જાય તો અમારે મોતમાં જડબામાં આવી પડવા સરખુંજ હતું.

"આપણે એને પકડવી જોઇએ." હું બોલ્યો.

"હું પણ તેનોજ પ્રયત્ન કરૂં છું." પ્રતાપરાયે જવાબ આપ્યો.

થોડી વાર અમે ચૂપ રહ્યા. પછી બૂમ પાડી "ગગોલા! ગગોલા!"

આખી ગુફામાં ઘોર અવાજ ગાજી રહ્યો—"ગગોલા! ગગોલા!"

પણ કાંઇ પ્રત્યુત્તર આવ્યો નહિ. કેટલેક દૂર કાંઇક સળવળાટ થતો લાગ્યો.

"કોણ છે ત્યાં ?" ઘાંટો કાઢીને પૂછ્યું. પરંતુ કાંઈ જવાબ મળ્યો નહિ. માત્ર અમારા પ્રશ્નનો પડઘો પડી રહ્યો.

ફરી પૂછ્યું—"ગગોલા! તું ક્યાં છે? આમ આવ. આવ."

"હીહીહીહીહી..."

એક ભયંકર અટ્ટહાસ્ય આખી ગુફામાં ગાજી રહ્યું. ઘણે દૂરથી તે આવ્યું હોય એમ લાગ્યું. કંઇક ઉંચેથી અવાજ આવ્યો હતો. પેલાં પગથિયાંને મથાળેથી કોઇક બોલ્યું હોવું જોઇએ.

પળવાર પછી ફરી સંભળાયું—

"હીહીહીહીહી..." ને કાલારૂ ભાષામાં શબ્દો આવ્યા—"હા. હા. હું તો ગગોલા. આ રહી, આ રહી. આ હું તો ડાકણ. આ હું તો ડાકણ. હીહીહીહી...ને તમે તો દેવ! સૂર્યલોકના દેવ! વાલ્વા! વાલ્વા! ગગોલા, ગગોલા. હું તો ડાકણ. હું તો ડાકણ... હીહીહીહીહી...આવજો, સાહેબજી!..."

ચીસ કરીને ઝડપથી તે દોડી ગઈ. તેનાં પગલાંનો અવાજ સંભળાયો. લાકડી પણ ઠ્યુક ઠ્યુક ઠોકાતી સંભળાઇ. અમે સમજી ગયા કે ગગોલા ડાકણ અમને આ ગુફામાં છોડીને પોતે બહાર સટકી ગઈ. અમે તે પગથિયાં તરફ ઝપાટાભેર ચાલ્યા. ત્રણે જણાએ એક બીજાના હાથ પકડ્યા હતા. થોડુંક ચાલ્યા, વીસ પચીસ ડગલાં ગયા હોઇશું એટલામાં જ એક મોટો ધબાકો થયો. ધડડડડડ કરતો એક મોટો પથરો ઉંચેથી પડ્યો હોય તેવો એ અવાજ હતો.

પ્રતાપરાય અટક્યા. મારી છાતી બેસી ગઇ. બનુચાચા મૂઢ જેવા બની ગયા. આ શું થયું? કાંઇ સમજાયું નહિ. છતાં પેલી ડાકણ અમને આ ગુફામાં પૂરીને નાસી ગઇ હોય એવી ભીતિ અમને સર્વને લાગી. એ ભીતિ સાચી છે કે નહિ તેની તપાસ કરવાને અમારે તે પગથિયાં પાસે અને મુખદ્વાર પાસે જવું જોઇએ. અમે ત્રણે એ સમજ્યા. વાતચિત કરવાની જરૂર ન હતી.

ધીમે ધીમે અમે પેલા ધબાકાવાળી દિશામાં ચાલ્યા. હાથ તો એક બીજાના પકડેલાજ હતા. દિશા ધ્યાનમાં રાખીને આશરે-આશરેજ જવાનું હતું. છતાં સદ્‌ભાગ્યે અમે પાંચેક મિનિટમાંજ એ પગથિયાંની સીડી પાસે પહોંચ્યા. હાથનો ટેકો દઇને તેના ઉપર ચઢ્યા—એક, બે, ત્રણ, ચાર—પચાસ.

ઉપર ચઢી જોયું તો જે દ્વારમાં થઇને અમે આવ્યા હતા તેના મ્હોં ઉપર એક મોટો પથરો આવીને પડેલો હતો. તે દ્વારની અંદર

લગભગ બંધબેસતો જ ગોઠવાઇ ગયો હતો. બાજુમાં કે ઉપર નીચે ક્યાંયે હાથ પસાર થઇ શકે તેવડું બાકોરૂં રહ્યું ન હતું. તો પછી માણસ તો કયાંથી જ નીકળી શકે ?

"હવે ?" મારા મુખમાંથી ઉદ્દગાર નીકળી પડ્યો. વિશેષ બોલવા જેટલી હામ રહી ન હતી. પ્રતાપરાય કાંઇજ બોલ્યા નહિ. તેમને પોતાનું અંતર ડંખતું હોય એમ મને લાગ્યું. શા માટે મેં પ્રથમથી બંદોબસ્ત ન કર્યો ? શા માટે એ ડાકણને મેં છુટી મૂકી ?—એ જાતનો પશ્ચાતાપ તેમને થતો હોવો જોઇએ.

બનુચાચા તો હેબતાઇ ગયેલાજ લાગતા હતા. તેમના મનમાં શું થતું હશે તેનો ખ્યાલ હું આપી શકતો નથી.

"બેસો." પ્રતાપરાય બોલ્યા. અને પોતે જ્યાં ઉભા હતા ત્યાંજ બેસી ગયા. ને મને ફરી કહ્યું—"બહાદુરભાઇ, બેસી જાઓ."

ગમે તેવી આફતમાં પ્રતાપરાય અજબ જેવી ધીરજ રાખી શકતા હતા. તે બોલ્યા—"ગમે તેવી મુશીબતમાં ધીરજ રાખી નિરાંતે બેસી વિચાર કરવાથી ઉપાય સૂઝે છે."

હું તેમની જોડેજ બેસી ગયો. બનુચાચાને પણ મેં હાથ ખેંચી બેસાડી દીધા. અમારી સામે પચાસ પગથિયાં નીચે હીરાની ખાણ હતી. હીરાના નાના મોટા જોઇએ તેટલા ટુકડા પડ્યા હતા. પરંતુ અત્યારે તેમાંથી એક પણ ઉંચકવાનું મન થતું ન હતું. એ વેળા હીરા માણેક પ્રત્યે સંપૂર્ણ વિરક્તિ મનમાં આવી વસી હતી.



# પ્રકરણ ૫૬ મું.

## પૃથ્વીના પેટામાં

પ્રિય વાંચનાર, એ વેળા અમારા મનની કેવી સ્થિતિ થઇ હશે એની કલ્પના તો તું જાતે એવી દશામાં આવી પડ્યો હોય ત્યારેજ કરી શકે. અત્યાર સુધી અમારો માર્ગ આગળ ખુલ્લો હતો. જ્યારે જ્યારે સંકટ કે વિમાસણ ઉભી થતી ત્યારે ત્યારે પ્રતાપરાય એમનાં દોપીસ્તાં ખોલીને જોવા બેસી જતા. અને આશરે આશરે પણ કાંઇક ઉપાય, કાંઇક નવો માર્ગ ખોળી કાઢતા. પણ અહીં તો તેવું કશું થઇ શકે તેમ ન હતું. ચોપાસ કારમું અંધારૂં વ્યાપી રહેલું હતું. માણસને ખુદ પોતાની આંગળીઓ પણ ન સૂઝે, માણસની આંખમાં ઝગમગતી જીવન જ્યોત પણ જાણે હોલવાઇ ગઇ હોય તેમ લાગે, એવું આ સ્થાન હતું. એમાં પુસ્તકો વાંચી જોવાની કે નકશા ઉકેલવાની આશાજ ક્યાંથી હોય ?

આ દશામાં અમે વાતો કે ચર્ચા પણ શું કરી શકીએ ? જીવન જાણે શમી ગયું હોય, કાળના કારમા ધબકારા સંભળાઇ રહ્યા હોય તેમ અમને લાગતું હતું. મારી ને બનુચાચાની તો એ દશા હતી. પ્રતાપરાય કાંઇ બોલતા ન હતા. તેમનો શ્વાસોશ્વાસ માત્ર સંભળાતો હતો. તેઓ કોણ જાણે શુંયે વિચાર કરી રહ્યા હશે ! કદાચ અમને આવી રીતે મોતના જડબામાં ખેંચી લાવવા માટે તેમને પસ્તાવો થતો હોય; કદાચ પારસમણિના લોભમાં પડીને આવું સાહસ ખેડવા માટે તેમને પોતાને માટે ખેદ થતો હોય—હું કાંઇ સમજી શકતો ન હતો.

અચાનક પ્રતાપરાય બોલી ઉઠ્યા—"એક આશ્વાસન છે... એક...આશ્વાસન."

હું વિચાર કરવા લાગ્યો. પ્રતાપરાય બોલતા હતા કે બબડતા

હતા? મેં એમની સામે જોયું. પણ તેથી શું? અંધકારને લીધે કશું દેખી શકાય તેમ તો હતું જ નહિ. છતાં જોવાની ટેવને લીધે જોવાઇ ગયું. પ્રતાપરાય મારી તરફ જોતા હતા કે નહિ તે હું કહી શકતો નથી.

તે ફરી બોલ્યા—"આશ્વાસન તો છે...એક આશ્વાસન."

"શું?" મેં પૂછ્યું.

"પેલું—પેલું—ગુફાના બારણા આગળ પવનનો સુસવાટો આવતો હતો તે." પ્રતાપરાય બોલ્યાઃ—"મને ચોક્કસ લાગે છે કે આ ગુફાને કોઇક પણ ઠેકાણે બીજું બારણું—બાકોરું—હોવું જોઇએ."

ગમે તેવી ગંભીર સ્થિતિમાં પ્રતાપરાય ગભરાઇને ભાન ભૂલી જાય તેવા ન હતા. એમનામાં અજબ જેવી સહનશક્તિ અને સમયસૂચકતા હતી. અત્યાર સુધી મૂંગા બેઠેલા તે આ દુઃસ્થિતિમાંથી છૂટવાનો વિચાર કરવા માટેજ. એ મને તરતજ સમજાયું.

"પૃથ્વીના પેટામાંથી પવન નહિ વાય?" મેં અચંબરજ કંઇક વિચાર આવવાથી પૂછ્યું.

"ના, ના હા. વાય તો ખરો; પણ તે ઘણો ગરમ હોવો જોઇએ. પૃથ્વીના પેટામાં ઘણીજ ગરમી રહે છે તે તમે નથી જાણતા?"

હું કાંઇ બોલ્યો નહિ. મારી માનસિક દશા કાંઇ સુધરી ન હતી. પરંતુ સતત વ્યથામાંથી કાંઇક રાહત મેળવવા ખાતર મેં પ્રશ્ન પૂછ્યો હતો. અંતર તો જીવનની આશા બીલકુલ છોડી બેઠું હતું.

પાંચેક મિનિટ સુધી અમે શાંત બેસીજ રહ્યા. પછી પ્રતાપરાય બોલ્યા—"ઉઠો."

ને પોતે ધીમે રહીને ઉભા થયા. મારો હાથ પકડી મને ઉભો કર્યો ને બોલ્યા—"અહીં બેસી રહેવાથી કાંઇ વળવાનું નથી. God helps those who help themselves."

હું ઉઠ્યો. બનુચાચા પણ ઉઠ્યા. અમે ત્રણે સાચવી સાચવીને પગથિયાં ઉતર્યાં. અમે એક બીજાના હાથ પકડેલા હતા.

કોઇક પણ ઠેકાણે આ ગુફામાં બીજું બાકોરૂં હોવું જોઇએ—કોઇ પણ સ્થળે પવન દાખલ થાય તેવું બારણું કે દરવાજો હોવોજ જોઇએ—એવી માન્યતાથી આશાભેર અમે ચાલવા લાગ્યા. કઇ દિશામાં ચાલતા હતા તે અમને ખબર ન હતી. સાચું કહું તો દિશાનુંજ અમને ભાન ન હતું. કેટલું ચાલ્યા તેનું માપ પણ પગલાંની ગણત્રી સિવાય બીજી કોઈ રીતે કહી શકાય તેમ ન હતું.

ચાલ—ચાલ—ચાલ—એક બીજાનો હાથ પકડીને આમથી તેમ અને તેમથી આમ, કોણ જાણે કયાં સુધી અમે ચાલ્યા કર્યું. જમીન એવી ખરબચડી હતી અને કેટલીક જગાએ તો એવા ખાડા હતા કે તેમાં પગ પડીને મોચવાઇ જવાનો પૂરો સંભવ હતો. કોઈ કોઇ વાર ચીચા પથરા જેવા અણીવાળા ઢેફા પગના તળીઆમાં ખુંપી જતા હતા.

ધમમમ—ચાલતાં ચાલતાં બનુચાચાનું શરીર અને માથું અચાનક કોઇ ચીજ સાથે અથડાયું. અમે અટકીને ઉભા. તે ગુફાની એક પાસની દિવાલ હતી. પણ ઈંટ વડે ચણેલી ઘરની સપાટ દિવાલ જેવી તે દિવાલ ન હતી. કોદાળીએ ખોદતાં ખોદતાં બાકી રહેલી ખાડી ખરબચડી તે ભીંત હતી.

તેની સાથે અથડાવાથી બનુચાચાને વાગ્યું હતું. ઝાઝું તો નહિ. પણ ઘરડા શરીર પર થોડા આઘાતનીયે ઝાઝી અસર થાય. પળવાર તેમને તમ્મર આવ્યાં. ને ભોંય પર બેસી ગયા.

“આ બધું મારૂં પાપ છે.” પ્રતાપરાય બોલ્યા —“તમારા જેવા વૃદ્ધ માણસને હું કયાં અહીં અડબડીયાં ખાવા તેડી લાવ્યો!”

બનુચાચા કાંઇ બોલ્યા નહિ. પણ જરાક વારમાંજ શરીર સંકોરીને ઉભા થયા. બોલ્યા, “કંઇ નહિ. એમાં શું થયું? ચાલો.”

આફત વખતે તે હિંમત હારી જાય એવા ન હતા.

પુનઃ ધીમે ધીમે આગળ ચાલ્યા. હવે એ ભીંતને આધારે, તેને હાથ લગાડી લગાડીને ચાલવા લાગ્યા. તેમ કરતાં માલમ પડયું કે એ

ભીંત કાંઈ સીધી ન હતી. કોઈ ઠેકાણે આગળ પડતી ને કોઈ ઠેકાણે અંદર પડતી હતી. વળી કોઈ જગાએ તેમાં એટલો ઉંડો ખાડો આવતો કે બાર ફુટ માર્ગ કાપતાં અમને બાર મિનિટ લાગતી હતી. જેમણે કોલસાની ખાણો જોઈ હશે તેમને એ ભીંતની રચનાઓનો ખ્યાલ આવી શકશે.

× × ×

આગળ–આગળ–આગળ–ભીંતનો ટેકો લઈને અમે ચાલ્યા કર્યું. એક ઠેકાણે તો ભીંતમાંથી પાણીની ધાર ટપકતી હોય એમ લાગ્યું. તે જગા પર જમીન બહુજ ભીની થઈ ગઈ હતી. અમારા પગ કાદવમાં પડવા લાગ્યા. એ કાદવમાંયે કાંકરાં ખૂંચતા હતા. તે કાંકરા જ હતા કે હીરાના ટુકડા તે જોવાનું અમારી પાસે કશું સાધન ન હતું.

દૂપ કરતો કે મારો એક પગ ખાબોચિયામાં પડ્યો. ને હું ખૂંપી જવા લાગ્યો. જે પાણી ભીંતામાંથી ટપકતું હતું તે જમીન પર વહીને એ જગાએ ઊંડું ઉતરી જતું હતું. અહીંથી તે પથ્થરમાં થઈને કોઈક જગાએ નદીના મૂળ તરીકે બહાર પડતું હશે એમ અમે ધાર્યું. કારણ કે મારો પગ તે ખાડામાં ઘણો ઉંડો ઉતરી ગયો. સારે નસીબે મારો એક હાથ પ્રતાપરાયે ને બીજો બાનુચાચાએ ઝાલ્યો હતો. ખાડામાં પડતાં જ મેં બૂમ પાડી. એટલે તેમણે મને તરતજ બહાર ખેંચી કહાડ્યો.

પછી અમે સાવધાની રાખીને આગળ ચાલ્યા. પાએક કલાક આશરે આશરે ચાલ્યા એટલે દૂર કાંઈક શ્વેત આકાર હોય, કાંઈક અજવાળું હોય એવો આભાસ થયો. અમે ઉત્સાહમાં આવી ગયા. અહા! આવ્યું! ગુફાનું બીજું દ્વાર આવ્યું! અમે ઝપાટાબંધ તે તરફ ચાલવા લાગ્યા. ઉતાવળને લીધે મારા ને પ્રતાપરાયના પગમાં એક બે વાર ઠોકરો વાગી. પણ તેની અમે દરકાર કરી નહિ.



# પ્રકરણ ૫૭ મું.

## ૧૧ સળીએ

પણ જ્યારે અમે તે જગા પર પહોંચ્યા ત્યારે અમારી આશા ખોટી પડી. અમે કાંઇ છેક ઠગાયા ન હતા. એ શ્વેત આકાર તે પ્રકાશજ હતો. પરંતુ તે કયાંથી આવતો હતો? ભોંયરાના મથાળા પરની છતમાંથી. ત્યાં કાંઇ ગુફાનું દ્વાર ન હતું. પરંતુ છતમાં એક બારીક ફાટ પડી હતી. તેનો ગાળો વધારેમાં વધારે ચારેક ઇંચનો હશે. ઉપર ઝઝૂમી રહેલા આકાશનો એ ગાળામાં થઇને ઓળો પડતો હતો. અને જે સ્થાનમાં તે ઓળો પડતો હતો તે ઢાળ પડતું હોવાથી પ્રકાશ ફેલાઇને જાણે ચાદર પથરાયલી હોય તેમ દેખાતું હતું. તેને જોઇનેજ અમે લોભાયા હતા.

પરંતુ એ પ્રકાશ તે માત્ર ઉપરના આકાશનો ઓળોજ છે એવું જાણીને અમારી શી દશા થઇ હશે તેની કલ્પના વાંચક પોતેજ કરી લે. અમે એ પ્રકાશવાળી જગા પર હાથ ફેરવ્યો. આ સ્વપ્ન છે કે કેમ તેની ખાત્રી કરવાને મેં—પેલી વાર્તાઓમાં આવે છે તેમ—પગે ચૂંટી ખણી જોઇ. બનુચાચાએ ઉઠીને હાથ પગ ઉંચા નીચા કરી કસરત કરી. પ્રતાપરાય તે ફાટમાંથી ઉંચે આકાશ ભણી જોઇ કાંઇ બહાર નીકળવાનો ઉપાય સૂઝે તે માટે વિચાર કરવા લાગ્યા—ફાંફા મારવા લાગ્યા, એમ કહું તોયે ખોટું નથી. કારણ કે તે છત અમારા માથા પર ઓછામાં ઓછી સો ફુટ ઉંચે હશે. અંધકારને લીધે અંતરની ચોક્કસ માપણી તો થઇ શકે તેમ હતુંજ નહિ. આટલે ઉંચે કોઇ પણ જાતનાં સાધનની સહાય વગર કેવી રીતે ચઢી શકાય? અને કદાચ ચઢી શકાય તોયે ચાર ઇંચની ફાટમાંથી કેમ કરીને બહાર નીકળી શકાય?

થોડી વાર અવાચક જેવા બન્યા પછી અમે એક બીજાને કહ્યું—“પાછા ફરો.”

"પણ કઈ દિશામાં ? કઈ તરફ જઈશું ?"

કોઈએ જવાબ દીધો નહિ. પણ અમે મૂંગા મૂંગા એક બીજાનો હાથ પકડીને દિશા બદલી ચાલ્યા. થોડેક ગયા એટલે મારૂં શરીર એક ખડક સાથે ભચાક કરતું કે અથડાયું. મને સખત વાગ્યું. પરંતુ એ વાગેલા ભાગને પંપાળવાનો અવકાશ ન હતો. આ ભયાનક ગુફામાંથી બહાર નીકળવાનો કોઈ પણ માર્ગ શોધી કાઢવા માટે અમે જીવ પર આવી ગયા હતા. જેમ કોઈ ઘરમાં આગ લાગી હોય તે વેળા તે ઘરમાં છ મહિનાથી ખાટલો ભોગવતો કોઈ માંદો માણસ પણ એકદમ સતેજ થઈને જીવ બચાવવા માટે ઉશ્કેરાઈ-ઝનૂને ભરાઈ દોડવા મંડી જાય તેમ અમે અત્યારે ઝનૂને ભરાઈ ગયા હતા ને જોશભેર ચાલતા હતા. મને વાગ્યું એટલે પ્રતાપરાય બોલ્યા—"જરા સંભાળીને ચાલો, બહાદુરભાઈ."

મેં કહ્યું—"આવા ઘોર અંધારામાં ગમે તેટલી સંભાળ લીધેલી ઓછી છે. આપણી પાસે એકાદ લાકડી પણ નથી. કે તે આપણને ચાલવામાં મદદ કરે. બે ચાર દિવાસળીઓ હોત તોયે સારૂં થાત. પણ હું તો બીડી પીતો નથી. આવી વખતે બીડી પીતા હોઈએ તેની કિંમત થાય છે. પણ ડાકટર સાહેબ, તમારી પાસે છે કે નહિ ?"

"છેલ્લા પંદર દિવસ થયા મેં સિગાર મ્હોંડે માંડી નથી. ને દિવાસળી તો મારી પાસેથી ક્યારની ખલાસ થઈ ગઈ છે." પ્રતાપરાય બોલ્યા. તેને અટકાવીને બનુચાચા બોલ્યા—"બીડી તો મારી પાસે પણ નથી. પણ થોડી દિવાસળીઓ છે ખરી." એમ કહીને તેમણે પોતાના કબજાનું ખીસું ખખડાવી જોયું. દિવાસળીનો અવાજ થયો એટલે ફરી બોલ્યા—"હા. છે. છે ખરી."

"હેં ? તમારી પાસે દિવાસળી છે ? ત્યારે બોલતા કેમ નથી ? કાઢો કાઢો એકદમ." પ્રતાપરાય ઉતાવળા થઈ બોલ્યા.

મેં પણ કહ્યું—"બનુચાચા તમારી પાસે દિવાસળી હતી તો

આટલો બધો વખત અથડામણ પડી, ત્યાં સુધી મૂંગા કેમ થઈ રહ્યા? ચાલો, એકદમ કાઢો. ને સળગાવો."

પ્રતાપરાય બોલ્યા—"ના. ના. કાઢો ખરા. પણ સળગાવો નહિ. પહેલાં મને જોવા દો, કેટલી દિવાસળી છે તે. લાવો, મારી પાસે લાવો." એમ કહી તેમણે અનુચાચા તરફ હાથ લંબાવ્યો.

ચાચાએ તેમને દિવાસળીની પેટી આપી. પ્રતાપરાયે તે ખોલીને અંદરની સળીઓ સંભાળથી ગણી જોઈ. તે અગિયાર થઈ.

પ્રતાપરાય બોલ્યા—"અગિયાર દિવાસળી છે. આઠ વખત સળગશે, કારણ કે ત્રણેક તો ભેજને લીધે નિષ્ફળજ જશે."

"છતાં આપ હવે સળગાવો તો ખરા." અધીરા થઈને મેં કહ્યું.

"સળગાવું છું. પણ દરેક દિવાસળી વધારેમાં વધારે ૦૧ મિનિટ સળગશે. તેટલા વખતમાં આપણે આસપાસ બધે બારીક નજર નાંખીને જોઈ લેવું જોઈએ કે કઈ દિશામાં રસ્તો છે."

પ્રતાપરાયની સૂચના વાજબી હતી. દિવાસળી એટલે ક્ષણિક પ્રકાશ. એ પ્રકાશનો અમારે જેમ બને તેમ સફળ ઉપયોગ કરી લેવો જોઈએ. અમે ત્રણ જુદી જુદી દિશામાં નજર માંડીને ઉભા.

પ્રતાપરાયે પેટી પર દિવાસળી ઘસી. ખસક્ કરતો કે અવાજ થયો. પણ સળી સળગી નહિ. બીજી વાર ઘસી; પણ નિષ્ફળ!

મારા અંતરમાં નિરાશા પ્રગટવા લાગીઃ—"બધી દિવાસળી આવીજ હશે? કે ભેજને લીધે હવાઈ ગઈ હશે?"

પણ ખરેખર તે દિવાસળી હવાયલીજ નીકળી. ત્રીજે ઘસરકો પડતાંજ દિવાસળીનું માથું સળી પરથી ઉખડી પડ્યું.

પ્રતાપરાયે બીજી સળી કાઢી. કાઢતાં બોલ્યા—"જોયું? બહાદુરભાઈ, પહેલીજ દિવાસળી નિષ્ફળ ગઈ. અગિયારમાંથી એક તો ઓછી થઈ!"

"આપણું નસીબ." મેં કહ્યું—"હવે બીજી સળગાવો. જો આપણા નસીબમાં આ ગુફામાંજ દટાઈ મરવાનું લખ્યું હશે તો

મોટામાં મોટી ફ્રીટસન લાઇટ પણ આપણને માર્ગ બતાવી શકવાની નથી."

"તમે છેક નિરાશ થઇ ગયા લાગો છો. આટલા બધા નસીબવાદી કેમ થઇ ગયા ?"

મેં કાંઇ જવાબ આપ્યો નહિ. પ્રતાપરાયે બીજી સળી કાઢીને પેટી સાથે ઘસી. પહેલો ઘસરકો તો નિષ્ફળજ ગયો. પણ બીજે ઘસરકે તે સળગી ખરી. ભપ કરતો પ્રકાશ આપી ગુફામાં ફેલાયો.

પરંતુ તે પ્રકાશ કેવો ? આવડી મોટી કાળી ઘોર ગુફામાં એક નાનકડી મામુલી દિવાસળી તે કેટલું અજવાળું પાડી શકે ?

છતાં જે પ્રકાશ મળ્યો તેનો શ્રેષ્ઠ ઉપયોગ કરવા માટે અમે બધી દિશામાં આંખો તાણી તાણીને જોવા માંડયું. જે તરફ હું ઉભો હતો તે તરફ ખડકની ભીંત પાસેજ હતી. પચીસેક વારનું અંતર હશે. અનુચાચાની દિશામાં ભીંત ઘણે દૂર હતી. એ તરફ રસ્તો હોય એમ લાગ્યું.

"પણે કાંઇ છે. પણે કાંઇ છે." અનુચાચા ભીંત તરફ આંગળી કરીને બોલ્યા.

"શું છે ? કયાં છે ?" અમે ઉત્સુકતાથી સાથેજ પ્રશ્ન કર્યો.

"ઓલ્યું રીયું." અનુચાચા બોલ્યા-"કાંઇક ઠુંઠા સરખું દેખાય છે."

અમે તે તરફ જોવાને પ્રયાસ કર્યો. પણ એટલામાં જ દિવાસળી ગેપ થઇ ગઇ.

મેં કહ્યું—"ત્રીજી સળગાવો."

ત્રીજી દિવાસળી પણ બે ઘસરકા નિષ્ફળ ગયા પછી સળગી.

પાસે જઇને અમે તે ઠુંઠા પ્રત્યે જોવા-બારીકીથી નિહાળવા લાગ્યા. ખડકની ભીંતની એક ફાટમાં કાંઇક સાવરણીના ઠુંઠા જેવું હતું.

પણ તે કાંઇ સાવરણી હોય ? અહીં સાવરણી વળી કયાંથી આવે ? અમને કાંઇ સમજ પડી નહિ. એટલે ગમે તેમ અનુમાન કરવા લાગ્યા.

હાથ પહોંચે તેમ ન હતું. નહિ તો વળી તેને અડકીને—સ્પર્શ કરીને તપાસ કરતે. વધુ વિચાર કે અનુમાનો કરવાનો સમય મળે તે પહેલાં દિવાસળી હોલવાઈ ગઈ.

પણ પ્રતાપરાય તુરતજ બોલ્યા—"હાં, હાં. હું સમજ્યો એ તો મશાલ છે. મશાલ."

"મશાલ? અહીં વળી મશાલ ક્યાંથી?" મેં ઉત્સુકતાથી પૂછ્યું.

'આ જગાએ પહેલાં હીરાની ખાણ હતી. ને તેમાં કોઈ રાજાના માણસો ખોદકામ કરતા હતા. હજારો વરસ પરની એ વાત છે. ખોદકામ વખતે અંધકારમાં પ્રકાશ આપવા માટે તેઓ આ મશાલ સળગાવતા હશે, એમ હું ધારૂં છું."

"જો એમજ હોય તો આપણે શા માટે એ મશાલ ન સળગાવી શકીએ?" મેં સૂચવ્યું.

"એ વિચાર મને પણ આવ્યો હતો. પરંતુ હજારો વરસે આ મશાલના કુંડામાં તેલ કાંઈ બેસી રહ્યું હશે? સંભવિત નથી."

"છતાં આ વિચિત્ર સંજોગોવાળું સ્થાન છે. હજારો વરસ પરના મજુરો આ મશાલમાં દિવેલજ વાપરતા હતા કે બીજી કોઈ રીતે પ્રકાશ ઉપજાવતા હશે તે આપણે જાણતા નથી, છતાં એની ઉપર એકાદ દિવાસળી અજમાવી જોવામાં શું નુકસાન છે? જો સળગશે તો આપણને આ મોતની ગુફામાંથી બહાર નીકળવામાં મદદ સમાન થઈ પડશે. નહિ સળગશે તો માત્ર એક દિવાસળી બગડશે."

"અગિયારમાંથી ત્રણ તો ખપી ગઈ. હવે આઠ રહી છે. જેમ જેમ એકેક દિવાસળી ખપતી જાય છે તેમ તેમ આપણા જીવનનો આઠમો આઠમો ભાગ ખલાસ થતો જાય છે......"

ગમે તેમ; પણ મશાલ સળગે તો અમને જે સહાય થઈ પડે તે બહુજ લોભાવનારૂં હોવાથી અમે એ મશાલનું કુંડું સળગાવવાનોજ નિશ્ચય કર્યો. પરંતુ મશાલ ભીંતમાં ઉંચે ખોસેલી હતી

તેથી પળવાર વિમાસણમાં પડ્યા. આખરે મારે બનુચાચાને ઊમર પકડીને ઊંચા કરવા અને તેમણે વધુમાં વધુ બે દિવાસળી ફોડીને મશાલને સળગાવી જોવી—એમ નક્કી થયું.

તે પ્રમાણે ભીંતની પાસે જઇને મેં બનુચાચાને પકડી ઊંચા કર્યા. તેમનું શરીર ઘરડાપાને લીધે ક્ષીણ થયેલું હતું. એટલે તેમને ઊંચકતાં મને કાંઇ ઝાઝો શ્રમ ન પડ્યો. પ્રતાપરાયે દિવાસળીની પેટી બનુચાચાના હાથમાં આપી. તેમણે એક દિવાસળી ફોડીને મશાલની તળે ધરી.

આખી સળી બળી રહી. પરંતુ મશાલ સળગી નહિ. હજારો વરસ પર વપરાયલી મશાલમાં આજે તેલનો છાંટો પણ ક્યાંથી હોય? છતાં પેલી કહેવત છે તેમ આશા અમર રહે છે.—તેવી આશા રાખી બનુચાચાએ બીજી સળી ફોડી, મશાલ તળે ધરી, ને કહેવાની જરૂર નથી કે તે પણ નિષ્ફળ જ ગઇ.



## પ્રકરણ ૫૮ મું.

### ચળકતું કંઇક

આ પ્રમાણે છએક સળી અમે ગુમાવી બેઠા. હવે માત્ર પાંચ સળીની સહાયથી અમારે અમારો માર્ગ ખોળી કાઢવાનો હતો. મેં બનુચાચાને ખભા પરથી નીચે ઉતાર્યા અને જે દિશામાં લાંબી વાટ

હોવા જેવું લાગ્યું હતું તે તરફ અંધકારમાં હાથ ફંફોળતા ફંફોસતા ચાલવા માંડયું. નાના કીડાની જેમ અમે ત્રણે જણ એક બીજાની આંગળી પકડીને ચાલતા હતા.

આ વેળા હું એક બાજુ પર હતો. બનુચાચા વચ્ચે ચાલતા હતા. મારો ફંફોળતો હાથ એક વાર પાસેની ભીંતને અડકયો, તેથી હું અફળાતો બચી ગયો. એ તરફ માર્ગ બંધ છે એમ સમજી અમે જરા દિશા બદલી ચાલવા માંડયું. સંભાળીને ડગલાં મૂકતા અમે માર્ગ કાપતા હતા. એટલામાં કાંઇક કૌતુક જોયું.

ખડકનો એક ભાગ જે અમારાથી વીસ બાવીસેક વાર દૂર હશે તેની બાજુમાં કેટલોક ભાગ અંધારામાં ઝબક ઝબક થતો માલૂમ પડયો. એના તરફ આશ્ચર્ય પામતા અમે બે જણા—હું અને બનુચાચા એકી સાથે બોલી ઉઠ્યા—

"આ! આ! પેલું શું છે? કાંઇક ચળકે છે."

પ્રતાપરાય બોલ્યા—"હા. કાંઇક ચળકે છે. મારું પણ ધ્યાન એ તરફ ખેંચાયું છે. ચાલો, આપણે પાસે જઇએ."

અમે તેની પાસે ગયા. ખડક નજીક જઇ ઉભા; ત્યાં કાંઇક ઝબક ઝબક થતું સ્પષ્ટ દેખાયું. એ શું હતું તે કાંઇ સમજાયું નહિ.

લગભગ બે ફુટ જેટલો ખડકનો ભાગ ઝાંખો પ્રકાશ આપી રહ્યો હતો. મને વિચાર આવ્યો કે દિવાસળી સળગાવીને એ શું છે તેની તપાસ કરવી જોઇએ. મારા કહેવાથી પ્રતાપરાયે દિવાસળી સળગાવી. તો—

આશ્ચર્ય! આશ્ચર્ય! દિવાસળી સળગતાં જ એ ઝાંખો પ્રકાશ કોણ જાણે કયાં અલોપ થઇ ગયો. ને તે જગાએ ખાસ જુદું પડી આવે એવું કશું જ ન હતું. માત્ર ખડક જેવો ખડક હતો. પત્થર સરખો પત્થર જ!

અમને બહુ જ નવાઇ લાગી. ત્યારે શું એ માત્ર ભ્રમ હશે? ખડકની બાજુમાં ઝાંખો ચળકતો પ્રકાશ અમે ત્રણેએ જોયો હતો.

એક ઠગાય, બે ઠગાય, પણ ત્રણે જણા ઠગાય એ બહુ સંભવિત નહતું.

એ શું હતું તેનો વિચાર કરવા માટે અમને ઝાઝો સમય મળે તે પહેલાં દિવાસળી હોલવાઇ ગઇ, અને આખી ગુફામાં અંધારૂં ઘોર થઇ રહ્યું. પણ તે ખડકની બાજુમાં તો પાછો ઝાંખો પ્રકાશ ઝબક ઝબક થવા લાગ્યો.

"મને લાગે છે કે હું હાથ લગાડીને પરીક્ષા કરી જોઉં. શું ચળકે છે તે જોવું જોઇએ." પ્રતાપરાય બોલ્યા. અને તપાસ કરવા માટે હાથ લંબાવવા માંડ્યો.

પણ મેં તરતજ તેમનો હાથ પકડી લીધો અને ખાલ્યો—"હાં! એ શું કરો છો? એવું સાહસ હાલ કરવાની જરૂર નથી. કદાચ કોઇ પ્રકારનો તેજાબી પદાર્થ અહીં સમાયલો હોય, કદાચ કોઇ પ્રકારની વિજળિક શક્તિ આમાંથી ઉત્પન્ન થતી હોય—એ જોવા, તપાસવાનો આ વખત નથી. અત્યારે તો આ ગુફામાંથી જીવતા બહાર નીકળવાનો માર્ગ શોધી કાઢવો એ આપણું પહેલું કર્તવ્ય છે..."

"ખરી વાત છે." બનુચાચા બોલ્યા—"એ ગમે તે પદાર્થ હોય, ગમે તે ઝબક ઝબક થતું હોય તે જાણીને પણ આપણાથી આ ગુફામાંથી બહાર ન નીકળાય તો જાણ્યાનું સાર્થક શું?"

અમારા બંનેના પ્રયત્નથી પ્રતાપરાય તે ઝબકતા પદાર્થને હાથ લગાડતા અટક્યા. તેમ કરતાં એમનું મન બહુ કચવાયું. કોઇ ઠેકાણે નવી જાણવા કે જોવાની વસ્તુ હોય તે સંબંધમાં નવું જ્ઞાન મેળવવાની એમની જીજ્ઞાસા ખરેખર આશ્ચર્યજનક હતી. એવો પ્રસંગ છોડીને, એવી તક જતી કરીને એમનાથી ચાલ્યા જઇ શકાયજ નહિ. છતાં અમારા આગ્રહને વશ થઇ એમણે એ સ્થાન છોડ્યું. અમે ગુફાનો માર્ગ ખોળતા આગળ ચાલ્યા.

વાંચનાર! એ વેળા અમને ખ્યાલ ન હતો, અમને જરાયે ભાન ન હતું કે અમે કેવી દુર્લભ તક છોડીને ચાલ્યા જતા હતા! અમને

સ્વપ્નેય ખ્યાલ ન હતો કે જો અમે ત્યાંથી ચાલ્યા ગયા ન હોત તો કેવડી મહાન શોધ અમે જગત સમક્ષ રજૂ કરી શક્યા હોત!

પણ અમે એ સ્થાન છોડીને જતા હતા તે વખતે અમને જરા પણ ખ્યાલ ન હતો કે જો અમને ગમે તે જોખમે પણ એ ઝબકતા પ્રકાશનાં કાર્ય, કારણ, રચનાની તપાસ કરવાની બુદ્ધિ સૂઝી હોત તો એક મહાન ગૌરવભરી શોધ અમે જગત સમક્ષ રજૂ કરી શકયા હોત! પરંતુ એ અમારા નસીબમાં નહિ. બાકી થોડા મહિના પછીજ અમે છાપાંઓમાં વાંચ્યું કે રેડીયમ નામની એક ધાતુ નીકળી છે તે અંધકારમાં ચળકે છે અને પ્રકાશમાં કાળી પડી જાય છે. એ મોતની ગુફામાં અમે જે ઝબકારો જોયો તે રેડીયમ ધાતુનોજ કેમ ન હોય? પણ જ્યારે અમે રેડીયમ વિશે વાંચ્યું ત્યારે અમારાથી એ ગુફામાં બીજી વાર જવાય— અરે, જવાની હિંમત પણ થાય તેમ ન હતું. અસ્તુ.

વળી પાછી અમે અમારી મરણતોલ મુસાફરી શરૂ કરી. 'અંધે લૂલેકી જોડી દે દાતાર' ની પેઠે એક બીજાનો હાથ ઝાલી આગળ ચલાવ્યું. ઉંચા ટેકરા, નીચા ખાડા ઓળંગતા અમે સંભાળપૂર્વક ચાલતા હતા. છતાં કોઇ કોઇ વાર પગમાં એવી તો ઠોકર વાગી જતી હતી કે તમ્મરજ આવે. પરંતુ અમે ત્રણે જણુ એક બીજાને સંભાળી લેતા હતા.

પાંચેક મિનિટે અમે બીજું એક પ્રકાશનું ધાબું જોયું. પણ આ વેળા અમે પહેલાના જેટલા લોભાયા નહિ. ધીમે ધીમે પાસે ગયા. પાસે જઇ જોયું તો પડોશના ખડકમાં એક ફાટ માલમ પડી. ફાટની પહોળાઇ આશરે પાંચ ઇંચ હશે. એમાં થઇને આવતું અજવાળું અમને જીવનદાન દેતું હોય એટલું પ્રિય લાગ્યું. એ ફાટ જો થોડીકજ વધારે પહોળી હોત તો અમારામાંનું એકાદ જણુ દુઃખે પાપે, છોલાતે શરીરે પણ તેમાંથી બહાર નીકળી શક્યું હોત. પરંતુ આટલી સાંકડી ફાટમાં થઇને

પસાર થવાની આશા રાખી શકાય તેમ ન હતું. એટલે પેલી અંગ્રેજી કહેવત પ્રમાણે 'ગ્રેપ્સ આર સાવર' એમ કહીને અમે આગળ ચાલતા થયા.

---

## પ્રકરણ ૫૯ મું.

### જીવન મરણની જેલમાં

આ પ્રમાણે રખડતાં અમને કેટલા કલાક થયા હશે તે હું કહી શકતો નથી. મને લાગે છે—ને હું તો માત્ર પેલી ફાટમાંથી દેખાયલા પ્રકાશ ઉપરથી અનુમાન કરી કહું છું કે એ વેળા સાંજના પાંચેક વાગ્યા હશે. આજે બપોરના અમને કાંઇ ખાવા મળ્યું ન હતું. ને આખો દિવસ ચાલી ચાલીને થાકી ગયા હતા. પેટમાં ખોરાક પડ્યો ન હોય ને અથડાતા કૂટાતા ચાલ્યા કરવું પડે તે વખતે કેવી દશા થાય તેની કલ્પના વાંચકેજ કરી લેવી.

કોલસા વગરનું એન્જીન કેવી રીતે ચાલે ?

આથી અમારાં એન્જીનો બપોર પછી ઠંડા પડવા લાગ્યાં હતાં. એટલે અમે સંતલસ કરીને હવે એક ઠેકાણે બેસી જવાનો મનસુબો કર્યો. કોઇ સારૂં સ્થાન આવે એટલે બેસી જવાને તૈયાર થયા. અને સારે નસીબે એવું સ્થાન આવતાં ઝાઝી વાર લાગી નહિ.

એક નાના ચોતરા જેવો ખડક શોધીને અમે બેઠા. શાંત

રીતે બેઠા. કારણ કે બોલવાનું અમને કશું સુઝતું ન હતું. શું બોલવું ? આવી ભયાનક દશામાં માણસની વાચા પણ હણાઈ જાય. મોતના ભણકારા પળેપળ સંભળાયાજ કરતા હતા. ચોમેર દાવાનળ સળગ્યો હોય અને કોઇ પણ ક્ષણે તે આપણો કોળીઓ કરી લે એવા સંજોગોમાં અમે ડુબી ગયા હતા.

અહીં બેઠા પછી એક બે મિનિટમાં મેં મારી પાછળ કાંઇક ઘો ઘો અવાજ થતો સાંભળ્યો. પાછું ફરીને જોયું તો બનુચાચા ઉંઘી ગયા હતા, ને નસ્કોરાં બોલાવતા હતા.

મેં પ્રતાપરાયને ઉદ્દેશીને કહ્યું –

"આ બહુ સારો ઉપાય છે. ખાવાનું ન હોય તો ઉંઘી જવું. He who sleeps, sups."

"ખરી વાત છે." તેમણે કૃત્રિમ હાસ્ય મ્હોં પર લાવવાનો પ્રયત્ન કરીને કહ્યું, "આપણે પણ એજ ઉપાયનો આધાર લેવો પડશે."

"જે થાય તે ખરું."

એમ બોલીને મેં ઉંઘ લાવવા માટે આંખ બંધ કરી. મારાં શરીરનાં ગાત્રો ઢીલાં કરી નાંખ્યાં. (જો કે અથડામણને લીધે તે ઢીલાં થઇ ગયાં તો હતાંજ.) પ્રતાપરાયે પણ તેમ કરીને નિદ્રાદેવીનું આરાધન કરવાને પ્રયાસ કરવા માંડ્યો. અને સારે નસીબે થોડીજ મિનિટમાં અમારો પ્રયાસ સફળ થયો.

ઉંઘ આવવા માંડી એટલે મેં બનુચાચાના શરીર પર માથું મૂકયું, એમનો તકીયો બનાવ્યો અને પ્રતાપરાયે મારા શરીર પર માથું મૂકીને મને તકીયો બનાવ્યો. એમ કરવાથી અમારા ત્રણેનાં શરીરની ગરમી સચવાય તેમ હતું. આ શીતળ પહાડની ગુફામાં પત્થરનીજ પથારી કરીને સૂતાં સૂતાં શરીરની ગરમી સાચવવાની ખાસ જરૂર હતી. તેમ છતાંયે કદાચ રાત આખી દરમ્યાન અમારાં શરીર ઠંડાગાર થઇ જવાનો પૂરો સંભવ હતો. આથીજ અમે ત્રણે એક બીજાના શરીરને તકીયો બનાવીને સુતા

રફ. અનુચાચાનું માથું પ્રતાપરાયે સંભાળથી પોતાની છાતી પર લઇ લીધું. થોડીજ વારમાં અમે ત્રણે નિદ્રાધીન થઇ ગયા.

\+ + + +

એ દશામાં અમે કેટલો સમય પડી રહ્યા હોઇશું તે હું કહી શકતો નથી. કેટલાક સમય પછી મારી છાતી પરથી મોટો ભાર ઉંચકાઇ ગયો હોય એમ મને ઉંઘમાં લાગ્યું. તે વેળા પ્રતાપરાય જાગ્રત થઇને બેઠા થયા હોવા જોઇએ. તે વેળા મેં છુટકારાનો એક ઉંડો શ્વાસ લીધો હતો. ને તે પછી થોડીજ વારમાં મારે કાને અવાજ આવ્યો:-

"બહાદુરભાઇ, બહાદુરભાઇ, જાગ્રત થઇ જાઓ. બેઠા થાઓ. અહીં કાંઇ સળવળ સળવળ થાય છે."

કાંઇક સળવળ કરતું હોવાની વાત સાંભળતાંજ હું ચોંકી ઉઠ્યો. બેઠો થયો. સળવળ થાય છે એ સાંભળીને મને પહેલોજ ખ્યાલ કોઇ ભયાનક અજગરનો આવ્યો. અમે ભયાનક જગામાં તો હતા જ. આ જગામાંથી જીવતા ભાગ્યેજ છુટાશે એવી મોટે ભાગે ખાત્રી તો હતીજ. છતાં અજગર કે સાપના દંશથી મરવા જેટલી તૈયારી અમારામાં ન હતી. મેં તરતજ અનુચાચાને ઢંઢોળીને ઉઠાડયા. અને અમે ત્રણે જે સ્થાન પર સૂતા હતા ત્યાંથી દૂર ખસી જઇને ઉભા. જે દિશામાં સળવળ થતું હોવાનું લાગ્યું હતું તે તરફ ધ્યાનપૂર્વક જોવા લાગ્યા. પરંતુ અમને કશું દેખાયું નહિ. માત્ર એક આંખ જેવું કાંઇક ચળકયા કરતું હતું. ને તે આમથી તેમ જતું હોય એમ લાગ્યું. ગમે તેવા અંધકારમાં જીવતા પ્રાણીની આંખ તો ચળકયા વગર રહેતી નથી. એ પ્રાણીની જીવનજ્યોત આંખમાં ઝળકી રહી હતી. તે પરથી તે અમારાથી કેટલે દૂર હશે તેની કલ્પના અમે કરી શકતા હતા.

એ કયું પ્રાણી હશે તે જોવા માટે દિવાસળી સળગાવવાની સૂચના અનુચાચાએ કરી. પણ "એવી રીતે દિવાસળી જગાડવાની

ફરશી જરૂર નથી. એ પ્રાણી ગમે તે હોય. છતાં તેને જોવાથી આપણને કાંઇ લાભ નથી; કે તેથી આપણે આ ગુફામાંથી બહાર નીકળવાનો માર્ગ શોધી શકવાના નથી" એમ કહી પ્રતાપરાયે તેમ કરવા ના પાડી.

જોતજોતામાં તે પ્રાણી સળવળ સળવળ કરતું એક પત્થરની પાછળ ભરાઇને અદશ્ય થઇ ગયું અને અમે તે સ્થાન છોડી આગળ ચાલ્યા. અમે ગુફામાં હતા; અને એવી ગુફામાં હતા કે બહારની દુનિયામાં શું થાય છે; બહાર દિવસ છે કે રાત છે તે અમારાથી જાણી શકાય તેમ ન હતું. પરંતુ ઠંડી કડકડતી હતી. કોઇક વાર પવનનો સૂસવાટો એવો તો જોસભેર લાગી જતો કે શરીરના રૂંવાડા ઉભા થઇ જતા હતા. છતાં તે સૂસવાટો ક્યાંથી આવ્યો, ગુફામાં એ પવન કયાં થઇને ભરાયો તે અમારાથી જોઇ કે સમજી શકાતું ન હતું. તે પરથી અમે ધાર્યું કે હજુ જગતમાં રાત્રિનુંજ સામ્રાજ્ય પ્રવર્તે છે. સૂર્યનો ઉદય થયો નથી.

ગમે તેમ હોય–જગતમાં રાત્રિ હોય કે દિવસ હોય; પરંતુ અમે તો કેદમાં પૂરાયલા હતા. જીવન મરણની જેલમાં દટાયલા હતા. ને તેમાંથી નીકળી છૂટા થવું એજ અમારો મુખ્ય હેતુ હતો.

એટલે ગુફામાં કોઇ બીજું મુખદ્વાર હોય તેની શોધ કરવા માટે અમે આગળ ચાલ્યા.



# પ્રકરણ ૬૦ મું

## પારસમણિ

ચાલ–ચાલ–ચાલ—

એક બીજાના હાથ પકડીને અમે કોણ જાણે કયાં સુધી ચાલ્યાજ કર્યું. કેટલા કલાક ચાલ્યા તે પણ હું કહી શકતો નથી. અમારી પાસે ઘડીઆળ ન હતી. તેમ આસપાસમાં કોઇ ઉંચું ટાવર પણ ન હતું જેના ટકોરા સાંભળીને અમે સમયના કકડા પાડી ગણી શકીએ. સાચું પૂછો તો કેટલીક વાર તો મારા બે સાથીના હાથમાં ખેંચાતો હું ઉંઘતો ઉંઘતો ચાલતો હતો. અતિશય શ્રમને લીધે ઉત્સાહભેર ચાલવા જેટલી મારામાં ગતિ રહી ન હતી. કેટલીક વાર મારા શરીરનો ભાર મારા સાથીના ખભા પર પડતો. મારા પગ કામ કર્યા કરતા. પરંતુ હું બેભાન સ્થિતિમાં હતો, એમ મને અત્યારે લાગે છે.

થોડીકવારે પ્રતાપરાય પણ થાકયા. બનુચાચા તો તેમની પહેલાંજ થાકેલા હતા. એટલે ફરીવાર અમે કોઇ ઠેકાણે આરામ લેવાનો વિચાર કર્યો. સદ્‌ભાગ્યે થોડીજ વારમાં એક સારૂં સ્થાન મળી આવ્યું. ત્યાં ભોંય એક સરખી સાફ કરેલી હતી. અમે હાથ ફંફાળીને જોયું તો લગભગ પંદર ફુટના ઘેરાવા જેટલી જગા તે હશે. ને તેની વચમાં બરાબર મધ્યબિંદુ પાસે શંકુના આકારનો એક પત્થર ગોઠવેલો હતો.

પ્રતાપરાય તે પત્થર જોઇને હસ્યા. આનંદમાં આવી બોલ્યા -

" બહાદુરભાઇ, હવે મને આશા પડે છે ખરી. "

" શાની ?"

" આ ગુફામાં પારસમણિ છે. આ ગુફામાં પારસ દ્રવ્ય હોવું જ જોઇએ. "

" શા પરથી આપ એમ કહો છો ? "

"મારા નકશા પરથી. મારા નકશામાં આવા એક સ્થાનનું ચિન્હ છે. અત્યાર સુધી હું સમજી શકતો ન હતો કે એ શાનું નિશાન હશે. હવે મને સમજ પડી. આ શંકુની આકૃતિ જોતાં મારી ખાત્રી થઇ છે. અહીંથી ઉત્તરમાં ત્રીશ ડગલાં પર પારસ દ્રવ્યનો જથ્થો હોવો જોઇએ એવી સમજ છે......"

"પણ ઉત્તર દિશા કઇ તે કેમ પારખવું ?"

"એ તો આશરે આશરેજ જોવાનું છે. નહિ સમજ પડે તો બધી દિશા અજમાવી જોઇશું."

એમ કહી પ્રતાપરાય તે શંકુ આકૃતિ આગળથી એક બાજુએ ચાલીને ત્રીશ ડગલાં ગણવા લાગ્યા. એક, બે, ત્રણ, ચાર... તેર, ચૌદ, પંદર...બચાક

ઉત્સાહમાં ને ઉત્સાહમાં ડગલાં ભરવા ને ગણવા જતાં પંદરમે ડગલેજ પ્રતાપરાયનું શરીર ભીંત સાથે જોરથી અથડાયું. અવાજ પરથી તેમનું નાક ચગદાયું હશે એમ પણ મને લાગ્યું. ઓ રે ! એવો ઉદ્‌ગાર તેમના મ્હોંમાંથી નીકળી ગયો ને બે ડગલાં પાછા હઠી ગયા.

"શું થયું ?" અનુચાર્યાએ પૂછ્યું.

"બહુ વાગ્યું કે ?" મેં પૂછ્યું.

"કાંઇ નહિ. કાંઇ નહિ." નાકે હાથ પંપાળતા પ્રતાપરાય બોલ્યા અને અમે ઉભા હતા ત્યાં પાછા આવ્યા. તેમને વાગ્યું હતું ખરૂં; પણ તેથી કાંઇ તેમનો ઉત્સાહ ઓછો થયો ન હતો.

"મેં ખોટી દિશા માપી. એ ઉત્તર દિશા ન હોય. હવે બીજી દિશા માપી જોઇશું. તમે મદદ નહિ કરો ?"

"શા માટે નહિ ?" મેં જવાબ દીધો—"કહો, હું કઇ દિશા પકડું ?"

તેમણે મને એક દિશા બતાવી, અને અનુચાર્યાને પણ એક દિશા બતાવી. અને કહ્યું કે—"અહિંથી ત્રીસ ડગલાં ગણીને ઉભા રહેજો.

અને શું અનુભવ થાય છે તે મને કહેજો. પરંતુ જોજો, મારી પેઠે બહુ ઉત્સાહમાં આવીને ચાલતા રહે. નહિ તો તમે ખડક સાથે ભટકાઇ પડશો."

મેં કહ્યું—"એ માટે આપને ભલામણ કરવાની જરૂર નથી. પારસમણિને માટે આપના જેટલો ઉત્સાહ અમારામાં રહ્યો નથી."

પ્રતાપરાયે ગોઠવી આપ્યા પ્રમાણે તે તે દિશામાં મ્હોં રાખી અમે ઉભા અને અંધારામાં ધીમે ધીમે હાથ લંબાવી ફંફોળતા ફંફોળતા સંભાળપૂર્વક ડગલાં ભરતા ને ગણતા ગણતા અમે ચાલવા લાગ્યા.

અમે ચાલતા હતા ને પ્રતાપરાય ડગલાં ગણતા હતા—એક, બે, ત્રણ, ચાર...વીસ...એકવીસ...

એકવીસમે પગલે મારૂં એન્જીન અટકી પડયું. મેં હાથ લંબાવેલો હતો તેને ખડકરૂપી ભીંત અડકી. એટલે હું ઉભો રહ્યો.

મેં પ્રતાપરાયને કહ્યું—"હવે મારી દિશામાં આગળ વધાય તેમ નથી. આગળ રસ્તો નથી."

પ્રતાપરાય બોલ્યા—"ત્યારે એ ઉત્તર દિશા ન હોય. તમે પાછા ફરીને મૂળ જગાએ આવીને ઉભા રહો."

મેં તેમ કરવા માંડયું. એમના નંબરો આગળ બોલાયા—"બાવીસ, ત્રેવીસ, ચોવીસ..."

જ્યારે પચીસ નંબર પૂરા થયા ત્યારે બનુચાચા બોલ્યા—"હવે મારાથી આગળ ચલાય તેમ નથી. અહીં તો કંઇક ઝટકા વાગતા હોય તેવું લાગે છે. કોઇ ચટકા ભરતું લાગે છે."

"સંભાળીને આગળ ચાલો." પ્રતાપરાયે જવાબ દીધો.

"ના રે બાપા. મારાથી હવે આગળ જવાય તેમ નથી. હું તો પાછો ફરૂં છું."

એમ બોલીને તે પાછા ફર્યા. પ્રતાપરાય પોતાની દિશામાં આગળ ચાલ્યાઃ થોડાંક ડગલાં ચાલીને તેઓ ભોંય પર બેસી

ગયા અને જમીનમાં કાંઇ હોય તેની તપાસ કરવા લાગ્યા.

પાંચેક મિનિટ તેમણે તેમ કર્યું. પછી બોલ્યા—"અહીં તો કાંઇ પત્તો લાગતો નથી."

એમનો એ અવાજ પચાસેક ડગલાં દૂરથી આવ્યો હોય એમ લાગ્યું. અંધકારમાં કશું દેખાતું તો હતુંજ નહિ. માત્ર અનુમાનથી એક બીજાનાં સ્થાન કલ્પી શકતા હતા. અમે મરણના પડઘા સાંભળી રહ્યા હતા. તે વખતે આ જાણે છેવટની રમત રમી રહ્યા હતા.

અંતે પ્રતાપરાય પણ નિરાશ થઇને પાછા આવ્યા. અમે ત્રણે વચલા શંકુ આકાર પાસે ભેગા થયા અને ફરી એક બીજાના હાથ ઝાલ્યા. જેમ આગળ અફળાતા કૂટાતા ચાલ્યા હતા તેમ પાછું ચાલવા માંડયું.

દશ પંદર મિનિટ ચાલ્યા એટલે પ્રતાપરાય ઉભા રહ્યા અને ધીમે સાદે, કંઇક શંકાશીલ રીતે કંઇક બ્હીતાં બ્હીતાં બોલ્યા—"મને લાગે છે કે અનુચાચાવાળી દિશામાં હું જાતે જઇ આવું. એ દિશામાં કાંઇક હોય એવો મને વહેમ છે."

"હવે ડાકટર સાહેબ, વહેમનાં ભૂત ને ડાકણ તમે મગજમાંથી કાઢી નાંખો. આ મોતની ખીણમાં તો પડયા છીએ. તેમાંથી ઉગરવાનો કોઇ આરો પહેલાં શોધી કાઢો. પછી આપનાં વહેમ ને શંકાની શોધ કરજો." અનુચાચા આકળા થઇ બોલી ઉઠયા.

મેં પણ કહ્યું—"હવે પાછા ફરીને તે દિશાનો પત્તો મેળવવો મુશ્કેલ થઇ પડશે. બધી દિશા અજમાવ્યા વગર અનુચાચાવાળી દિશા મળવાની નથી. માટે હાલ એ પ્રયાસ કરવાનો વિચાર માંડી વાળો."

મહા મહેનતે સમજાવ્યા ત્યારેજ પ્રતાપરાયે પાછા ફરવાનો વિચાર પડતો મૂકયો. અમે આગળ ચાલ ચાલ કર્યું. વળી એક વાર બેસી ગયા. અડધો કલાક આરામ લઇ પાછા ઉઠયા. વળી ચાલ્યા. એ વખત સુધીમાં બહારની દુનિયામાં પરોઢીયું થઇ ગયું હોય

એમ લાગ્યું. હવે પક્ષીઓનો કલબલાટ કંઇક અંશે સંભળાવા લાગ્યો હતો. કોઇ કોઇ વાર ગુફામાં કોઇ સ્થળે ફાટ આવી જતી. ત્યાંથી બહારના જગતનું ઝાંખું અજવાળું ગુફામાં પ્રવેશ કરી આવતું હતું. એટલા ભાગમાં અમે પળવાર ઉભા રહેતા. અને કાંઇક ફાટમાંથી નીકળી નાસવાનો અથવા ફાટને તોડીને પહોળી કરવાનો ઉપાય જડે તે માટે મગજના ઘોડાની લગામ છોડી મૂકતા. પરંતુ કાંઇ ઉપાય હાથ લાગતો નહિ. કારણ કે ફાટવાળી જગાએ ઉપર કેટલા ફુટ ખડક આવી રહ્યો હશે તેની અમે કલ્પનાયે કરી શકતા ન હતા. એ ચાર ફુટ હોય તોયે તેને ખોદી કાઢવાનું અમારી પાસે કશું સાધન ન હતું.

## પ્રકરણ ૬૧ મું.

### કુતરાની ટોપી

એમ ને એમ ઘણો સમય નીકળી ગયો. ચોવીસ કલાકના અમને કડાકા થયા હતા ને ચોવીસ કરતાં વધારે કલાકની અથડામણના અમે ભોગ થઇ પડયા હતા એટલે હવે શરીર રૂપી એંજીનમાં બીજા કોલસા પડયા વગર ટાંટીઆ કામ કરવાને ના પાડતા હતા. પરંતુ એ કોલસા લાવવા ક્યાંથી ? અમારી પાસે કશું ખાવાનું તો હતું જ નહિ. પેલી ડાકણ મગોલાએ સિંહદ્વારમાં પ્રવેશ કરતાં પહેલાં જ થોડો ઘણો નાસ્તો કરી લેવાનું યાદ દેવાડ્યું હતું. પરંતુ તે વખતે તો અમે દોઢ

ડાહ્યા થઇને માનમાં જ તણાઈ ગયા. એટલે અત્યારે પેટ રોટલા જેવું ચપ્પટ થઇ ગયું હતું.

છતાં અમારે સારે નસીબે આ ભયાનક ગુફામાં અમને થોડા વધુ કલાક જીવતા રાખે એવું ખાવાનું મળી આવ્યું. એ ખાવાનું શું હશે? તમે શું ધારો છો?

એ હતી કૂતરાંની ટોપી! ચોમાસામાં ભીંતો પર અને છાપરાંનાં નળિયાં ઉપર ઉગતી કૂતરાંની ટોપી તમે જોઇ છે? કદિ ખાધી છે ખરી? કોઇ દહાડો ન ચાખેલી અને જેને માટે ખરેખર સૂગ હતી એ વિચિત્ર કૂતરાંની ટોપી ખાઇને અમે કેમ ચલાવ્યું હશે તેની તો વાંચકો કલ્પના જ કરી લેશે. જ્યાં અમે બેઠા હતા તેની પાસેજ ભેજવાળી જગામાં થોકબંધ કૂતરાંની ટોપીઓ ઉગેલી હતી તે અમે તોડી તોડીને ખવાય એટલી ખાધી.

કૂતરાંની ટોપીએ આપેલાં જીવનતત્વને સાચવીને કેટલોક વખત સુધી અમે બેસી જ રહ્યા. ગાય ભેંસની પેઠે ખાધેલું ધાન મ્હોંમાં લાવી જાણે વાગોળતા હોઇએ તેવી દશામાં અમે બેઠા હતા. વાતચિત કરવાનું અમને મન થતું ન હતું. છતાં આ રાક્ષસી ગુફાની ભવ્યતા ઉપર અમને ચાવાર-નવાર થોડાં વાકયોની આપલે કર્યા વગર ચાલતું ન હતું. આ ગુફા કોણે બનાવી હશે? મનુષ્યકૃતિ કે કુદરત કૃતિથી એ સરજાઇ હશે? એની વિશાળતા મનુષ્ય કલ્પનામાંયે ન આવે એવડી હતી. જે દિવસે આ ગુફામાં હજારો માણસ ખોદકામ કરતા હશે અને હીરા શોધી કાઢવાને પ્રયત્ન કરતા હશે ત્યારે એ ગુફાનું વાતાવરણ કેવું જીવંત હશે! આજે કબ્રસ્તાન કરતાંયે વધુ ભયંકર લાગતી ગુફાનો હજારોવરસ પર શો ઉપયોગ થયો હશે? એમાં કામ કરતા માણસો ઉપર કોણ દેખરેખ રાખતું હશે? વગેરે અમારી ચર્ચાના વિષયો થઇ પડતા હતા. બનુચાચા તો ફરી ફરીને એમજ કહેતા કે આ ગુફામાં પહેલાં કોઇ નગર વસેલું હોવું જોઇએ. તે વગર આવી ગુફા કોઇ બનાવે જ નહિ. હું જ્યારે નાનો હતો ત્યારે વહેંતીઆ માણસોની વાત સાંભળી હતી. જમીન

ખોદતાં વહેંત સરખા માણસો નીકળ્યાની અને જમીનને તળીએ પાતાળમાં ઠીંગુસજી સરખા માણસો વસતા હોવાની વાતો સાંભળી હતી. આ ગુફામાં હજારો વરસ પર તેવી કોઇ પ્રજા વસતી હોય એવી પણ કલ્પના અમારા મગજમાં કોઇ કોઇ વાર ઉદ્ભવતી હતી.

વળી અમુક સમય આરામ લઇને અમે ઉઠયા અને ચાલવા માંડયુ. આ ઘોર અંધારામાં દિશાનું ભાન તો અમે સદંતર ભૂલી ગયા હતા. એટલે કદાચ જે દિશામાંથી અમે આવ્યા તેજ દિશામાં પાછા વિહરતા હોઇએ એવું બનવાનોયે કાંઇક સંભવ હતો. અમે તે રીતે બહાર નીકળવાનો માર્ગ શોધી કાઢવો એ જ અમારૂં ધ્યેય હતું.

પા કલાક ચાલ્યા એટલે એક પક્ષી પાંખો ફફડાવતું આમથી તેમ ઉડી ગયું હોય એમ લાગ્યું. તે જોઇ પ્રતાપરાય બોલ્યા—"મને લાગે છે કે હવે આપણો છૂટકારો દૂર નથી. હવે મનુષ્ય વસ્તી આપણાથી બહુ દૂર નહિ હોય."

મેં કહ્યું—"ડાકટર સાહેબ, પ્રભુ કરે ને તમારૂં અનુમાન સાચું પડે. પરંતુ આ ઉડી ગયેલું પક્ષી માત્ર જંગલવાસી પક્ષીજ હોય એમ કેમ ન બને?"

પ્રતાપરાયે જવાબ દીધો—"બહાદુરભાઇ, તમે જાણો છો કે પક્ષીઓની ભાષા વિશે હું કેટલુંક સમજું છું. અમુક પ્રદેશના પક્ષીઓ અમુક જાતનાજ ઉચ્ચાર કરે એવો કુદરતનો નિયમ છે. પક્ષીની ભાષા જાણનારા તે બધું સમજી શકે છે. ઉડતાં ઉડતાં આ પક્ષીએ જે ઉચ્ચાર કર્યો તે પરથી હું કહી શકું છું કે એ પક્ષી ગમે ત્યાં પણ મનુષ્ય વસ્તીની વચમાં રોજ ઉડનારૂં હોવું જોઇએ."

મેં કાંઇ જવાબ દીધો નહિ. પ્રતાપરાયનાં અનુમાનો વિશે હું હવે કાંઇ મત બાંધી શકતો નહોતો. મેં તો ઘણો વિચાર કર્યો. પરંતુ એ કયું પક્ષી હશે તે સમજાયું નહિ. અમે થોડી વાર એ પક્ષી ઉડયું તે

દિશામાં ચાલ્યા.

" તે કોઇક દ્વારમાંથી ગમે તેમ બહાર નીકળી ગયું હોવું જોઇએ." બનુચાચા બોલ્યા.

"પ્રભુ કરે ને તે દ્વાર આપણું શરીર બહાર નીકળી શકે એવડી મોટી હોય..." મેં અપેક્ષા બતાવી.

એવી અપેક્ષા અત્યારે અમારા ત્રણેના હૃદયમાં સળગી રહી હતી. કેટલાક કહે છે કે તીવ્ર ઇચ્છા કરવાથી વસ્તુ આવી મળે છે. **યાદૃશી ભાવના યસ્ય સિદ્ધિર્ભવતિ તાદૃશી**—એમ કહે છે એ સૂત્ર જો સાચું હોય તો અમારી અંતરેચ્છાની તીવ્રતાને પરિણામે અમને આ ગુફામાંથી બહાર નીકળવાનો માર્ગ ક્યારનો સુઝી ગયો હોત. પરંતુ હજુ સુધી તો તેવું કશું થયું ન હતું. ને અમે અથડાતા કૂટાતા ચાલ્યાજ કરતા હતા.

એવી રીતે કેટલોક સમય ચાલ્યા એટલે એક બીજું પક્ષી પાંખ ફફડાવતું ઉડયું. એને અમે ધ્યાનપૂર્વક જોઇ શકયા. તે એક મોટી જંગલી સમડી હતી. તેણે આ ગુફામાં માળો બાંધ્યો હતો. અમે વાતો કરતા હતા તેના અવાજથી ચમકીને તે પોતાના માળામાંથી ઉડી નાઠી.

અમે તેના માર્ગની પુંઠ પકડી. ગુફાના આ ભાગમાં અમને કોઇક સ્થળેથી આવતો ઝાંખો પ્રકાશ સહાય આપતો હતો. એટલે તે સમડી કઇ દિશામાં ઉડી ગઇ તે અમે જોઇ શકયા. અને તે માર્ગે ચાલતાં અમે એક બાકોરા પાસે આવી પહોંચ્યા. એ બાકોરૂં જોઇને અમને ઘણો આનંદ થયો. તેની પહોળાઇ લગભગ દોઢ વેંત હતી. અને લંબાઇ ચાર પાંચ ફુટ હશે.

આવડું મોટું બાકોરૂં અત્યાર સુધીમાં કોઇ જગાએ અમને સાપડયું ન હતું. છતાં એમાંથી બહાર નીકળી શકાશે કે નહિ તે સંબંધી અમારી ખાત્રી ન હતી. ગમે તેમ

થાય તોયે આ જગા પરથીજ અમારે બહાર નીકળવું જોઇએ. એ સિવાય બીજું કોઇ બાકોરૂં આથી મોટા કદનું હવે અમને સાંપડે એવી આશા ન હતી. એટલે ગમે તેમ થાય, શરીર છોલાય કે કદાચ શરીરનો એકાદ ભાગ કાપી નાંખવો પડે તોયે આજ બાકોરામાંથી અમારે બહાર નીકળવું એવો અમે નિશ્ચય કરી નાંખ્યો. અમે ખરેખર જીવ પર આવી ગયા હતા.

અમે તે બાકોરાની નજીક ગયા તો તેમાંથી બહારની દુનિયાનો ઘણો ભાગ દેખાવા લાગ્યો. બાકોરાની ઉંડાઇ આશરે પાંચ છ ફુટ હશે. અંદરની બંને બાજુઓ ખરબચડી અને અણીયાળા પત્થરવાળી હતી. બાકોરામાંથી બહાર મોટા વિસ્તારવાળો પ્રદેશ દેખાતો હતો. તેમાં કંઇક જંગલો, ઝાડી અને એક નદીનો વાંકોચૂકો પ્રવાહ પણ દેખાતો હતો. નદીની પેલી મેર નાની ડુંગરીઓ દેખાતી હતી. એ દૃશ્ય ઉપરથી અમે અનુમાન કરી શક્યા કે અમે જ્યાં ઉભા હતા તે સ્થાનની ઉંચાઇ જંગલની સપાટી ઉપર એક હજાર ફુટ કરતાંયે વધારે હશે.

બાકોરામાંથી જેટલો પ્રદેશ દેખાતો હતો તેનું ક્ષેત્રફળ દશેક ચોરસ માઇલ હશે. તે આખા વિસ્તારમાં કોઇ સ્થળે એક પણ બેપગું માણસ કે એક નાનકડું ઝુંપડું યે દૃષ્ટિગોચર થતું ન હતું. તો પછી ગામડું કે શહેર હોવાની તો આશાજ ક્યાંથી રખાય ? જે નદી દેખાતી હતી તે મોટી ને પહોળી લાગતી હતી. પરંતુ તેમાં એક વહાણુ કે નાવડું સરખું યે તરતું માલુમ પડતું ન હતું.

છતાંએ અમારે એજ સ્થાનમાં ઉતરીને અમારા કેદખાનામાંથી મુક્ત થવાનું હતું. અમે હજાર ફુટની કે દોઢ હજાર ફુટની ઉંચાઇ પર હોઇએ અથવા તો સામેનો પ્રદેશ બીલકુલ વસ્તીહીન હોય તોયે અમારે એજ દોઢ બીલ્લસના બાકોરામાંથી બહાર નીકળીને કોઇ જીવતા માણસનું ઝુંપડું શોધી કાઢવાનું હતું. બીજું કોઇ મોટું

બાકોરું શોધવાના હોંસકોશ અમારામાં રહ્યા ન હતા.

હવે માર્ગ મળ્યો હતો એટલે તેમાં થઈને પહેલાં કોણે બહાર નીકળવું તેનો અમે વિચાર કરવા લાગ્યા. સૌથી પાતળા શરીરવાળો માણસ પ્રથમ બહાર નીકળે એવું અમે નક્કી કર્યું. તેણે બહાર નીકળીને આસપાસ નજર કરી એકાદ જમીન ખોદવાનું સાધન મેળવવું. સામેના વિશાળ પ્રદેશ પર એકે ઝુંપડું દેખાતું ન હતું. પરંતુ સંભવ છે કે આ પહાડ પર જ કોઈ જંગલી માણસનું એકાદ ઝુંપડું મળી જાય. અને સંભવ છે કે તેની પાસે નરાજ કે કોદાળી જેવું કાંઈક સાધન હોય. એવું હોય અને અમારા સદ્‌ભાગ્યે તે સાધન આપવાની તે કૃપા કરે તો અમારામાંથી પહેલાં નીકળનારે બાકોરું આસપાસથી ખોદીને મોટું કરી આપવું અને બીજા બે જણાને નીકળવાનો માર્ગ સરળ કરી આપવો એવું અમે નક્કી કર્યું.

અમારામાંથી સૌથી પાતળા બનુચાચા હતા. તેનાથી બીજે નંબરે હું અને પછી પ્રતાપરાયનો નંબર આવતો હતો. અમે બનુચાચાને પહેલાં બહાર નીકળવા કહ્યું. તેમણે આસ્તે રહીને પોતાનું માથું બાકોરામાં ઘાલ્યું. પણ ખભા સુધી આવતાંજ તે ભીચડાવા લાગ્યા. મેં કહ્યું—

“ચાચા, એમ નહિ નીકળાય. તમે સૂઈ જઈને પડખે થાઓ અને પછી સાપની માફક શરીર ઘસડતા ઘસડતા ચાલો.”

તેમણે તરત જ મારી સૂચનાનો અમલ કર્યો. જમણે પડખે સૂઈ ગયા. બંને હાથ માથાની ઉપર લંબાવ્યા, અને બાકોરાની બાજુ પર ટેકવી ટેકવીને શરીરને અંદર ખેંચવા માડ્યું.

ઘસડ–ઘસડ-ઘસડ–

કમ્મર સુધીનો ભાગ અંદર ચાલ્યો ગયો. હવે માત્ર ટાંટીઆ બહાર હતા. જે બાકોરામાંથી પેટનો ઘેરાવો પસાર થાય તેમાંથી ટાંટીઆ નીકળવા એ કાંઈ મુશ્કેલ નથી. પણ અહીં તો બાકો-

રાના અધવચ ભાગમાં ઘણીજ સંકડાશ આવતી હતી. અને તેમાંયે બરાબર વચલા ભાગમાં એક અણીદાર પથરો ખડકની બહાર નીકળી આવેલો હતો. બનુચાચા આગળ વધ્યા કે તરતજ તે પથરો એમના પેટ પર આવીને ભોંકાવા લાગ્યો.

"ઓ બાપ રે !" પત્થરની અણી પેટમાં ભોંકાતાંજ બનુચાચા બૂમ પાડી ઉઠ્યા.

પ્રતાપરાયે કહ્યું—"ચાચા, ધીરજ રાખો, ગભરાશો નહિ. તમે જરા શ્વાસ ઉંચો ચઢાવો; એટલે પેટમાં ખાડો પડશે. એમ કરીને હળવે રહીને પેટનો ભાગ બહાર કાઢી લ્યો."

મેં પણ કહ્યું—" ચાચા, આ છેલ્લી તપશ્ચર્યા છે. હવે ગભરાશો નહિ. આટલી મુશ્કેલી સહન કરીને પાર ઉતરશો એટલે મોતના જડબામાંથી છૂટયા એમ નક્કી જાણજો."

પ્રતાપરાય બોલ્યા—" એકજ મુશ્કેલી છે. બાંકોરાનો આગલો ભાગ સારો પહોળો છે. "

બનુચાચાએ દમ ઘુંટવા માંડયો. બાપ જન્મારે પ્રાણાયામ કરેલા નહિ કે પ્રાણાયામ કેવા થાય તેની ખબરે નહિ; એટલે શ્વાસ ઉંચો ચઢાવતાં શાનું આવડે ? છતાં જેમ તેમ પ્રયત્ન કરવા લાગ્યા. ઘણેક પ્રયાસ કર્યા એટલે દમ સજ્જડ ઘુંટાયો. પેટમાં ખાડો પડયો. તેમણે શરીરને અંદર ખેંચ્યું. પેલા પત્થરની અણી બરાબર પેટી ઉપર ડુંટી પાસે આવી પહોંચી. તેજ વખતે જાણે કનકવાની કમાન છટકે તેમ બનુચાચાએ ઘેરેલો શ્વાસ એકદમ છટકી ગયો, ને પેટ પાછું ફુલી આવ્યું. પત્થરાની અણી ડુંટી પર ભોંકાઈ ને તરતજ ચાચા રડી ઉઠ્યા.—

" ઓ બાપ રે, ઓ ખુદા ! મરી ગયો રેએએએ. "

મેં કહ્યું—" ગભરાઓ નહિ. ફરી દમ ઘૂંટો. "

પણ મારા શબ્દો તેમણે ભાગ્યેજ સાંભળ્યા હશે. તેઓ તો 'ઓ બાપ રે ! ઓ ખુદા !' એવી બૂમો માર્યાજ કરતા હતા અને વચમાં

વચમાં શ્વાસ ઘૂંટવાનો પ્રયાસ કરતા હતા. જેમ જેમ તેઓ પ્રયત્ન કરતા હતા તેમ તેમ પેલો પત્થર તેમના પેટમાં વધારે ને વધારે દબાતો જતો હતો. શ્વાસ ઘૂંટતાં ઘૂંટતાં પણ ચાચા થાકી ગયા. મેં પ્રતાપરાયને કહ્યું–" આ તો બુઢ્ઢો ફસાઇ પડયો લાગે છે. એ જો બાકોરામાંજ ભરાઇ બેસશે, તો આપણા બહાર નીકળવાનો માર્ગ પણ જતો રહેશે. આપણે એને આમાંથી બહાર કાઢવા માટે કાંઇક કરવું જોઇએ. આ પાર કે પેલે પાર. એને કાઢયા વગર છૂટકો નથી. નહિ તો આપણે વગર મોતે મરી જઇશું."

પ્રતાપરાય કહે—" તમે એવું એવું ન બોલો. મને તો ખાત્રી છે કે આપણો મુક્તિનો માર્ગ આ સાંપડેલોજ છે. હવે કોઇ જાતનો ભય રાખવાની જરૂર નથી."

" પણ આ ચાચાજ એ મુક્તિના માર્ગમાં ફસાઇ પડ્યા છે, તો આપણે બે એના કરતાં જાડા, તે—એમાંથી કેવી રીતે પસાર થઇ શકાશું ?" મેં પૂછ્યું.

" તે બાબતમાં તમારે ગભરાવાની જરૂર નથી. એનો ઉપાય હું કરીશ."

એમ કહી તેમણે બનુચાચાના ટાંટીઆ પકડ્યા અને તેમને બાકોરાની અંદર ધક્કો મારવા માંડ્યો. બનુચાચા વધારે કળ ખાવા ને બરાડા પાડવા લાગ્યા. એટલે તેમણે કહ્યું–"ચાચા, તમે અગાઉની પેઠે ફરી એકજ વાર ઉંડો દમ ઘૂંટો. હવે માત્ર પેટનો થોડોજ ભાગ દબાયલો છે. તમે બૂમ પાડવી બંધ કરશો તો જ તમારાથી દમ ઘૂંટાશે." ચાચાએ બૂમ પાડવી બંધ કરી અને મહા પ્રયત્ને સ્વસ્થ થઇને શ્વાસને ઉંચો ચઢાવ્યો. તેમનું પેટ દબાયું. આ વેળા તેમાં ઠીક ઉંડો ખાડો પડ્યો.

પ્રતાપરાયે મને ઇશારત કરી. અને બોલ્યા વગર ચાચાના શરીરને એક આંચકા સાથે ધક્કો મારવાનું કહ્યું. મેં અને પ્રતાપરાયે એકી

સાથે હડસેલો મારતાંજ ચાચાના શરીરનો છૂટકારો થયો. તેમનું શરીર દબાણમાંથી છુટું થઇ, બાકોરાંની અંદર સરળતાથી પ્રવાસ કરવા લાગ્યું. હવે તેઓ બે હાથે બેઉ બાજુને ટેકો દઇ શરીરને બહારના ભાગ તરફ ખેંચવા લાગ્યા. અને હાઆઆશ! જોતજોતામાં તેમનું આખું શરીર એ ભયાનક ગુફાના પંજામાંથી સદંતર મુક્ત થઇ ગયું. તેઓ બહાર નીકળી ગયા.

"ફાવ્યો છ! ફાવ્યો છ! ડાકટર સાહેબ, હું આખો અણીશુદ્ધ બહાર આવી ગયો છું. ઓ ખુદા! ઓ ખુદા!" એમ બોલીને તેઓ નાચ કરવા લાગ્યા. તે નાચ અમે જોઇ શકતા નહોતા પણ તેમની આનંદની કીકીયારી ઉપરથી અમે કલ્પી શકતા હતા.

"ચાચા, તમે બહાર નીકળ્યા તે તો સારી વાત છે. પણ હવે અમારૂં કાંઇ કરો." મેં અંદરથી કહ્યું.

"હં હં હં. હવે તમારૂંયે કરૂં છું." તેમણે બાકોરામાં બહારથી ડોકીયું કરીને જવાબ આપ્યો. અને પછી તરતજ ત્યાં આગળથી ચાલ્યા ગયા. તેમના પગલાંનો આછો અવાજ અમને સંભળાયો. જરાક વાર સંભળાઇને તે શાંત થઇ ગયો. અમે ધાર્યું કે બાકોરૂં મોટું કરવાનું સાધન લેવા તે ગયા હશે.

તેમને ગયાને પાંચ મિનિટ થઇ, દશ મિનિટ થઇ, બાર મિનિટ થઇ. એટલે અમે અંદરથી બૂમ પાડીઃ—"બનુચાચા, શું કરો છો?" પણ કાંઇ જવાબજ ન મળે. પંદરેક મિનિટ થઇ. પ્રતાપરાયે જોરથી ગ્રાંટા પાડી બૂમ પાડી. પણ જવાબજ નહિ. એટલે અમને વહેમ પડવા માંડ્યો. પોતે બહાર નીકળ્યા એટલે એમને બીજાની શી પરવા? અદૃશ્ય તો નહિ થઇ ગયા હોય!



# પ્રકરણ ૬૨ મું.

## જંગલનાં જખમ

બનુચાચાને ગયાને પાંચ મિનિટ થઇ, સાત મિનિટ થઇ અને ધીમે ધીમે દશ મિનિટ થઇ. એટલે તો અમારા પેટમાં ફાળ પડવા લાગી. ધાસ્તી પેઠી કે રખેને એ ડોસો પોતાનું કામ થયું એટલે બીજાની પરવા કરવી છોડીને પોલ થઇ જાય. આ દુનિયા સ્વાર્થની છે. કહેવત છે કે ગરજ સરી ને વૈદ વેરી ! આવા ભયાનક કારાગારમાં આટલો લાંબો સમય ગોંધાઇ રહ્યા પછી અચાનક છૂટકારો થાય તે માણુસ પાછું વળીને જૂએજ શાનો ?

ને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ અમારી ધાસ્તી વધતીજ ગઇ. બનુચાચા તો જાણે ગયા તે ગયાજ ! અમને ચિંતા થવા લાગી. પંદર મિનિટ થઇ એટલે તો અમે બૂમ પાડવા માંડી—"ચાચા ! બનુચાચા ! "

પણ અમારો સાદ નિષ્ફળ ગયો. બહારથી કાંઇજ જવાબ આવ્યો નહિ. બાકોરાની પાસે પચાસેક કદમ સુધીમાં બનુચાચા ઉભા હોય તો તો એને અમારો અવાજ અવશ્ય સંભળાવો જોઇએ. એટલે મોટેથી અમે બૂમ પાડી હતી. પરંતુ કદાચ બાકોરાની અસાધારણ ઉંડાઇને લીધે અવાજ પૂરતા પ્રમાણુમાં બહાર જવાજ ન પામતો હોય એવો વિચાર આવ્યો. એટલે ફરીથી ખૂબ તાણીને ઘાંટો પાડી મેં બૂમ પાડી—"ચાચા, ઓ ચાચા !"

પણુ જવાબ ન મળ્યો.

ત્રીજી વાર બૂમ પાડતાં કાંઇક આઘેથી ધબકારા સંભળાયા. અમે ધાર્યું કે આવ્યા ચાચા દોડતા કે ?

અમે અત્યંત ધ્યાનપૂર્વક કાન માંડીને સાંભળી રહ્યા. પણુ એ પગલાં જેવો અવાજ તો ધીમે ધીમે વધતો જવાને બદલે શાંત થઇ

ગયો. એટલે પ્રતાપરાય બોલ્યા—"આપણે છેતરાયા. એ તો કોઇ પક્ષીની પાંખોનો ફફડાટ હોવો જોઇએ."

પળવાર પછી અમે ફરી બૂમ પાડી. આ વેળા અમે બંને જણાએ સાથે મળીને ઘાંટા પાડ્યા. પણ નિરર્થક. ગુફાની બહારથી કાંઇજ ઉત્તર કે અવાજ સરખો આવ્યો નહિ. મારી ધીરજ ખૂટવા લાગી. બનુચાચાને માટે મેં ફાવે તેમ બોલવા માંડ્યું. એ સ્વાર્થી ડોસાએ અમારો વિશ્વાસઘાત કર્યો! તેથી પ્રતાપરાય પણ ઉકળી જઇને તેને ડપકારવા લાગ્યા.

પણ એ રીતે ગેરહાજર માણસને ગાળ દેવાથી શું વળે?

અમારો અવાજ, અમારા મહેણાં સાંભળવાને અમારા સિવાય બીજું કોઇ નહોતું અને હવે હાથ જોડીને બેસવાથી પણ કાંઇ વળે તેમ ન હતું. એટલે બનુચાચાની પેઠે અમારે પણ એવડા એજ બાકોરામાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કરવો રહ્યો. બનુચાચા કરતાં હું વધારે જાડો હતો. એટલે એમના કરતાં મારું શરીર કંઇક વધારેજ છોલાય તેમ હતું. પણ કાંઇ ફીકર નહિ.

એ રીતે નિશ્ચય કરીને બહાર નીકળવા માટે મેં બાકોરામાં માથું ઘાલ્યું. વિશેષ અંદર જાઉં છું ત્યાં તો મોટા પથરા જેવું કાંઇક આવીને મારા માથા સાથે અથડાયું. હું ચમક્યો માથું પાછું ખેંચી લઇને જોઉં છું તો એક મોટું જમરૂખ ગુફાની અંદર ગબડી આવ્યું હતું અને બહારના ભાગમાં બનુચાચા હસતે મુખડે ઉભા હતા. તે બોલી ઉઠ્યાઃ "લ્યો લ્યો, નાસ્તો કરો નાસ્તો. પહેલાં ખાઇપીને તાજા થાઓ. પછી બહાર નીકળવાની તૈયારી કરજો."

ખરેખર, અમને ભૂખ પણ કકડીને લાગી હતી. બે દિવસના અપવાસથી શરીર લુલું થયું હતું. પ્રતાપરાયની પણ તેજ દશા હતી. એટલે વધારે આગ્રહ કે વિવેક કરાવવા થોભ્યા વગર અમે નાસ્તો કરવાને માટે તૈયારી કરી દીધી. જમરૂખ હાથમાં લઇને જોયું તો જાણે

એક નાનો સરખો ફુટબોલજ હોયને? ખરેખર, આવડું મોટું જમરૂખ મેં મારી જીંદગીમાં કદિ જોયું ન હતું. એક બચકું ભર્યું તો જાણે મીઠી સાકર! આ પહાડી જંગલમાં આવું સુંદર જમરૂખ ઉગતું હશે એવો ખ્યાલ પણ કોઇને ન આવે. બનુચાચાએ કહ્યું કે—"અહિં પડોશમાંજ એક જમરૂખનું ઝાડ છે, ત્યાંથી આ તોડી લાવ્યો છું. લ્યો લ્યો બીજાં..." એમ કહી તેમણે બીજાં ચાર પાંચ જમરૂખ ગુફામાં ગબડાવ્યાં.

મેં ને પ્રતાપરાયે એ જમરુખ મોજથી ખાધાં. બે જણા મળી અમે માંડમાંડ ચાર જમરૂખ ખાઇ શક્યાં. એ ઉપરથીજ તે જમરૂખ કેવડાં મોટાં હશે તેનો ખ્યાલ આવી શકશે. અમે ખાતા હતા તે વેળા બનુચાચા એક લાકડાના ડંગોરા વતી પેલા બાકોરાની આસપાસનો ભાગ તોડી તેને મોટું કરતા હતા. તેમણે થોડી વારમાં બાકોરૂં તોડીને મોટું બનાવી મૂક્યું અને અમે નિર્વિઘ્ને તે ભયાનક મરણાગાર સરખી ગુફામાંથી બહાર આવ્યા.

વાંચનાર! એ રીતે લાગલગાટ ઉડતાળીસ કલાક સુધી ઘોર અંધકારમાં ગોંધાઇ રહ્યા પછી, ને જીવનની બધીએ આશાનો ત્યાગ થઇ ગયા પછી આ રીતે અમે પાછા બહારની દુનિયામાં આવ્યા, તે વેળા અમારા અંતરમાં જે આનંદની ઉર્મિ ઉછળી હતી તેનું શું વર્ણન કરૂં? પૃથ્વીના પેટામાં જીવતાં દટાઇ ગયા પછી અચાનક કોઇ મહાત્માની કૃપાથી બાહ્ય સૃષ્ટિમાં પાછો સંચાર થાય એ વેળાનો આનંદ કોઇ પણ ભાષાના શબ્દોથી વર્ણવી શકાય તેમ નથી. નિઃસંશય એની તો કલ્પના પણ કોઇ વિરલાજ કરી શકે. અસ્તુ!

બહાર નીકળીને અમે આસપાસ નજર કરી તો માલુમ પડ્યું કે અમે સાવ નિર્જન જગામાં ઉભા હતા. આસપાસ પાંચ સાત માઇલ સુધીમાં એક પણ ઝુંપડું, એક પણ માણસ હોય એવું નજરે પડ્યું નહિ. માત્ર પેલી દૂર વહેતી નદીના એક ભાગ પર કાંઇક કાળાં

ધ્રામાં જેવું માલમ પડતું હતું. એ કદાચ ઝૂંપડાં હોય, ત્યાં કદાચ મનુષ્ય વસ્તી હોય એમ અમને લાગ્યું. બાકી બધે ગાઢું જંગલ, ઝાડી અને ઘાસ. બસ, એ સિવાય કશુંજ દેખાતું ન હતું. કોઇ ઠેકાણે ગાડાંની ધરડ કે માણસની પગથી પણ નજરે પડતી ન હતી કે જેને અનુસરીને અમે કોઇ સારે ઠેકાણે પહોંચી શકીએ.

છતાં અમારાથી હવે આ સ્થળે તો થોભાય એમ હતુંજ નહિ. પેલી નદી પર પહોંચતાં અમને ઝુંપડું મળે કે ન મળે, કોઇ માણસ મળે કે ન મળે, તોયે અમારે ત્યાં જઇનેજ કાંઇક ઉપાય કરવો રહ્યો. એવું નક્કી કરીને અમે તે દિશામાં આશરે ઉતરવા માંડયું. તેમ કરતાં પહેલાં પ્રતાપરાયે ત્યાં ઉભા રહીને પેલાં બાકોરાં તરફ અને એ ગુફા તરફ બારીક નજર નાંખી. ગજવામાંથી પેન્સીલ અને પોટકામાંથી કાગળ કાઢીને તે કાંઇક નોંધ કરવા લાગ્યા. તે જોઈ મેં પૂછયું–"કેમ, વળી એ શું કરવા માંડયું ?"

તે કહે—"હું આ ગુફાનો નકશો બનાવું છું."

"કેમ ?"

"કોઇ વાર કામ લાગે."

"તે શું ફરીવાર આ તરફ આવવાનો તમારો વિચાર છે કે ?"

"અલબત્ત," પ્રતાપરાયે જવાબ દીધો–"જો મને ચોક્કસ વખતનાં નાણાં તથા માણસની સહાય મળી જશે તો હું ફરીવાર અહીં આવીને પારસમણિનો પત્તો મેળવીશ. પત્તો નહિ મળે તોયે પ્રયાસ તો કરીશજ. કારણ કે હજુ મારા મનમાં નવ્વાણું ટકા શ્રદ્ધા છે."

મેં હસીને કહ્યું—"તમારી શ્રદ્ધા અજબ જેવી છે. હું તો બાઇશાબ, બીજી વાર આ ગુફામાં આવવાનો વિચાર સરખોયે નહિ કરૂં."

"શું એટલા બધા તમે એનાથી બ્હી ગયા છો ? બહુ નવાઇની

બાત ! નામ તો બહાદુરસિંહ ધરાવો છો ! ”

એમના છેલ્લા વાક્યથી મને સખત મ્હેણું લાગ્યું. પરંતુ એ કબ્રસ્તાન સમી ગુફાથી હું એટલો બધો કંટાળી ગયો હતો કે પ્રતાપરાયને આથી વિશેષ હિંમતપૂર્વક જવાબ આપવાની મને ઉત્કંઠાજ થઇ નહિ. મેં માત્ર નીચું જોયું અને પ્રતાપરાય પોતાના કાગળમાં એ ગુફાના બાકોરાંનો આકાર, તેની લંબાઇ પહોળાઇ, તેની આસપાસ ઉગેલાં ઝાડો, ચોતરફ પડેલી પત્થરની મોટી મોટી શિલાઓ વગેરેની નોંધ કરી લેવા લાગ્યા. એ કામ તેમણે પૂરૂં કર્યા પછી અમે તે પહાડ પરથી નીચે ઉતરવા લાગ્યા.

એ પહાડ પરથી ઉતરવાની અને નદીના તટ પર પહોંચવાની મુસાફરીનો હેવાલ એટલો નીરસ છે કે તેને વર્ણવીને હું વાંચકને કંટાળો નથી આપવા ઇચ્છતો. ચાલ, ચાલ, ચાલ, કરીને બરાબર સાડા ત્રણ કલાકે અમે નદીના કાંઠા પર જ્યાં પેલાં કાળાં ધાબાં દેખાતાં હતાં ત્યાં આવી પહોંચ્યા. તે વેળા સંધ્યાકાળ થઇ ગયો હતો.

એ કાળાં ધાબાંની તપાસ કરી તો તે ત્રણ ઝુંપડાં માલુમ પડયા. ઝુંપડાં તો ખરાં પણ તે કેવાં ? સાવ નિર્જન. કોઇ ચકલું યે તેમાં વસતું ન હતું; તો પછી માણસની શી આશા ? છેલ્લાં ચાર પાંચ વરસથી એ ઝુંપડામાં માણસનો વાસ નથીજ થયો એમ સ્પષ્ટ લાગતું હતું. કારણ કે ત્રણે ઝુંપડાં બીલકુલ બિસ્માર હાલતમાં હતાં. તેમની ભીંતોમાં અને છાપરીઓમાં કાણાં પડી ગયેલાં હતાં.

છતાં એજ ઝુંપડામાં અમારે રાતભર પડી રહેવાનું હતું. સંધ્યા કાળનો સખત ઠંડો પવન વાતો હતો અને રાત્રે એથીયે કડક ટાઢ વાશે એવી ખાત્રી હતી. છતાં આના કરતાં સારૂં બીજું કોઇ વિશ્રામસ્થાન આસપાસમાં નજરે પડતું ન હોવાથી અમે એ ત્રણમાંના એક સારા ઝુંપડામાં મુકામ કર્યો. આસપાસથી છોડિયાં ને લાકડાં વિણી લાવી વધારામાં એક તાપણું કર્યું.



# પ્રકરણ ૬૩ મું

## તરાપાની મુસાફરી

રાત્રિના પહેલા પહોરો વીત્યા હશે. કેટલા વાગ્યા હશે તે તો ઘડિયાળને અભાવે હું કહી શકતો નથી. પરંતુ લગભગ મધ્યરાત્રિને સમયે અમે નદીમાં ઉંચાણુ ભાગ પર કાંઇક હાલતું જોયું. અને તે તરફથી પાણી વલોવાતું હોય તેવો અવાજ પણ આવવા લાગ્યો. અમે તે દિશામાં ધારીને જોવા માંડયું.

ધીમે ધીમે તે અવાજ પાસે આવ્યો. આકાશમાં ઝબકારા મારતા તારલાઓના ઝાંખા પ્રકાશમાં અમે જોયું તો એક તરાપામાં બે માણસ બેસીને મુસાફરી કરતા હોય એમ લાગ્યું. તરાપો અમારી પાસે આવ્યો એટલે અમે બૂમ પાડી. બનુચાચાએ દક્ષિણની ભાષામાં ઘાંટો પાડીને કહ્યું—"તમે કોણ છો ? જે હો તે—અમને બચાવો. અમે નિરાધાર દશામાં છીએ."

પ્રથમ તો તે તરાપાવાળા કાંઇ સમજ્યા નહિ. પરંતુ ચાચાએ બે ત્રણ વાર કકડે કકડે સમજાવીને કહ્યું ત્યારે તે માણસોના લક્ષમાં આવ્યું. ને તેઓ તરાપો કિનારા પાસે હંકારી લાવ્યા.

તેમાંનો એક માણસ કિનારા પર ઉતરીને અમારી પાસે આવ્યો. અમે તેને અમારી પરિસ્થિતિ સમજાવવા માંડી. પરંતુ તે સમજે ત્યારે ને ? અમારી ભાષા તે ન સમજે અને તેની ભાષા અમે નહિ સમજીએ. અંતે જેમ તેમ ઇશારતો વડે અમે તેને સમજાવ્યું કે અમે વખાના માર્યા આ સ્થળે આવી પહોંચ્યા છીએ અને અન્નધાન વગર ભૂખે મરીએ છીએ. તું અમને કોઇ સારે સ્થળે લઇ જશે તો અમે તારો આભાર માનશું અને અમારાથી બનશે તે રીતે તને ખુશી કરીશું. વગેરે.

એટલું સમજી લઇને તે પોતાના સાથી પાસે તરાપામાં ગયો અને તેની સાથે કેટલીક ગુસપુસ કર્યા પછી અમારી પાસે પાછો

આવ્યો અમને કહેવા લાગ્યો—

"તમે ભૂખે મરો છો? સારૂં. તે તમારા ભોગ. તમને કાંઇ ખાવાનું આપવા જેવું મારી પાસે નથી. પણ જો તમે આવો તો અમે તમને તરાપામાં બેસાડી શહેરમાં લઇ જઇએ."

અમે પૂછ્યું—"ક્યા શહેરમાં?"

તેનો કાંઇ તેણે જવાબ આપ્યો નહિ. કદાચ એ જંગલવાસીઓએ એક શહેરનો બીજા શહેરથી અલગ સ્થાન તરીકે વિચારજ નહિ કર્યો હોય. કદાચ તે અમારો પ્રશ્ન સમજીજ ન શક્યા હોય. ગમે તેમ પણ અમે એમની સાથે જવાનો વિચાર કર્યો. આ સ્થાનમાં એકલાં પડી રહેવાથી અમારો કંઇ દહાડો વળે તેમ ન હતું.

એટલે અમારો મુકામ સમેટી લઇને અમે તરાપામાં બેઠા. તરાપો સારો મોટો હતો. દશ પંદર માણસ સહેજે એમાં સમાઇ શકે તેવડો હતો. એટલે અમારા બેસવાથી પેલાઓને કાંઇ અડચણ પડે તેમ ન હતું. અમે બેઠા એટલે પેલા સાથી જે જમીનમાં વાંસડો ખોસીને તરાપો થોભાવી બેઠા હતો તેણે વાંસડો ઉંચો લીધો એટલે અમે સૌ વહેણ સાથે ધીમે ધીમે તણાવા લાગ્યા.

અમે તરાપામાં બેઠા તો ખરા. પરંતુ બેઠા પછી મનમાં ભીતિ પેઠી—રખેને આ લોકો આપણને રસ્તામાં ડુબાડી દે તો? જો કે એ બે જણા હતા અને અમે ત્રણ હતા. પરંતુ અમે ત્રણે થાકીને લોથપોથ થયેલા હતા અને ઉડતાળીસ કલાકના અંધકારવાસથી અધમૂઆ બનેલા હતા. મારી આંખમાં તો ક્યારનાં ઝોકાં આવતાં હતાં. પરંતુ ઉપરોક્ત ભયને લીધે ઘણો વખત સુધી મેં ઉંઘને ખાળી રાખી. અંતે હું હાર્યો અને નિદ્રાદેવીએ મને ઝડપી લીધો. પછી શું થયું તે મને ખબર નથી.

સવારે હું જાગ્યો ત્યારે પૂર્વમાં સૂર્યનારાયણના પુરોગામી અરૂણ સારથીનો પ્રકાશ ફેલાવા માંડ્યો હતો. તરાપામાં મારી

બાજુમાં પ્રતાપરાય અને અનુચાચા પડયા પડયા ઉંઘતા હતા. મેં બેઠા થઈને જોયું તો જે નદી રાતના જોઈ હતી, જેને અમે વિશાળ, પહોળી માનતા હતા તેના કરતાં યે પહોળી નદીમાં અત્યારે અમે મુસાફરી કરતા હતા. અમારો તરાપો કિનારાની પાસેજ ચાલતો હતો. અમારાથી એ નદીનો બીજો કિનારો નજર ન પહોંચે એટલે દૂર હતો. દોઢેક માઈલ દૂર હશે. એ જોઈને મને નવાઈ લાગી. અને રાતના હું જ્યારે ઉંઘતો ત્યારે બીજા કેટલાએ કાંટા આ નદીમાં આવીને ભળ્યા હશે એવા વિચાર આવ્યા.

મને જાગ્રત થયેલો જોઈને પેલા એક જંગલીએ બીજાને કાંઈક કહ્યું. તેણે શું કહ્યું તે તો મને સમજાયું નહિ. પરંતુ પછી તેઓ માંહોમાંહે કાંઈ વાતચિત કરવા લાગ્યા. તે દરમ્યાન તેઓ "ફેરો ફેરો" એવો ઉચ્ચાર કરવા લાગ્યા. તે પરથી મને લાગ્યું કે આ તરાપો ફેરો શહેર તરફ તો જતો નહિ હોય?

તરાપામાં એક બાજુએ એક પોટલું પડેલું હતું. તેમાં અજરબટ્ટાં ને વાઘનખ અને જંગલી છોડવાઓનાં મૂળીઆં ને એવું એવું ભરેલું હોય એમ મને લાગ્યું. આ વાઘરી જેવા માણસો આ બધી ચીજો ફેરો શહેરમાં વેચવા લઈ જતા હશે એવું મેં અનુમાન કર્યું. ને થોડી વાર પછી મારું અનુમાન સાચું જ છે એવી મારી ખાત્રી થઈ.

થોડી વારે પ્રતાપરાય જાગી ઉઠયા. તેમણે તરાપાની બહાર હાથ લંબાવી નદીમાંથી પાણી લઈને મ્હોં ધોયું એટલે મેં પણ તેમનું જોઈ તે પ્રમાણે કર્યું. અત્યાર સુધી મને મ્હોં ધોવાનો વિચાર પણ આવ્યો ન હતો એમ જોઈ પ્રતાપરાયને નવાઈ લાગી.

મેં તેમને કહ્યું—"ડાકટર સાહેબ, આપણે ફેરો શહેર તરફ જતા હોઈએ એમ લાગે છે."

"હેં?" તેઓ બોલી ઉઠયા—"તમે શું કહો છો, બહાદુરભાઈ?"

"હું ખરૂં કહું છું કે ખોટું તેની તપાસ તમારે કરવાની છે? મેં તો આ જંગલીઓની વાતચિત પરથી અનુમાન બાંધ્યું છે."

મારો ખુલાસો સાંભળીને પ્રતાપરાય ધ્યાનપૂર્વક આમતેમ જોવા લાગ્યા. હવે પૂર્વ દિશામાં સૂર્ય નારાયણનું ઝળહળતું બિમ્બ ઉંચું ચઢવા માંડયું હતું અને સૃષ્ટિમાં ચોમેર સોનેરી પ્રકાશ ફેલાવવા લાગ્યું હતું. આસપાસનો પ્રદેશ હવે જંગલી મટીને સંસ્કારી દેખાવા લાગ્યો હતો. પહાડો ને ડુંગરાઓ ઓછા થયા હતા. વચમાં વચમાં રીતસર બાંધેલાં ઝુંપડાંઓવાળાં ગામડાં પણ દેખાવા લાગ્યાં હતાં. કોઇ કોઇ સ્થળે કાચાં પણ છાપરાંવાળાં ઘરો નજરે પડતાં હતાં. અને અવારનવાર હળબળદની જોડી લઇને ખેતરે જતા કાળા આફ્રિકન ખેડૂતો પણ દષ્ટિગોચર થતા હતા.

પ્રતાપરાય તે બધાનું બારીક અવલોકન કરવા લાગ્યા. જેમ જેમ તે આસપાસ જોતા ગયા તેમતેમ એમના મુખ ઉપર ઉલ્લાસનાં ચિન્હો દેખાવા લાગ્યાં. થોડી વારે તે બોલી ઉઠયા—"ખરી વાત છે! બહાદુરભાઇ, હવે અહીંથી કેરો શહેર ઝાઝું દૂર નથી."

"એવું આપ શા પરથી કહો છો?" મેં પૂછયું—"આપ આ સ્થળે પહેલાં કોઇ વાર આવી ગયા હતા ખરા?"

"ના. ના. અહીં તો આવી ગયો નથી. પરંતુ કેરોમાં હું ઘણી વાર રહી આવ્યો છું. ત્યાંના વતની લોકોનો જેવો પહેરવેશ છે તેવોજ પહેરવેશ આ તરફનાં માણસોનો દેખાય છે. વળી ઘરોની બાંધણી પણ કેરો શહેરનાં પરાંઓને મળતી આવે છે. તે પરથી હું અનુમાન કરી શકું છું."

એ વાતચિત આટલેથી અટકી. અમે બંને આસપાસના કિનારાનું નિરીક્ષણ કરવા લાગ્યા. એટલામાં બનુચાચા અચાનક ઉંઘમાંજ ચીસ પાડી બોલી ઉઠયા—

"ઓ રે ઓઓ? ઓ આવ્યો! મૂઓ! ઓ ઓ બચાવો! પડયો! મરી ગયો રે એએએ ઓઓ બચાવો! ડાકટરસાબ, ઓઓ..."

અમે સમજી ગયા કે ચાચાને સ્વપ્નું આવ્યું છે. સ્વપ્નામાં તે કોઇ ભયંકર દશા અનુભવી રહ્યા છે. કદાચ એમને હજુ પેલી ગુફાના બાકોરામાંની દશાજ યાદ આવતી હશે. પોતે હજુ એ બાકોરામાં જ ફસાઇ પડેલા હોય અને તેમાંથી કેમે કર્યું નીકળાતું ન હોય એવીજ ભ્રાન્તિ એમને નિદ્રાવસ્થામાં થઇ હોવી જોઇએ. તેમાંથી ઉગારી લેવા માટે હું ચાચાની પાસે ગયો ને તેમના શરીર પર હાથ ફેરવી બોલ્યો—

"ગભરાઓ નહિ, ગભરાઓ નહિ. ચાચા, હવે તમે પત્થર નીચે દબાયલા નથી. અહીં આ તરાપામાં મોજથી ઉંઘો છો. પેલી કાળ–ગુફા તો ક્યારની આપણે છોડી દીધી છે. હવે ગભરાવાનું કારણ નથી."

મારા શબ્દોથી આશ્વાસન પામી જાગ્રત થઇ ચાચાએ ધીમે ધીમે આંખો ઉઘાડી, ને આસપાસ શંકાશીલ દૃષ્ટિથી જોવા માંડ્યું. પળવારમાં તેમની ખાત્રી થઇ ગઇ કે પોતે જે કાંઇ જોયું તે તો સ્વપ્ન માત્ર હતું. એટલે એના મ્હોં ઉપર ઉલ્લાસનાં ચિહ્નો પ્રગટ થવા લાગ્યાં. તે ઉઠીને બેઠા થયા. પછી ઉભા થઇ આમતેમ જોવા લાગ્યા.

પ્રતાપરાયે તેમનો વાંસો થાબડ્યો. હસીને કહ્યું, "ચાચા, હવે ઘર આવ્યું સમજો."

"ક્યાં છે ? ક્યાં છે !" તેમણે ઉત્સુકતાથી આમતેમ જોતાં પૂછ્યું.

"આકળા ન થાઓ. એ કાંઇ લાડવા ખાવાના છે ? એ તો આપણે જંગલી પ્રદેશ છોડીને સુધરેલા મુલકમાં આવ્યા છીએ. એટલે હવે ઘેર જવાનો માર્ગ તુરતજ સાંપડશે. સમજ્યા ? પણ પણ અરે...આ શું ?"

એમ બોલતાંજ પ્રતાપરાયે ચાચાનો એક હાથ જેના ઉપર

સોનાની અંગુઠી ચળક ચળક થતી હતી તે પકડી લીધો. ને આશ્ચર્યચકિત થઇને ફરી પૂછ્યું "આ શું ? ચાચા, આ અંગુઠી સોનાની ? શું એ પહેલેથી સોનાની હતી ? ના ના, મને ખાત્રી છે. કહો એ ક્યારે, ક્યાં સોનાની થઇ ? બહાદુરભાઈ બહાદુરભાઇ, જૂઓ, આ શું ?"

એમ કહી તેમણે મને બૂમ પાડી. અમે ત્રણે જણા ચકિત થઇને ચાચાની એ અંગુઠી તરફ ધારી ધારીને જોવા લાગ્યા. ચાચા પણ પોતાના હાથ પર સોનાની અંગુઠી જોઇને દિંગ થઇ ગયા. એમણે મુંબાઇના મારવાડી બજારમાંથી ચાંદીની અંગુઠી માત્ર ચાર મહિના પરજ ખરીદી હતી. તે બેદરકારીથી હંમેશ પોતાની આંગળી પર ચઢાવી રાખતા. તેજ અંગુઠીને અત્યારે સોનાની માફક ઝગઝગતી જોઇને આશ્ચર્ય-સાગરમાં ડૂબી ગયા. અંગુઠી સોના જેવી ક્યાં ને ક્યારે થઇ તેની એમને કશી સમજ પડી નહિ.



# પ્રકરણ ૬૪ મું.

## કિનારે ઉતર્યા

પણ પ્રતાપરાયને તો સમજ પડી ગઇ. તે બોલ્યા—"જૂઓ, મેં નહોતું કહ્યું ? બહાદુરભાઇ, કે એ ગુફામાં પેલી શંકુ આકૃતિની પાસેજ પારસદ્રવ્યનો જથ્થો છે. આ વીંટી બે મહિના પર મેં પહેલવહેલી જોઇ, ત્યારેજ તે મારા ધ્યાનમાં ઠસી ગઇ હતી. ત્યાર પછી મેં વખતોવખત એને ચાચાના હાથ પર જોઇ છે. ને છેવટે આપણે પેલી કમબખત ડાકણોને હાથે ગુફામાં પૂરાયા તેની થોડાક વખત આગળજ મારી નજર એ વીંટી પર પડી હતી. તે વખતે પણ એ ચાળીજ

ચાંદીની માફક ચળકતી હતી. અત્યારે એને સોના જેવી ઝગઝગતી જોતાંજ મારું ધ્યાન ખેંચાયું. બહાદુરભાઇ, મને તો ખાત્રીજ છે કે જે વેળા ચાચાએ પેલી દિશામાં જતાં ઝટકા લાગવાની ફરિયાદ કરી હતી તેજ વેળા એમના હાથનો સ્પર્શ પારસ દ્રવ્યના જથ્થાની સાથે થયો હોવો જોઇએ..."

મેં ચાચા તરફ જોઇને પૂછયું—"કેમ, ખરી વાત છે, ચાચા ? તમે શું ધારો છો ?"

ચાચાએ જવાબ દીધો—"તે કાંઇ હું કહી શકતો નથી. ડાક્ટર સાહેબે મને એ દિશામાં જવાનું કહેલું. ને તરફ થોડું ગયા પછી મને ઝટકા લાગેલા. જાણે વિજળીના તારને અડકતાં આચકો લાગે તેવું કાંઇક થયું હતું. એટલું હું જાણું છું. પણ તે શાથી થયું હતું તે કાંઇ મને સમજાતું નથી. આ મારા હાથ પરની વીંટી પણ તેજ વખતે પીળી થઇ ગઇ કે તેની પહેલાં તે પણ હું કહી શકતો નથી. કારણ કે આપણે ગુફામાં પૂરાયા ત્યારથી માંડીને છેવટ સુધી મેં એક વાર પણ વીંટી તરફ જોયું નથી."

"પણ એ પહેલાં ચાંદીની જ હતી એવી તમારી ખાત્રી છેને ?" મેં પૂછયું.

"અરે વાહ ! ખાત્રી કેવી ? હું જાતે મારવાડી બજારમાં જઇને ખરીદ કરી લાવ્યો હતો. વળી ચાંદીની ન હોય તો શું સોનાની વીંટી અઢી રૂપિયામાં આવે ખરી કે? શું મારા સાહેબ, તમે વાત કરોછ !" એમ કહીને ચાચા હસવા લાગ્યા. હું તેમને કાંઇ કાંઇ સવાલો પૂછવા લાગ્યો.

અમારી વાતચિત ચાલતી હતી તે દરમ્યાન પ્રતાપરાય બિલકુલ ચૂપ થઇ ગયા હતા. તે કાંઇક ઉંડા વિચારમાં પડી ગયા હતા. મેં ચાચાના હાથ પરની વીંટી તપાસી. તેમના હાથ પરથી કઢાવીને લાકડા સાથે ઘસી જોઇ, અને તે ખરેખર સોનાની બની ગયેલી છે એવી

અમારી ખાત્રી થઇ. મેં પ્રતાપરાય સામે જોયું. પરંતુ તેઓ કાંઇ જ બોલ્યા નહિ. મેં પૂછ્યું—"કેમ ડાકટર સાહેબ, શું વિચારમાં પડી ગયા?"

પણ તેમણે જવાબ દીધો નહિ. મેં બીજી વાર પાસે જઇ પૂછ્યું. ત્યારે તેઓ બોલ્યા—"હું પાછો તે ગુફામાં જવાનો વિચાર કરૂં છું."

"પાછા તે ગુફામાં? મરવા માટે?" મેં ચમકીને પૂછ્યું.

"મરવા કે જીવવા તે તો કોણ જાણે? બહાદુરભાઇ, તમે જાણો છો કે હું મરણથી ડરતો નથી. જીવન અને મૃત્યુમાં મારે મન ઝાઝો ભેદ નથી. પણ જે ધ્યેયથી હું આ પ્રવાસે નીકળ્યો હતો તે ધ્યેય પુર્ણ કર્યા વગર હું પાછો ફરૂં તો મારી માનું દૂધ લાજે. અને તે પણ આમ સાગર તરીને છેક ખાબોચિયામાં ડૂબી જાઉં એવો હું નથી. વિશેષ તો હું કાંઇ કહેતો નથી. પરંતુ આ કેરો શહેરમાં મારા ઘણા ઓળખીતાઓ છે તેમાંથી કોઇક મને જોઇતી મદદ આપવાને તૈયાર થશે તો—"

"તો તમે પાછા એ ગુફા તરફ જશો, ખરૂંને?"

"હા."

"તમે અજબ જેવા માણસ છો. તમારી સાહસવૃત્તિ વિશે મને ઘણું માન છે. અને ખરૂં પૂછો તો તમારી સાહસિકતા વિશે હું જેટલું જાણું છું તેટલું ભાગ્યે જ બીજો કોઇ માણસ જાણતો હશે. છતાં હું આપને વિનંતિ કરીને કહું છું કે હવે ફરી વાર એ તરફ જવાનો વિચાર માંડી વાળો. ડાકટર સાહેબ, આ વેળા પણ આપણે કાંઇ જેવો તેવો પ્રયત્ન નથી કર્યો. આપણે કાંઇ નાનીસૂની મુશ્કેલીઓ નથી વેઠી. છતાં આપણે સફળ ન થયા. એમાં કાંઇક ઇશ્વરી ભેદ હશે. જો આપણે હાથે પારસમણિનો પત્તો લાગવાનો હોત તો..."

"બહાદુરભાઇ, વળી પાછા તમે નસીબવાદી થવા લાગ્યા કે? તમે જાણો છો કે નસીબવાદી વાતોનો મને તિરસ્કાર છે. કૃપાળુ

આંગળી લગાડી વાત કરનારને હું પુરૂષદેહમાં અવતરેલી સ્ત્રીઓ સમાન લેખું છું, તે તમને ખબર નથી? માઠું ન લગાડશો. આમ કહીને કંઇ હું તમને મ્હેણું મારવા નથી ઇચ્છતો. કારણ કે આ વેળા તમને મારી સાથે લઇ જવાની મને જરૂર નથી. આ વેળા તો મારે કોઇ બીજાજ પ્રકારના માણસની જરૂર પડશે. તમારી સહાયથી મેં એક અદ્‌ભુત કાર્યની સાધના કરી છે એમ હું માનું છું. પારસમણિ કયાં છે તેની ચોક્કસ જગ્યા આપણે જોઇ આવ્યા છીએ. આપણે અવળે માર્ગે પ્રવેશ કરીને સવળે માર્ગે બહાર નીકળ્યા. એ સવળો માર્ગ આપણને પહેલાંથી ખબર હોત તો આટલાં સંકટો કદાચ આપણને ન વેઠવાં પડત. છતાં ખેર. જે થયું તે ભલે થઇ ગયું...”

આ પ્રમાણે અમારી વાતચિત ચાલતી હતી; તે વેળા અમારો તરાપો કેરો શહેરની નજીકમાં આવી પહોંચ્યો હતો. કેરો શહેરની ઉંચી ઉંચી હવેલીની ટોચો અને મસીદના મીનારાઓ અમને દેખાવા લાગ્યા હતા. પ્રતાપરાયે કેરો શહેર પહેલાં ઘણી વાર જોયું હતું. પરંતુ મને તથા અનુયાયીને તે નવું હતું. એટલે અમારૂં ધ્યાન તે શહેરની ઇમારતો વગેરે જોવામાં રોકાયું. જુદા જુદા પહેરવેશના લોકો, જુદી જુદી રચનાવાળાં વાહનો, ગાડાં, ઘોડાગાડીઓ વગેરેમાં અમને ભારે રસ પડયો. એમ કરતાં કરતાં પેલા જંગલવાસીઓને ઉતરવાની જગા આવી પહોંચી. તેમણે તરાપાને કિનારા પર લીધો. તેઓના આડતીયા માણસો ત્યાં આવી પહોંચેલા હતા. અમને તરાપામાં જોઇને તેઓ આશ્ચર્ય પામ્યા. પણ અમારા સાથીઓએ તેમને પોતાની ભાષામાં કાંઇક સમજાવ્યું તેથી તેમના મનનું સમાધાન થયું.

અમે નીચે ઉતર્યા. કિનારે ઉતરીને પ્રતાપરાય બોલ્યા— “ચાલો હવે મારી સાથે. હવે આપણે આપણા ઘરમાં જ આવી પહોંચ્યા છીએ એમ માનજો.” પ્રતાપરાય અત્યાર સુધી મુંગાજ

રહ્યા હતા. તેમણે પોતાની આંગળી પરની એક વીંટી કાઢીને પેલા જંગલી માણસોને આપી. તે મળતાં તેઓ બહુ રાજી થયા. પછી ત્રણે જણાએ શહેર તરફને રસ્તે ચાલવા માંડ્યું. માર્ગમાં એક ભાડુતી ગાડી મળી તેની સાથે દામ નક્કી કરીને બેસી ગયા.

પ્રતાપરાયે ગાડીવાળાને અમુક લત્તામાં મહમદ હુસેન આરબને ત્યાં લઇ જવાનો ઓર્ડર આપ્યો.



## પ્રકરણ ૬૫ મું.

## આરબને ઘેર

અરધા કલાકમાં અમે તે આરબના ઘર આગળ જઇ પહોંચ્યા. બહારથી બહુજ સાંકડું છતાં ઉત્તમ કારીગરી અને રંગરોગાનવાળું તે ઘર હતું. બહાર એક મીસરી પહેરગીર ઉભો હતો. તેણે અમને જોઇને નીચા વળી કુર્નસ કરી. પરંતુ અમારો પહેરવેશ તથા દેખાવ જોઇને તે આશ્ચર્ય પામ્યો હોય એમ તેના ચહેરા પરથી અમને લાગ્યું. જાણે ઘોરમાંથી ખોદી કાઢ્યા હોય તેવાજ અમે લાગતા હતા. કેટલા દિવસની દાઢી વધેલી હતી. અને વાળ સમારવાનો તો સમય કે સાધન મળ્યાંજ ન હતાં. કપડાં પણ તેવાંજ મેલાં થઇ ગયાં હતાં. એટલે અમારો દેખાવ જોઇને અમે કોઇ પ્રતિષ્ઠિત માણસ હોઇશું એવું ભાગ્યેજ કોઇ ધારે.

છતાં પ્રતાપરાયે પેલા પહેરગીરને પોતાનું નામ દઇ કહ્યું:—"તારા શેઠને જઇને કહે કે હિંદુસ્તાનવાળા ડાક્ટર પ્રતાપરાય આવ્યા છે."

તે સાંભળીને પેલો માણસ નમન કરીને ગયો. મેં ધાર્યું કે હમણાંજ તે પાછો આવશે. પણ ના. તેને બદલે એક લાંબી દાઢીવાળો અને રેશમી કોટ, પાટલૂન, કોલર વગેરેથી સજ્જ થયેલો માણસ આવી પહોંચ્યો. તેની ઉંમર આશરે સાઠ વરસની હશે. એની આંખોમાં ઉંડું જ્ઞાન અને અનુભવ દીસતાં હતાં. તેણે આવીને ભારે ઉમળકા સાથે પ્રતાપરાયનો હાથ ઝાલીને જોરથી શેકહેન્ડ કરી; ભેટીજ પડ્યો, એમ કહું તો ચાલે. પછી તેણે અમારી સાથે પણ હસીને શેક-હેન્ડ કરી, અને ભારે સન્માનપૂર્વક અમને પોતાના ઘરમાં લઇ ચાલ્યો. પેલો પહેરગીર પાછો પોતાને સ્થાને આવીને ઉભો રહી ગયો.

ઘરનો અંદરનો ભાગ જોઇને તો અમે છકજ થઇ ગયા. જમીન પર બધે કાચની રંગબેરંગી ટુકડીઓ જડેલી અને દિવાલ પર પાકા રંગનાં ચિત્રામણ કરેલાં. ઓરડામાં હાંડી ઝુમ્મર ને વિજળીના દીવા જાણે બધું ઝાકઝમાળ! એક બે ઓરડા વટાવ્યા એટલે સત્તરેક વરસની એક યુવતી એક ઓરડામાંથી નીકળી બીજા ઓરડામાં ચાલી જતી દેખાઇ. તેણે અમને જોતાંવારજ પોતાના મુખ ઉપર બુરખો ઢાંકી દીધો. પલકવારમાં મેં તેની જે મુખાકૃતિ જોઇ તે પરથીજ મને લાગ્યું કે તે ભારે સૌંદર્યવતી હતી. એના જેવું રૂપ મેં અગાઉ કદિ જોયું ન હતું, એમ પણ લાગ્યું. જાણે વિજળીનો ચમકારો થાય ને શમી જાય તેજ પ્રમાણે તેનું અનુપમ લાવણ્ય અમને દેખાયું અને ક્ષણવારમાં અલોપ થઇ ગયું.

તેને જતી જોઇને અમારા યજમાને કહ્યું—"રોશન, આપણે ત્યાં આ ત્રણ મેમાનો આવ્યા છે અને જમવાના છે. તેમની રસોઇની ત્રેવડ કરાવજે." તેમણે ઇજીપ્શન-મિશ્રિત અરબી ભાષામાં ઉપર પ્રમાણે કહ્યું. મને એ ભાષા આવડતી ન હતી છતાં તેમની

બોલવાની ઢબ ઉપરથી હું ભાવાર્થ સમજી શક્યો.

રોશને જવાબ દીધો—"વારૂ બાપા." અને તે ઓરડામાં અદૃશ્ય થઇ ગઇ. એના જવાબના શબ્દો બોલાયા ત્યારે જાણે કોઇ ચાંદીની ઘંટડી વાગી હોયને એવું જ મને લાગ્યું. આહા! કેવો મીઠો ને આલ્હાદક કંઠ!

રોશન એના પિતાને ઉત્તર દઇને બાજુના ઓરડામાં અદૃશ્ય થઇ ગઇ. પરંતુ કેટલોયે સમય સુધી એનો મધુર કંઠ મારા કર્ણપટ ઉપર જાણે ગુંજી રહ્યો. કેટલોયે સમય સુધી એ મનોહર મુખાકૃતિ મારી દૃષ્ટિ આગળ તરવરી રહી. મહમદભાઇ અમને દોરવીને એક સારા, સુઘડ ઓરડામાં લઇ ગયા. ત્યાં વચમાં એક વિશાળ ટેબલ હતું. ને આસપાસ ખુરશીઓ ગોઠવેલી હતી. જમીન પર સુંદર કિંમતી ગાલીચો પાથરેલો હતો. આજુબાજુનાં બારણાંઓ ઉપર અને બારીઓનાં સુંદર કારીગરીવાળાં રંગબેરંગી તોરણો લટકાવેલાં હતાં.

અમે તે ટેબલની આસપાસ ખુરશીઓ પર બેઠા. પ્રતાપરાય અને મહમદહુસેન પરસ્પર વાર્તાચિત કર્યા કરતા હતા. તેમની વાતો મને કાંઇ સમજાતી નહતી. પરંતુ તેમના હાવભાવ ઉપરથી સમજાયું કે પ્રતાપરાય મહમદ હુસેનને અમારી સાહસિક મુસાફરીનો હેવાલ કહેતા હતા. મહમદહુસેન તે બહુજ ધ્યાનપૂર્વક તથા રસપૂર્વક સાંભળતા હતા. થોડી વારે પ્રતાપરાયે કહ્યું—"એ તો ઘણી લાંબી વાત છે. ને તે આપણે નિરાંતે કરીશું. પરંતુ હાલ તો અમારે માટે એક હજામને તેડાવો. અને અમે આરામ લઇ શકીએ તેવી જગા બતાવો એટલે મોટો ઉપકાર થશે. આ મારા સાથીઓ પણ ભારે શ્રમિત થયેલા છે ને અમને મારા કરતાં આરામની જરૂર વધારે છે."

એમ કહીને તેમણે પોતાની વાત સમેટી લીધી.

આરબે તે સાંભળીને ટેબલ પરની એક ઘંટડી વગાડી. એટલે બાજુએ એક નોકર આવીને હાજર થયો. સલામ કરીને તે ઉભો એટલે તેને ઇજીપ્શિયન ભાષામાં કંઇક ઓર્ડર આપ્યો. અમારે માટે અમુક

એક હજામને બોલાવવાનું કહ્યું એમ હું સમજ્યો. અને તેણે અમારા ન્હાવા ધોવાની તથા નાસ્તાની તથા આરામ લેવાની ગોઠવણ કરવાની સૂચના આપી તે હું તેમના હાવભાવ પરથી સમજ્યો.

નોકર ગયો. વળી પાછા મહમદભાઈ તો પ્રતાપરાયની સાથે વાતે વળગ્યા. તેઓ કાંઈક ગૂઢ વિષયની વાતો કરતા હોય એમ મને લાગ્યું. કારણ કે તેમની વાતચિતમાં વારે વારે આત્મા, શાંતિ, બ્રહ્મ, બ્રહ્માંડ, પરમાણું, ચૈતન્ય ને એવા એવા શબ્દો આવ્યા કરતા હતા. કેટલીક વાર વિજ્ઞાનના જુદાં જુદાં એપેરેટસ વિશે વાતચિત કરતા હતા અને કોઈ કોઈ વાર તેઓ એક બીજાને તે એપેરેટસની આકૃતિ પણ દોરી બતાવતા હતા. મને તેમની વાતચિતમાં સ્પષ્ટ કાંઈ સમજ પડી નહિ. પણ એટલું સમજાયું કે એ આરબ ડોસો પણ મહા જ્ઞાની હોવો જોઈએ. તેને પણ પ્રતાપરાયની પેઠેજ જગતના ગૂઢ વિષયોનો ભારે શોખ હોવો જોઈએ. પ્રતાપરાય અરબી ભાષા પણ સારી રીતે બોલી શકે છે એવું તેજ વખતે મેં જોયું.

થોડી વારમાં પેલો હજામ આવી પહોંચ્યો. પહેલાં મેં અને પછી બનુચાચાએ તેની પાસે હજામત કરાવી લીધી. પછી હું ન્હાવા ગયો.

ન્હાવાની ઓરડી ખરેખર કોઈ રાજાના મહેલને લાયક હતી! અંદર કાચની લાદીઓ જડેલી અને ભીંતોમાં પણ લાદીઓ બેસાડેલી. ઠંડા તેમજ ગરમ પાણીના નળ જૂદા. જેમાંથી જેટલું પાણી લેવું હોય તેટલું લઈ લેવાનું. ઉંચી જાતનો સાબુ પણ તૈયાર જ. ન્હાયા પછી શરીર લુંછવાને કિંમતી રૂંવાટીવાળો રૂમાલ ખીંટી પર ભેરવેલો. અને મ્હોં જોવા માટે એક આરસો, કાંસકી અને બ્રશ પણ ન્હાવાની ઓરડીમાં જ! મારા પછી બનુચાચા તે ઓરડીમાં પેઠા. તેમણે તો કોઈ દહાડો આવું જોયેલું નહિ. એ બહાર નીકળ્યા પછી મને કાનમાં કહેવા લાગ્યા—"આ તો કોઈ અરબસ્તાનનો રાજા હોય એમ લાગે છે. આપણે રાજાના પરોણા થયા છીએ કે?"

મેં તેમને જવાબ દીધો નહિ. તપાસ કરતાં માલમ પડ્યું કે અમારો

યજમાન તો ફેરો શહેરનો એક મોટો મીલમાલિક હતો, અને સાથે રૂનો મોટો વેપારી પણ હતો. ફેરો શહેરમાં એની હરોળમાં ઉભા રહે એવા બીજા ભાગ્યે ત્રણ–ચાર માણસો હશે એટલો એ માલદાર હતો. પાંચ પચાસ હજાર રૂપિયા ખર્ચી નાંખવા તે એને મન કશી વિસાતમાં ન હતું.

હું ન્હાતો હતો તે દરમ્યાન પ્રતાપરાયે હજામત કરાવી લીધેલી. અને તે ન્હાઇ ધોઇને બહાર નીકળ્યા એટલે અમે બધાએ ભેગા ટેબલ પર બેસી નાસ્તો કર્યો. નાસ્તામાં બીસ્કીટ, દૂધ, કેળાં, ચેવડો અને મકાઇની ભાખરી આવ્યાં. ભાખરી બહુજ સ્વાદિષ્ટ હતી. મેં ધાર્યું હતું કે નાસ્તો આપવા માટે કે પીરસવા માટે રોશન આવશે ખરી. પરંતુ તે તો બીલકુલ દેખાઇ જ નહિ. એને એક વાર જોઇને અતૃપ્ત થયેલું મન ફરી વાર એનું સૌંદર્ય નિરખી લેવાને માટે તલસ્યા કરતું હતું.

જમી રહ્યા પછી અમે આરામ લેવાને પડ્યા. સ્વચ્છ ચાદર અને મચ્છરદાનીવાળા પલંગ પર અમે સુતા. હું અને બનુચાચા. પ્રતાપરાય પણ થોડી વાર સુતા ખરા. પણ તરતજ ઉઠીને મહમદભાયાં સાથે વાતચિત કરવાને દિવાનખાનામાં જઈ બેઠા. જેટલો વખત તે આરામ લેવા સુતા તે દરમ્યાન પણ તેમનું ચિત્ત જાણે ચકડોળે ચઢેલું હોયને તેમજ લાગતું હતું. તે અમારી સાથે છૂટથી વાતચિત કરતા ન હતા. અમે પૂછીએ તેટલી બાબતનો માત્ર ટુંકોજ ઉત્તર આપતા. અને જ્યારે તેઓ વિચારમગ્ન હોય ત્યારે એમને પ્રશ્નો પૂછીને કંટાળો ન આપવો એમ હું અનુભવ પરથી શીખ્યો હતો.

હું અને બનુચાચા વાતો કરીને થાક્યા એટલે ઉંઘવા પડ્યા. દોઢ બે કલાક અમે ઉંઘ્યા હોઇશું. આજના જેટલી સુખ સાહ્યબીવાળી ઉંઘ અમે કદિ લીધી ન હતી. અને તેમાંયે વળી છેલ્લા ચાર મહિનાની અથડામણ અને પત્થરશય્યાના અનુભવ પછી તો આ પલંગ અને ગાદલાં મીઠાં સાકર સમાન લાગ્યાં. ઉંઘી ઉઠ્યા પછી ચ્હા આવી. અને ઇન્સાફ આપીને અમે શહેરમાં સારી જોવાલાયક જગાઓમાં

ફરવા જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. તરતજ અમારા યજમાને પોતાની મોટર મંગાવી. તમેલેથી મોટર આવતાંજ અમે સજ્જ થઇ શહેર જોવાને નીકળી પડ્યા.



## પ્રકરણ ૬૬ મું

## બે ચિઠ્ઠી

મોટા રસ્તાઓ પર ફરતાં ફરતાં અમે ઘણી મુસાફરી કરી નાંખી. મોટરને દોડતાં શી વાર લાગે? જાહેર બાગો, બેન્કોનાં મકાનો, સરકારી ઓફીસોની ઇમારતો, જૂના બાદશાહી ખંડીયેરો ને એવું એવું અમે વારાફરતી જોઇ નાંખ્યું. પછી એક નાટકશાળા પાસે આવી પહોંચ્યા.

અહીં ભારે દબદબાદ સાથે એક નાટક આજે ભજવાવાનો હતો. બારણે બેન્ડ વાગતું હતું અને તોરણો, ધજાઓ વગેરેથી નાટકશાળાને શણગારી હતી. થનાર નાટકના દેખાવોનાં મોટાં મોટાં ચિત્રો પણ બહાર મૂક્યાં હતાં. એ જગા પર લોકોનો સારો ઝમાવ થયો હતો. અને ટિકિટો માટે પડાપડી થતી હોય એમ લાગતું હતું.

તે બતાવી પ્રતાપરાયે મને પૂછ્યું—"કેમ બહાદુરબાઇ, આવશો નાટક જોવા?"

મેં હસીને કહ્યું—"આપણને એમાં સમજ નહિ પડે. ઇજીપ્શિયન ભાષાનું નાટક હશે. તેનો આપણે કક્કો જાણતા નથી."

"પણ નહિ સમજ પડે તો નાચ ને ગાયન તો સાંભળશો કે નહિ? તેમાં તો ગમ્મત પડશે ખરીને?"

મેં જવાબ દીધો નહિ. અનુચાચા તરફ જોયું. તેમને નાટક જોવાની મરજી હોય એમ તેમના મલકાતા મુખ ઉપરથી લાગ્યું. મને પણ મીસરી નાચ જોવાની અને ગાયનો સાંભળવાની ઉત્કંઠા હતી. એટલે ગમે તેમ થાય, પણ નાટક જોવો તો ખરો એવું અમે ઠરાવી લીધું. પ્રતાપરાયે એક નોટ કાઢીને ડ્રાઇવરના હાથમાં આપી. તે ઉપલા વર્ગની ત્રણ ટિકિટો કઢાવી લાવ્યો. એટલે પ્રતાપરાયે તેને કહ્યું—

"આ નાટક ખલાસ થવાનો વખત થાય એટલે મોટર અહીં લાવી રાખજે."

"વારુ સાહેબ." એમ કહી મોટરવાળાએ ભૂંગળું વગાડ્યું અને મોટર હાંકી મૂકી.

પછી અમે ત્રણે નાટકશાળામાં જઇને બેઠા. તે વખતે થીએટર ચિકાર ભરાઇ ગયું હતું. માત્ર થોડી ખુરશીઓ જેના ઉપર રીઝર્વ્ડની ટિકિટો ચોંટાડેલી હતી તેજ ખાલી હતી. અમે બેઠા પછી પાંચેક મિનિટમાં તે પણ ઘણીખરી ભરાઇ ગઇ. અમે બેઠા પછી નાટકનો પહેલો પડદો ઉંચકાયો. તાળીના ગડગડાટ અને કીકીયારી પડ્યાં. સંગીત શરૂ થયું. મને શબ્દોમાં સમજ પડતી ન હતી. પણ રાગ બહુ મધુર હતો તેનો હું આસ્વાદ લઇ શક્યો.

બે ત્રણ પડદા ઉંચકાયા પછી પ્રતાપરાય મારી પાસેથી ઉઠ્યા. બોલ્યા—"સાળી કાંઇ ગમ્મત પડતી નથી. બહાદુરભાઇ, તમે બેસો. હું બહાર ચહા પીને તાજો થઇ આવું. તમારે ચહા પીવી હોય તો ચાલો."

મેં કહ્યું—"ના, મારે નથી પીવી. મને તો આ ગાયનમાં બહુ મઝા પડે છે."

મેં ના પાડી એટલે જાણે રાજી થતા હોય તેવા દેખાતા તે ચાલ્યા ગયા. અમે તો તે ક્યાં ગયા તે વિશે વિચાર ન કરતાં નાટકમાંજ મશગુલ થઈ ગયા. ધીમે ધીમે મને નાટકના પ્લૉટમાં પણ સમજ પડવા માંડી. મેં મારી પાસે બેઠેલા એક ગૃહસ્થને વચમાં વચમાં પૂછવા માંડયું તે અંગ્રેજી જાણતો હતો. એટલે મને વાત કરવાની મઝા પડી.

અંક ખલાસ થયો. ત્યારેજ મને યાદ આવ્યું કે પ્રતાપરાય હજુ ચ્હા પીને પાછા આવ્યા નથી. હું અને ચાચા બહાર નીકળ્યા. નાટક-શાળાની આસપાસ જોવા લાગ્યા. આમ તેમ જેટલા ચ્હા–કાફીખાનાં હતાં તેમાં તપાસ કરી. મુતરડીમાં પણ જોઈ આવ્યા. પરંતુ કોઈ ઠેકાણે તેમનો પત્તો લાગ્યો નહિ. એટલે અમે ધાર્યું કે કદાચ તેઓ ઘેર ગયા હશે અથવા તો કોઈ બીજાની પાસે કામ હશે તેને મળવા ગયા હશે તે હમણાં આવી લાગશે.

એવા વિચાર કરીને અમે તો પાછા નાટક જોવા બેઠા. નાટક ઘણો લાંબો ચાલ્યો. જ્યારે તે પુરો થવા આવ્યો ત્યારે એક મોટરનું ભૂંગળું સાંભળીને મને યાદ આવ્યું, કે ઘેરથી મોટર આવી પહોંચી હશે. મેં ચાચાને કહ્યું–"જરા બહાર જઈને આપણી મોટર આવી હોય તો તપાસ કરો. ડ્રાઈવરને પૂછી જૂઓ કે પ્રતાપરાય ઘેર આવ્યા છે ?"

ચાચા ઉઠીને બહાર તપાસ કરી આવ્યા. ને બોલ્યા–"મોટર-વાળો તો કહે છે કે પ્રતાપરાય ઘેરે આવ્યા નથી. આવ્યા હોય તો મને ખબર નથી."

મેં કહ્યું—"વારૂ." મને મનમાં ચિંતા પેઠી. ત્યાર પછી પાંચેક મિનિટમાં જ નાટક ખલાસ થયો. અને અમે મોટરમાં બેસીને સીધા અમારા ઉતારાવાળે ઘેર જઈ પહોંચ્યા.

તે વેળા રાતના સાડા નવેક વગ્યા હશે. ઘરમાં પ્રતાપરાય પણ ન હતા. તેમજ અમારા યજમાન મહમદ હુસેન પણ ન હતા. હું ઓરડા-માં કપડાં ઉતારતો હતો તેજ વખતે રોશને આવીને મધુર કંઠે કહ્યું–

"બાબા, અને ડાકટરસાહેબ અગત્યને કામે બહાર ગયા છે તેમને આવતાં મોડું થશે. આપ બંને જણા વાળુ કરી લ્યો. તેમને માટે ખોટી થવાની જરૂર નથી એમ કહેતા ગયા છે."

મુખ ઉપર બારીક પડદાના આવરણ સાથે તે અમારી આગળ આવીને આટલું બોલી. એની ભાષા હું બરાબર સમજતો હતો. છતાં એના અભિનય અને અવાજની ખુબીથી હું એનો ભાવાર્થ સમજી ગયો. એના તરફ જોવામાં, એના કંઠની મધુરતાનો વિચાર કરવામાં હું એવો તો લીન થઈ ગયો કે એને શું જવાબ આપવો તે મને સુઝયું જ નહિ. ઉત્તરની રાહ જોયા વગર તે ચાલી ગઈ. જતાં જતાં ગેલેરીમાં ઉભેલા નોકરને તેણે વાળુની સામગ્રી અમને લાવી દેવાનો હુકમ આપી દીધો. મારી મૂઢતા વિશે મને પાછળથી કંઈક પસ્તાવો થયો.

વાળુ કર્યું અને અમે આરામ લેવા પલંગમાં પડ્યા. આખો દિવસ નાટક જોવામાં જે તસ્દી આંખને પડેલી તેને લીધે વાળુ કર્યા પછી ઝાઝો વખત અમે જાગ્રત રહી શક્યા નહિ. ક્યારે નિદ્રાવશ થયા તે કહી શકતા નથી. પણ જ્યારે જાગ્રત થયા ત્યારે સવારના સાડા આઠ વાગ્યા હતા. આંખો ચોળીને મોં ધોયું એટલે વચલા ટેબલ પર બે પીળાં પરબીડિયાં બંધ પડેલાં જોયાં. એક પર મારું નામ અને બીજા પર અનુચાર્યાનું નામ હતું. અમે આશ્ચર્યમાં ડૂબી ગયા. અહીં અમારા નામના કાગળો આવે જ ક્યાંથી? ફોડીને જોતાં જ અમે ચમકી ગયા—

"પ્રિય બહાદુરભાઈ,

તમને આ ચિઠ્ઠી વાંચીને ઘણું આશ્ચર્ય થશે. તમને કદાચ મારા ઉપર ક્રોધ પણ ઉપજશે. હું આવી રીતે તમને છોડી દઉં છું તેથી તમને દિલગીરી પણ થશે. પરંતુ તે બધાં માટે હું લાચાર છું. મારો એવો સ્વભાવજ છે કે જે વસ્તુનો હું પીછો પકડું તેનો અંત આવે ત્યાં સુધી હું છોડી શકતો નથી. એક રીતે નહિ તો બીજી રીતે

બીજી નહિ તો ત્રીજી રીતે; એમ હરેક પ્રકારે મારાથી અને તેટ
ખંતીલા પ્રયાસો કર્યા પછી જ્યારે મારું કશું ન ચાલે તેવું થાય, ત
જ હું તે બાબતને પડતી મૂકું છું—એ મારી ખાસીયત કાંઇ તમારા
અજાણી નથી. આ શહેરમાં આવ્યા પછી આપણે કેવા સંજોગો
મૂકાયા છીએ તે તમે સારી પેઠે જાણો છો. આપણા યજમાન
મહમદ હુસેનભાઇ એક મહાન વ્યક્તિ છે. એમની પૂરેપૂરી ઓળ
હું બીજી કોઇ વાર આપીશ. અત્યારે તો ટુંકમાં એટલું કહી દઉં
આખા કેરો શહેરમાં એમના જેવા બીજા બે માણસ મળવા મુશ
થઇ પડે. હા એક મળે ખરો. ને તે એક તે મોન્સ્યો પાલાં કરીને ફ્રે
ગૃહસ્થ છે. મહમદ હુસેન અને પાલાં સાહેબ આજે કેરો શહેરમાં
ધારે તે કરી શકે તેમ છે. એમની સહાયથી તમને પ્રથમથીજ ક
પ્રમાણે હું ફરીવાર એ મોતની ગુફામાં (!)—એ પારસદ્રવ્ય
ખાણવાળી ગુફામાં જવા નીકળી પડું છું.

કાલે સાંજે તમને નાટકશાળામાં બેસાડીને હું ક્યાં ગયો હતે
વિશે તમને આશ્ચર્ય લાગશે. હોટલમાં ચા પીતાં પાસેના ટેબલ
એક ફ્રેંચ ગૃહસ્થને જોતાંજ મને મારા આ ફ્રેંચ મિત્ર સાંભરી આ
કેરો શહેરમાં પહેલાં જ્યારે જ્યારે હું આવ્યો હતો ત્યારે ત્યારે મ
પાલાંને મળ્યા વગર રહેતો નહિ. તેથી મને તેમની મુલાકાત લેવાની
જરૂર જણાઇ. ચા પીને હું બહાર નીકળ્યો; એટલામાં એક ભા
મોટર ગાડી ત્યાં આવીને ઉભી. એટલે બીજો કશો લાંબો વિચાર
વગર હું તેમાં બેસી ગયો. જોતજોતામાં મોં. પાલાં સાહેબને
મળ્યો. તેઓ મને જોતાંજ ખુબ આનંદમાં આવીને ભેટી પડ
એમના જેવા જ્ઞાનપિપાસુ આખી દુનિયામાં થોડાજ મળશે. મેં તે
આપણી મુસાફરી વિશે બધી વાત કરી. તે સાંભળીને તેઓ પ્ર
તો છકજ થઇ ગયા. પરંતુ પછી તેમણે પોતાની પાસેથી એક ન
કાઢીને મને બતાવ્યો. એ નકશો જોતાંજ અને તેની સાથેનું લખ
વાંચતાંજ મને લાગ્યું કે, બહાદુરભાઇ, આપણે ખરેખર મૂર્ખાઇ

હતી ! હા. ખરેખરી મૂર્ખામી કરી હતી. જે પ્રવાસ આપણે જે માર્ગે થઇને કરવાનો હતો તેને બદલે કોઇ ઉલટેજ માર્ગે કરી નાંખ્યો. અને તેમ કરવામાં સમય, શક્તિ અને દ્રવ્ય ખોયાં. જે બાજુથી આપણે એ ગુફામાં પ્રવેશ કરવાનો હતો તે બાજુ વિશે બીલકુલ અજ્ઞાન રહીને આપણે ભારે મુશ્કેલી અને જોખમમાં ઉતરી પડ્યા હતા. કારણ કે જે બાકોરા દ્વારા આપણે તે ગુફામાંથી બહાર નીકળ્યા તે બાકોરાથી બરાબર દશ માઇલ ઉપર મ્પકાલુગનું રેલ્વે સ્ટેશન આવી રહેલું છે. જે નકશો અને પાલાં સાહેબે બતાવ્યો તે નકશો જો મારા હાથમાં પ્રથમથી આવ્યો હોત તો આપણે કશીયે મુશ્કેલી વગર તે ગુફામાં સુખરૂપ પહોંચી ગયા હોત. પણ ખેર ! જે થવાનું હતું તે થઇ ગયું. મોં. પાલાંસાહેબને પણ ખ્યાલ નહોતો કે જે પુરાતન નકશો અને લેખ એમની પાસે હતા તેને આધારે પારસમણિ અને હીરાઓથી ભરેલી ખાણમાં જઇ શકાતું હશે. પણ આ તો જ્યારે બંને નકશા ભેગા થયા, જ્યારે મારી પાસેનાં લખાણો અને તેમનાં લખાણો મેળવીને સરખાવી જોયાં ત્યારેજ અમને માલમ પડ્યું.

અને આ અમને માલમ પડ્યું—તો પછી એ ગુફામાં ફરીથી જઇને એ પારસદ્રવ્ય વિશે તપાસ કરવાની અમારી ઉત્કંઠાને કેવી રીતે રોકી શકાયે ! પાલાં સાહેબની જ્ઞાનોત્કંઠા આગળ પાંચ પચીસ હજાર રૂપિયા કાંઇજ વિસાતમાં નથી. અને હવે તો આ સરળ માર્ગ સાંપડ્યો છે એટલે તો અમારૂં જવાનું બહુ સહેલું થઇ ગયું છે. કાલે સાંજે પાલાં સાહેબને સાથે લઇને હું આપણા યજમાન મુહમ્મદ હુસેનને મળ્યો હતો. તેમણે પણ આ કાર્યમાં જે કંઇ જરૂર હોય તેની સહાય આપવા ઉત્કંઠા દર્શાવી. એટલુંજ નહિ પરંતુ અમારી સાથે આવવા તત્પર થયા. તેમને મેં જેમતેમ ખાળી રાખ્યા.

બહાદુરબાઇ, હું તમને છોડી જાઉં છું તેથી મને બહુ દિલગીરી થાય છે. મેં તમારી પાસેથી પુષ્કળ કામ લીધું છે. તમને

ભારે મુશ્કેલીમાં અને જીવ સટોસટના જોખમમાં કેટલીયે વાર મૂકી દીધા છે. એ બધાંનો પૂરેપૂરો બદલો તો મારાથી કોઇ દિવસ આપી શકાય તેમ નથી. પરંતુ ફુલ નહિ ને ફુલની પાંખડી રૂપે મારા વતી મહમદહુસેનભાઇ તમને આજે કે કાલે પચાસ હજાર રૂ૦ નો ચેક આપશે. તે સ્વીકારી મને હાલ તુરત ઋણમુક્ત કરશો એટલું માંગી લઉં છું. તેઓ તમને કેરોથી મુંબાઇ સુધીનો પાસ પણ કઢાવી આપશે અને તમારી બંને જણાની મુસાફરીને માટે યોગ્ય બંદોબસ્ત કરાવી આપશે. હિંદુસ્થાનમાં હું તમને તમારે ગુપ્ત સ્થાનકે વળી કોઇ વાર મળીશ. તે વેળા મારી આ બીજી વારની મુસાફરીનું શું પરિણામ આવ્યું તે સવિસ્તર કહીશ. એજ. હાલ તો રામરામ. પ્રભુ તમને સુખી રાખે.

લી૦ તમારો **પ્રતાપરાય**"

*　　　*　　　*

બીજી ચિઠ્ઠી અનુચાચાના નામની હતી. તેમાં ઝાઝું લખાણ ન હતું. તે નીચે મુજબ હતી:—

"મુરબ્બી ચાચા,

આપને હવે હું છોડી જાઉં છું. આપણી મહાન મુસાફરીનો અંત હવે નજીક આવી ગયો છે. તે વેળા હું છૂટો પડું છું એટલે તમે મને સહેલાઇથી માફી આપી શકશો. શાથી જૂદો પડું છું તેનું કારણ બહાદુરભાઇ તમને કહેશે. અથવા તો હું જીવતો રહીશ ને તમને ફરીવાર મળીશ ત્યારે કહી સંભળાવીશ. અને તે વેળા તો મારે તમને ઘણું ઘણું કહેવાનું તથા આપવાનું પે હશે. એ મારી મોટી આશા છે. તે જો ફળીભૂત થશે તો, જ્યારે હું તમને મળીશ ત્યારે તમને પેલી કહેવત પ્રમાણે ખરેખર સોનાથી મઢીશ.

પણ ખેર ! તે તો થશે ત્યારેજ. અત્યારે તો મને તે દિવસનો ગ્રાંટરોડ સ્ટેશન પરનો દેખાવ યાદ આવે છે. પૂર ઉત્સાહથી પોતાને

દેશ જતા તમને રોકીને મેં ગાડીમાંથી ઉતારી પાડ્યા અને મારી સાથે આ ભયંકર મુસાફરીમાં સંકટો વેઠવાને માટે ઘસડી લીધા. અને આપણે ત્રણે જણાએ સાથે મળીને શું શું વેઠયું છે તેનો ચિતાર કાગળ પર ચિતરવો એ ઇષ્ટ પણ નથી તેમ શક્ય પણ નથી. મારે ખાતર તમે વેઠેલી મુશીબતોનો પૂરેપૂરો બદલો તો હું કેવી રીતે આપી શકું ? પરંતુ ફુલ નહિ ને ફુલની પાંખડી રૂપે મારા વતી આપણા યજમાન તમને રૂપિયા ૨૫૦૦૦ નો ચેક આપશે. તે સ્વીકારી મને હાલ તુરત ઋણમુક્ત કરશો એટલું માંગી લઉં છું. તેઓ તમને મુંબાઇ સુધીનો સ્ટીમર પાસ પણ કઢાવી આપશે. હું પાછો ફરીશ ત્યારે તમને જરૂર મળીશ. એજ. સલામાલેકુમ.

લી૦ **પ્રતાપરાય**

નોંધઃ—ખાસ કરીને લખવાનું કે પેલી ગુફામાંથી મળેલા જે બે ચાર પથરા તમે ગજવામાં ભરી લીધા હતા તે હીરાના ગઠ્ઠાજ હોવા જોઇએ એમ હવે મને લાગે છે. તેથી જો તમે તેને ફેંકી દીધા ન હોય તો ફેંકી દેતાં પહેલાં કોઇ સારા ઝવેરી પાસે અથવા તો કટર (પાસાં પાડનાર) પાસે તેની પરીક્ષા કરાવી લેજો. મને ખાત્રી છે કે તમને તેનાં સારાં નાણાં ઉપજશે."



# પ્રકરણ ૬૭ મું.

## આપણા બેનો ભાગ

ચિઠ્ઠી વાંચીને—તેનું છેલ્લું વાક્ય વાંચીને ચાચાને આનંદ થયો. તેમણે પોતાનાં ગજવાં પર હાથ મૂક્યો અને પથરા હજુ ગજવામાંજ છે, ભૂલેચૂકે ફેંકાઇ ગયા નથી તેની ખાત્રી કરી લીધી. તેમણે તે પથરા ગજવામાંથી બહાર કાઢ્યા અને આમતેમ બધી બાજુએથી ફેરવી ફેરવીને તપાસવા માંડ્યા. તેમણે એક પથરો મારા હાથમાં આપ્યો અને કહ્યું, "જુઓ.—તપાસો તો ખરા."

મેં તે જોઇને કહ્યું—"અંદર કણીઓ ચળકાટ મારે છે, હીરાના ગાંગડા હોવા જોઇએ." એમ બોલતાં તેમના હાથમાં પાછો આપવા માંડ્યો.

તે લેતાં ચાચા બોલ્યા—"તમારા મ્હોંડામાં સાકર. જો આ પથરામાંથી હીરા નીકળે તો **આપણા બેનો ભાગ.**"

મેં કહ્યું—"એમાં મારો ભાગ રાખવાની કાંઇ જરૂર નથી. પથરા તમેજ વીણીને લીધા હતા ને તમેજ તેનો ભાર તે ગુફાથી તે અહીં સુધી વહ્યો છે. એટલે એમાંથી હીરા કે બીજું કાંઇ પણ કિંમતી દ્રવ્ય નીકળે તે તમારૂં જ થાય. એમાં મારો ભાગ ન હોય."

ને ખરેખર, મને એવા ભાગને માટે જરાયે ઉત્સુકતા ન હતી. સાચું પૂછો તો પ્રતાપરાય મને આવી રીતે અચાનક છોડી ગયા તે મારા હૃદયને એક પ્રકારનો સખત આઘાત થયો હતો. બ્રહ્માંડનો ભેદવાળા કિસ્સામાં તેઓ આખરે મને મૂર્છાવસ્થામાં છોડી અલોપ થઇ ગયા હતા. અને આજે તેઓ મને નિદ્રાવસ્થામાં છોડી ગયા હતા. તેથી મારા અંતરમાં ઉંડી વેદના થતી હોય એવું મને લાગતું હતું. એક માણસની સાથે રાત દિવસનો સહવાસ થયા પછી—ને તે સહવાસ દિવસના દિવસો, મહિનાના મહિનાઓ સુધી સતત ચાલુ રહ્યા પછી અચાનક તે માણસ અદૃશ્ય થઇ

જાય, અને તે પણ આપણને ઉચાટ કે બેભાન અવસ્થામાં મૂકીને ગાયબ થઇ જાય તેથી જે આઘાત થાય તેની કલ્પના કોઇ સાહિત્યરસિક માનવી સહજ કરી શકશે. અને તે પણ પ્રતાપરાય જેવા રસિક અને અદ્ભુત, જ્ઞાની અને મમતાળુ માણસના સહવાસની અસર તો ભૂલાયજ કેમ? દમયંતીને જંગલમાં સૂતી છોડીને એકાએક નળરાજા ચાલી નીકળ્યો તે વેળા એ બાપડીની જે દશા થઇ હશે તેનો મને અત્યારે ખ્યાલ આવ્યો. જાણે કોઇ નજીકના સગાંને બાળીને સ્મશાનમાંથી પાછા ફરતા હોઇએ તેવુંજ ગ્લાનિમય આખું વાતાવરણ લાગતું હતું.

ને એવી રીતે ગ્લાનિ કેમ ન ઉપજે? પ્રતાપરાય જેવા ચમત્કારી અને વિવિધ જ્ઞાનવાળા માણસની સાથેનો એક ઘડીનો સહવાસ પણ જીવનપર્યંત ન વિસરાય—તેવાની સાથે આટલા આટલા મહિના સતત સહચાર થયા પછી અચાનક છૂટા પડતાં અંતરને આઘાત લાગ્યા વગર કેમ રહે? એ વિષયમાં મારી અને અનુચાયાની દશા એક સરખીજ હતી. એમના મનમાં પણ સખત ગ્લાનિ ઉપજી હતી.

પરંતુ હૃદયમાં ગ્લાનિ ઉપજતી હોય કે જીગર તૂટીને કકડા થઇ જતું હોય તોયે અમારાથી કાંઇ હાથ જોડીને બેસી રહી શકાય તેમ ન હતું. પ્રતાપરાય ગયા હતા. અમને છોડીને ગયાજ હતા એમાં સંશય રાખી શકાય તેમ ન હતું. પ્રતાપરાય કેવા નિશ્ચયાત્મક માણસ હતા તે હું સારી પેઠે સમજતો હતો. અને ચાચાને પણ આટલા દિવસમાં તે વિશે પાકી ખાત્રી થઇ ગઇ હતી. એટલે વિશેષ વિચારમાં ન બેસી રહેતાં અમે ઉઠીને દાંત મોઢાં ધોઇ નાંખ્યાં. તરતજ એક નોકર ચ્હા બિસ્કીટનો થાળ લઇને હાજર થયો. તેને મેં કહ્યું કે, "તારા શેઠને ખબર આપ કે હું તેમને મળવા માગું છું."

ચ્હાનો થાળ ટેબલ પર મૂકીને તે સંદેશો કહેવા ગયો. થોડીજ વારમાં તે પાછો આવ્યો અને બોલ્યો—

"આપ સાહેબને તસ્દી ન પડે તેટલા માટે શેઠ પોતેજ

આપની પાસે આવે છે."

પોતે શાહને અમારી પાસે અમારા ઓરડામાં આવવામાં મહમદભાઇનો શું ઉદ્દેશ હશે તે ન સમજાયું. એમાં કાંઇક ભેદ તો ન હોય? એવો વહેમ મારા મનમાં પેઠો. પરંતુ વિશેષ વિચાર કરી શકું તે પહેલાં એ બુઢ્ઢા મીયાં અમારી સામે આવી ટેબલ પાસેની ખુરશી પર ગોઠવાયા.

મેં તેમને સાહેબ સલામ કરીને પ્રતાપરાયવાળી ચિઠ્ઠીઓ તેમના હાથમાં મૂકી. તે જોતાંજ તેઓ બોલી ઉઠ્યા—"મને એ વિશે બધી ખબર છે. હવે તમારી શું ઇચ્છા છે તે હું જાણવા માંગું છું."

"અમારી બીજી શી ઇચ્છા હોય?" મેં કહ્યું—"પ્રતાપરાયે અમને છોડી એકલા ચાલ્યા જવામાં ભારે અન્યાય કર્યો છે. પરંતુ તેની ફરિયાદ આપની આગળ કરવી વ્યર્થ છે; હવે આપ અમારે માટે હિંદુસ્થાન પાછા જવાનો બંદોબસ્ત કરાવી દો એટલી પ્રાર્થના છે."

મહમદમીયાં હસીને બોલ્યા—"આપ હિંદના વતની છો અને આખરે તો હિંદ પાછા જશોજ. એમાં કાંઇ શંકા ન હોય. પરંતુ આપ આ પરદેશમાં આવીને મારા મેમાન થયા છો. તો થોડા દિવસ આ શહેરમાં રહીને જોવાલાયક સ્થળો જૂઓ—મને આપની મેમાની કરવાનો લાભ આપો—એ ઇચ્છવા જોગ છે. હિંદ પાછા ફરવાને આપ ઉત્સુક થઇ ગયા હશો એ ખરૂં. પરંતુ આપ કાંઇ ફરી ફરીને મારે ત્યાં પધારવાના નથી એટલા માટે કહું છું."

એમ કહીને મહમદમીયાંએ અમને પોતાને ત્યાં વધુ દિવસ મેમાન તરીકે રહેવાને બહુજ વિવેકપૂર્વક આગ્રહ કર્યો. પરંતુ મેં કહ્યું—"પ્રતાપરાય વગર હવે રહેવું અમને અકારૂં લાગે છે." વગેરે. એટલે તેમણે—"ઓછામાં ઓછા બે દિવસ તો રહોજ." એમ કહીને તે અમારી પાસે કબૂલ કરાવ્યું. દરમ્યાન પોતે અમારા પાસપોર્ટ કઢાવી આપવા વગેરેનો બધો બંદોબસ્ત કરી નાંખવા કબૂલ કર્યું.

# પ્રકરણ ૬૮ મું.

## વળી પાછા ઘેર

એ બે દિવસ અમે જેમ તેમ કાઢ્યા. મહમદભાઈએ પોતાની મોટર અમારી સંપૂર્ણ સેવામાં આપી હતી. તે લઈને અમે ગામ આખામાં રખડ્યા. શહેરની મોટી મોટી ભવ્ય ઈમારતો—કોર્ટ, કિલ્લો ને જેલખાનું જોયું. પછી જુના વખતનો દરબાર અને ઐતિહાસિક ખંડિયેરો જોઈ આવ્યા. કેટલીક ખરીદી પણ કરી. ખરીદી માટે અમને રોકડ પૈસાની જરૂરજ ન પડી. કોઈ પણ સ્થળે મહમદભાઈનું નામ લીધું એટલે ઉધાર બીલ ફાટીને ઘેર માલ પહોંચતો થઈ જાય એવી આખા શહેરમાં શાખ હતી. અમને તે બહુજ કામ લાગી. એ રીતે મેં કેટલુંક કાપડ, અત્તરની શીશીઓ અને રોપાઓનાં બીયાં ખરીદ્યાં; અનુચાચાએ પોતાને મનગમતી અને ઉપયોગી વસ્તુઓ વેચાતી લીધી.

ત્રીજે દિવસે અમારા યજમાને કેરોથી મુંબાઈ સુધીની અમારી સ્ટીમર-ટિકિટો લાવીને અમને આપી. અને પ્રતાપરાયે ચિઠ્ઠીમાં લખ્યા મુજબના ચેકો અમારા હાથમાં મૂક્યા. અમે બજારમાંથી તેમને નામે ખરીદેલી ચીજોનાં નાણાં કાપી લેવાનું તેમને કહ્યું.

તેમણે જવાબ દીધો—"મારે એવું કરવાની જરૂર નથી. આપ મારા મેમાન છો તો એટલી વસ્તુઓ મારા તરફથી સ્વીકારવાની આપ કૃપા કરો એમ માંગી લઉં છું."

આખરે અમારે તેમ કરવુંજ પડ્યું. ને પછી અમે ગળગળે હૃદયે તેમની રજા લીધી.

અમે ખરીદેલો સામાન વગેરે બાંધી તૈયાર થયા. એટલે તેઓ આપણે મોટરગાડીમાં બેસાડવા આવ્યા. તે વેળા એમના અદ્ભુત આતિથ્ય માટે મને બહુજ માન ઉપન્યું. મેં મારે ઉમળકાભેર એમનો

હાથ પકડી તેના ઉપર ચુંબન કર્યું. મારે જોઈ ચાચાએ પણ તેમ કર્યું. મહમદભાઈનાં વર્તનથી મને અરબસ્તાનના આતિથ્યનો ખરેખરો ખ્યાલ આવ્યો.

પછી અમે ડાક પર ગયા. અમારી સ્ટીમર શોધી કાઢી તેમાં જગા લીધી. તેમ કરવામાં મદદ કરવા માટે મહમદભાઈનો એક માણસ અમારી સાથે આવ્યો હતો. સ્ટીમર છૂટી એટલે તે પણ સલામ કરી, ગયો. અમે અમારા કેબીનમાં જઈ બેઠા. હિંદ આવતાં આઠ દહાડાની મુસાફરીમાં અમે—મેં અને ચાચાએ—એ ભયંકર સાહસિક મુસાફરી વિશે કાંઈ કાંઈ વાતો ને ચર્ચાઓ કરી. તે બધી અહીં લખવાનું કાંઈ પ્રયોજન નથી.

મુંબઈ આવીને હું ચાચાથી છૂટો પડ્યો. મારે મારો વેશપલટો પાછો શરૂ કરી દેવાનો હતો. કારણ કે મારા ચીના દુશ્મનો કાંઈ મને વિસરી ગયા હોય એમ માનવાને કારણ ન હતું. આથી એક દક્ષિણી ભજનિકનો વેશ લઈને હું મારે મૂળ સ્થાનકે પાછો આવ્યો.

× × × ×

પ્રિય દોસ્ત મનંત,

ઉપર મુજબ મારી સાહસયાત્રાનો હેવાલ છે. એ વાંચીને જરૂર કોઈ કોઈ વાર તને મારી મૂર્ખાઈ પર હાસ્ય ઉપજ્યું હશે. કોઈ કોઈ વાર અમારી સાહસવૃત્તિથી તને આશ્ચર્ય ઉપજ્યું હશે. કોઈ કોઈ વાર અમારી સંકટગ્રસ્ત કરુણ દશાનો હેવાલ વાંચીને તને અમારી દયા આવી હશે—એ ભલે. પણ એટલું તું ખ્યાલમાં રાખજે કે આ વર્ણન સાચેસાચું, નજરે જોનાર અને જાતે અનુભવનારનું પોતાનું વણ વેલું વર્ણન છે. એમાં કોઈ પણ સ્થળે રજનું ગજ કર્યાનો—મીઠું મરચું ભભરાવ્યાનો અંશ પણ નથી. ઊલટું, ઘણી જગાએ અમારી મુસ્કેલી અને જોખમોનો ચિતાર ભાષાકૌશલ્યને અભાવે હું જોઈએ તેવો તાદ્દશ આપી શક્યો નથી.

અહીં આવ્યા પછી ત્રણેક મહિને મને ટપાલ દ્વારા એક કાગળ મળ્યો. મારી ટપાલ કેવી રીતે આવે છે તે મેં પ્રથમથી જ જણાવી દીધું છે. એટલે ફરી લખવાની જરૂર નથી. એ કાગળ પરના શરનામાના અક્ષર વાંચતાં જ હું ચમકી ગયો. તેના ઉપર પરદેશની છાપ હતી. ને અક્ષર પ્રતાપરાયના હતા. કાગળ મેં ઉત્સુકતાથી ફોડ્યો ને વાંચ્યો—

"વહાલા બહાદુરભાઈ,

તમે હવે તમારે મૂળ સ્થાનકે પહોંચી ગયા હશો એમ માની આ પત્ર લખું છું. પત્ર લખવાનું કારણ જાણીને તમને બહુ જ આનંદ થશે, એમાં કાંઈ શંકા નથી. કારણ કે જે બે ત્રણ ઉદ્દેશને ખાતર આપણે આ મહા પ્રવાસ શરૂ કર્યો હતો તેમાંનો એક તો પૂરેપૂરો ફલીભૂત થયો છે. ને તે પણ બહુ જ આશ્ચર્યકારી રીતે, અણધારેલા સમયે સફળ થયો છે. હું ઝાઝું લંબાવતો નથી. લ્યો, કહી દઉં છું. મને મારા ભાઈ સુમનનો મેળાપ થયો છે.

તમે જાણો છો તે પ્રમાણે હું અને મેનકા પાલાંસાટ્રૅમ આગગાડીમાં બેસીને મ્હાકાલુ સ્ટેશને ઉતર્યાં. અમારી સાથે આઠ નોકરો અને કેટલોક સરસામાન, ખાણું વગેરે હતાં. અમે ત્યાંથી પેલા પહાડ તરફ જતા હતા. એવામાં માર્ગમાં એક ભરવાડ જેવો દેખાતો માણસ મળ્યો. અમારી સાથેના માણસે તેને કંઈક રસ્તો પૂછ્યો. તેના જવાબમાં તેણે કહ્યું તે મેં સાંભળ્યું નહિ. પરંતુ તેની બોલવાની ઢબ પરથી અને ઉચ્ચાર ઉપરથી જ મને લાગ્યું કે આ માણસ હિંદુસ્તાનમાં ઘણો વખત રહેલો હોવો જોઈએ. હું તેની પાસે ગયો અને તેને બે ચાર સવાલો પૂછ્યા. પ્રથમ તો તેણે જવાબ આપ્યા. પરંતુ પછી તે મારા સામું તાકીને જોઈ રહ્યો. મેં ફરી સવાલ પૂછ્યો એટલે તે સાદ નાખ દઈને 'ઓ મારા ભાઈ! મારા મોટાભાઈ!' એમ બોલતો મને જોરથી ભેટી પડ્યો!

ત્યારેજ મેં જાણ્યું કે મારી સામે બીજું કોઇ નહિ પણ ગુમાન પોતેજ ઉભો હતો. શબ્દના ઉચ્ચાર પરથી ઉપજેલો મારો શક સાચો પડ્યો હતો. પરંતુ માણસનો ચહેરો ઓળખવામાં એ વેળા જેટલો હું ઠગાયો તેટલો બીજી કોઈ વાર ઠગાયો ન હતો. વેશપલટા પારખી કાઢીને ભલભલાને મેં મહાત કર્યા છે. ને તે માટે હું અભિમાન ધરાવતો હતો. પરંતુ ગુમાનને-મારા સગા ભાઇનેજ હું ન ઓળખી શક્યો એમ કહેતાં મને શરમ આવે છે.

પણ ગુમાન ન ઓળખાયો તેમાં મારો દોષ ન હતો, એમ તમે પણ કબૂલ કરશો. વરસોના જંગલવાસ પછી ગુમાનનો ચહેરો બીલકુલ ફેરવાઇ ગયો છે. એને લાંબી દાઢી ઉગી છે અને કોતરોમાં તીવ્ર દૃષ્ટિ ફેંકવાની ટેવને લીધે આંખો ઉંડી પડી ગઇ છે. એ ખરેખરો આફ્રિકન ભરવાડ બની ગયો છે. એક હજાર કરતાં વધારે ઢોર એની પાસે છે, ને જમીનનો તો પારજ નથી. એ અહીંનો નાનો સરખો રાજા બની ગયો છે એમ કહું તો ખોટું નથી. ને તેથીજ એને અત્યાર સુધીમાં સ્વદેશ પાછા ફરવાની વૃત્તિ થઇ ન હતી.

હવે અત્યારે તો એણે મારી સાથે પ્રવાસમાં ઝંપલાવ્યું છે. એની સહાયથી અમે જરૂર કાંઇક ઉપલપાથલ કરી શકીશું એવી મારી ખાત્રી છે. તેને વિશે હવે પછી. એજ. તમે સહકુટુંબ મઝામાં હશો."

આ કાગળ મળતાં મેં ચંપાને તે વંચાવ્યો ને બધી વાત કહી. ને અત્યારે તો અમે ભારે ઉત્સુકતાથી પ્રતાપરાયના બીજા પત્રની રાહ જોઇએ છીએ.



# સ્ત્રી-ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

**૧ કમનસીબ સવિતા (વંધ્યા):** ૦—૪—૦

સવિતા જુવાન ગુજરાતણની આબેહૂબ મૂર્તિ છે. તેના હૈયાની વેદના ચીતરતી આ ચોપડી એકેએક વાંચકે વખાણી છે

**૨ કાકી:** ૦—૩—૦

શરદ બાબુની કલમે લખાયલી આ વાર્તા સ્ત્રીઓ માટે સરસ આદર્શ રજુ કરે છે.

**૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન (દરેક સ્ત્રી વાંચે):** ૦—૩—૦

હિન્દુ સ્ત્રીનું કાયદામાં કેવું સ્થાન છે, તેના હકો શા છે ને શા હોવા જોઇએ. પારસી, મુસ્લીમ, સ્ત્રીઓને કેવા હક છે વગેરે માહિતીથી ભરપૂર આ ચોપડી ગુજરાતીમાં એકજ છે. દરેક બાપે દીકરીને, ભાઇએ બહેનને, ને વરે વહુને વંચાવવીજ જોઇએ.

**૪ અર્ધાંગના:** ૦—૪—૦

સ્ત્રીઓ અણીને વખતે પુરુષને કેવી રીતે મદદગાર બની શકે છે તેના આદર્શ રજુ કરતી વાતો.

**૫ ગૃહવ્યવસ્થાની વાતો (બેટરી):** ૦—[illegible]—૦

ઘરખટલાની આંટીઘુંટી પર અજવાળું પાડનારી આ વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં નવીજ ભાત પાડે છે.

**૬ ખાંયણાં:** ૦—૫—૦

કોઠીલી ગુજરાતણના હૈયામાંથી ટપકેલી જીવનની રમુજી, દયામણી, તેમજ આનંદી બાજુનાં ચિત્રો દોરતી આ લોકગીતોની ચોપડી ઘેરઘેર રાખવા લાયક છે.

**૭ બલિદાન:** ૦—૫—૦

આવતી પ્રજાને શૂરવીર બનાવવા માટે બહેનોમાં આ પરાક્રમની ગુણ કવિતાઓનો ખૂબજ પ્રચાર થવો જરૂરી છે. સર અવસરે તેમજ ખાસ કરીને સગર્ભાવસ્થામાં ભેટ આપવા જેવી રૂપાળી ચોપડી.

**૮ ભવાટવી:** ૦—૪—૦

હિંદુ સંસારમાં સ્ત્રીઓનાં જીવનની દયામણી બાજુ બતાવતી આ સાચી આત્મકથાઓ વાંચતાં આંખ ભીની થશે.

**૯ મા:** ૦—૪—૦

વર, વહુ, મા, બાપના પરસ્પર સંબંધ પ્રેમાળ અને વહાલસોયા કેવી રીતે બને તેની છણાવટ આ વાતોમાં કરેલી છે.

**૧૦ જયાના પત્રો—કસોટીમય લગ્ન:** ૦—૬—૦

વરવહુનું જીવન સુખી કેમ બને તે સમજાવતા અને વરે વહુ સાથે ને વહુએ વર સાથે કેવી રીતે વર્તવું તેના પર અજવાળું પાડનારા આ કાગળો બહુજ રસીલા છે.

**૧૧ પતિની પસંદગી:** ૦—૪—૦

વરવહુ પોતે એકમેકને પસંદ કરે એવા વિચારો ધરાવનારાઓએ આ વાર્તાઓનું ઝુમખું ખાસ વાંચવા ને વંચાવવા લાયક છે.

**૧૨ લીલીની આત્મકથા:** ૦—૩—૦

એક દુ:ખીયારી બહેનની આ આત્મકથા સાવકા સહીયારાંના દુ:ખો પર અજબ જેવો નવીન પ્રકાશ પાડે છે. જગતમાં શું આવું પ બને છે ?!—એમ આશ્ચર્ય થશે.

૧૩ [illegible] ૦—૪—૦

બંગાળાના ગામડાંઓમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી ખરાબ છે તેનો ચિતાર રજુ કરતી આ વાર્તા ઘણી જ રસિક તથા બોધક છે.

૧૪ પારસી વાનીઓ: (શાકાહારી) ૦—૬—૦

લગભગ સો ઉપરાંત ભાતભાતની લસલસતી, લહેજતદાર માંસમચ્છી વગરની વાનીઓ બનાવવાની સહેલી, ઝટ સમજાય એવી રીતો આમાં આપેલી છે.

૧૫ વિધવા: ૦—૫—૦

હિંદુ સંસારની એ દુ:ખદ બાજુની જુદી જુદી નજરે છણાવટ કરતી આ ચાર વાર્તાઓમાં ઘણો નવીન પ્રકાશ પાડેલો છે.

૧૬ કોને પરણું? ૧—૪—૦

અભણ ગૌરી ગામડાની છે. ભણેલી ઇન્દુલેખા શહેરની છે. ગામડાની ગૌરી, ઇન્દુલેખા માટે જે ભોગ આપે છે તે ભોગ ઇન્દુલેખાના પોતાના ભોગ જેટલોજ મહાન છે? આર્યરમણીના હૃદયની ઉત્તમતાનું આ ચિત્ર જેટલું ભવ્ય છે તેટલુંજ રસિક છે.

૧૭ સુઘડતા ને સુંદરતા: ૦—૮—૦

વાળનું જતન, દાંતનું જતન, ચહેરાનું જતન, કપડાં અને ઘરેણાં પહેરવાની કળા, તંદુરસ્તી ખીલવીને સુંદર બનવાની કરામતની આ ચોપડીનો જોટો ગુજરાતી ભાષામાં નથી જ.

૧૮ હાસ્ય ફુવારો: ૦—૮—૦

શ્રી 'પ્રસાદ'ની રમુજી સામાજિક વાતોનો આ સંગ્રહ દરેક કક્ષાની બહેનોને અત્યંત રસિક લાગશે અને નિર્દોષ આનંદ આપશે.

૧૯ ભૂતના ભડકા: ૧—૮—૦

શ્રી ધનસુખલાલ મહેતાની લખેલી આ સુંદર સામાજિક વાતોનો સંગ્રહ સર્વત્ર વખણાયો છે. ખૂબ હસો. ચિત્રો પણ પુષ્કળ આપેલાં છે.

૨૦ વિષવૃક્ષ: ૧—૮—૦

બંકિમબાબુની આ ત્રીજી સર્વમાન્ય નવલકથા હિન્દુ સંસારી કાવડાઓની છણાવટ ઘણી જ સરસ રીતે કરે છે. બંગાળામાં ઘેરઘેર વંચાય છે.

૨૧ હાસ્ય કલાપ: કિં. ૧—૮—૦

સામાન્ય કોટિનાં માણસો સ્ત્રીઓ બાળકોને પણ ખડખડ હસાવે તેવી, છતાં તદ્દન નિર્દોષ અને નિર્ભય વાર્તાઓનો આ સંગ્રહ ગુજરાતના હાસ્ય સાહિત્યમાં સારૂં સ્થાન પામ્યો છે.

૨૨ દેવી ચૌધરાણી: કિં. ૧—૮—૦

પ્રફુલ્લ નામની સાદી સીધી બાળા કેવી રીતે વીરાંગના બને છે તેનો અત્યંત રસિક અને પ્રેરક હેવાલ. મૂળ બંકીમ બાબુએ લખેલો છે.

૨૩ વીર રોઝા: (કાળું ગુલાબ) કિં. ૧—.—૦

ફ્રાન્સના નવલસમ્રાટ એલેકઝાંડર ડુમાએ લખેલી એક જેલર બાળાના પ્રેમ અને શૂરાતનની અજબ જેવી ઐતિહાસ કથા.

૨૪ હાસ્ય ઝરણાં: કિં. ૧—૮—૦

હાસ્યરસના પ્રસિદ્ધ લેખક શ્રી હરિપ્રસાદ વ્યાસની આ વાતો આપણા સંસારની બૂરી બાજુ પર ચાબખા મારતાં મારતાં ખૂબજ કલ્લોલ કરાવે છે.

૨૫ "જરા ચ્હા મુકજો" (હાય આસામ) કિં. ૧—૦—૦

સ્હવારે ને બપોરે મોજથી પીવાતા ચ્હાના પ્યાલાઓના ભીતરમાં ચ્હાના બગીચાઓના મજુરોની કેવી કરૂણ હાય વસી છે, તેનું એક મજુરે લખેલું સાચું વાર્તા રૂપ બયાન. જે વાંચીને સેંકડો માણસોએ ચ્હા ત્યજી છે.

૨૬ શાન્ત રજની : ( નવી આવૃત્તિ ) કિં. ૧-૧૨-૦

મરણા પુસ્તકોની મહારાણી.

૨૭ જીવન પલટો: ૦-૪-૦

આમાં ત્રણ જુદી જુદી સ્ત્રીઓનું જીવન જુદી જુદી રીતે બદલાઇ જાય છે તેનું વર્ણન આલેખતી રસિક ને બોધક વાર્તાઓ આપેલી છે.

૨૮ સુખી ઘર: ૦-૩-૦

આપણા ઘરને સ્વર્ગ સમાન સુખી કેવી રીતે બનાવવું તેના પદાર્થપાઠ રૂપ ચિત્ર આલેખતી બોધકથા.

૨૯ ભરત ગુંથણ: કિં. ૦-૧૦-૦

નાની બાલિકાઓ પણ સહેલાઇથી સમજીને શીખી શકે એવી શૈલીમાં એક અનુભવી પારસી બહેને લખેલું પુસ્તક, જાત-જાતની તરાહ તેમજ આકૃતિ સાથે.

૩૦ ચોર્યાસીનું ચક્કર: કિં. ૦-૫-૦

ગુજરાતના એક અનુભવી હાસ્યરસના લેખકે આ પુસ્તિકામાં સ્ત્રીઓને રસ પડે અને સ્હેલાઇથી સમજાય એવી રીતે સંસારની ગમ્મતભરી વાતો લખી છે.

૩૧ રઝિયા બેગમ: ૦-૩-૦

દિલ્હીના ચક્રવર્તી સિંહાસન પર બેસી રાજ્ય ચલાવનારી પહેલવહેલી સમ્રાજ્ઞીનું જીવનચરિત્ર. ક્હાણી માટે ઉત્તમ છે.

૩૨ ગુણવિવેક અને બીજી વાતો: ૦-૬-૦

આમાંની મુખ્ય વાર્તામાં વિલાયતી અને દેશી સભ્યતા, ઘરની રીતભાતની તુલના કરેલી છે. બીજી વાર્તાઓ પણ ખુબ રસિક અને બોધક છે.

**૩૩ સખીનાં પત્રો અથવા સંસારનાં દર્દો** ૦–૮–૦

લગ્નની નિષ્ફળતાથી કંટાળી જઈને આપઘાત કરવા તત્પર થયેલી એક યુવતિને તેની બ્હેનપણી પત્રો દ્વારા ખરો માર્ગ સુઝાડે છે. દરેક માબાપે આ પુસ્તક પોતાની પુત્રીને પરણાવતા પહેલાં આપવું ઘટે છે.

**૩૪ સ્ટવનું શાસ્ત્ર:** ૦–૩–૦

આ નાનકડી પુસ્તિકામાં પ્રાઇમસ સ્ટવ વિશે, તેની રચના, તથા જુદા જુદા ભાગો વિશે સચિત્ર અને વિગતવાર સમજુતી આપી છે.

**૩૫ સ્ત્રી હૃદય:** ૦–૩–૦

આ નાની સરખી નવલિકામાં સ્ત્રી હૃદયનો સાચો ચિતાર આપેલો છે. એક આદર્શવાદી યુવાન પાછળ ઘેલી બની જીવન બલિદાન આપનાર વારાંગનાની કથા એકજ બેઠકે પુરી કરવી ગમે તેવી છે.

**૩૬ માતૃપ્રેમ અને બીજી વાતો:** કિં. ૦–૪–૦

આ સંગ્રહની મુખ્ય વાર્તામાં એક માતા પોતાનાં સંતાનને ખાતર શું શું સહન કરી શકે છે તેનું આદર્શ દૃષ્ટાંત આપ્યું છે. બીજી વાર્તાઓમાં પણ ઉત્તમ સ્ત્રી પાત્રોનાં આલેખન છે.

**૩૭ પારસી લગ્નગીતો અને ગરબા:** ૦–૬–૦

શું પારસી લોકોમાં બી લગન વખતે ગીતો ગવાય છે? તમે નવાઇ પામશો. છતાં આ ચોપડી જોશો એટલે ખાત્રી થશે. કેટલાંક ગીતો તો ખૂબ રમુજી ને આનંદજનક છે.

**૩૮ દામ્પત્ય જીવન:** કિં. ૨–૮–૦

સંતતિનિયમન, કસુવાવડ, પતિપ્રેમ જાળવવાની કળા, શરીર નિરોગી ને સુડોળ રાખવાની કળા તથા માસિકને લગતી દરેક ફરિયાદો મટાડવાની વિદ્યા—એ બધુંજ આ પુસ્તકમાં આપ્યું છે.

**૩૯ વહેમી પતિ:** ૦—૩—૦

એક સંસ્કારી અને સુધારક યુવાન પોતાની સુંદર અને સુશીલ પત્ની તરફ વહેમાય છે. એ 'વહેમ'ને કારણે તે પત્નીનો ભોગ લે છે. ને પછી ગાંડો બને છે. એ પાગલની આપવીતીનો કરુણ અને હૃદયસ્પર્શી હેવાલ ગૃહજીવનનો નવોજ કોયડો ઉકેલે છે.

**૪૦ આરોગ્ય અને સુખ:** કિં. ૦—૬—૦

આ પુસ્તકમાં દરેક સ્ત્રી પોતાના કુટુંબની તેમજ પોતાની સુખાકારી કેવી રીતે જાળવી શકે તેને લગતું જરૂરી જ્ઞાન, દરેક ખાદ્ય ચીજોના ગુણદોષ વગેરે આપેલું છે. દરેક ગૃહિણીએ આ જ્ઞાન પ્રાપ્ત કરવું જ જોઇએ.

**૪૧ સામાજિક વાતો:** કિં. ૦—૫—૦

સંસારના જુદા જુદા કોયડા ઉકેલતી તાદૃશ વાતો એકી બેઠકે પૂરી કરવી જ પડે તેવી રસિક છે.

**૪૨ રમુજી વાતો: (સ્રીશક્તિની)** ૦—૩—૦

આ વાર્તાઓમાંની ઘણીક આપણા હંમેશના જીવનના દૃશ્યોમાંથી ઉપજાવી છે ને ખૂબ હસાવે તેવી છે.

**૪૩ ભલી ભાભી:** કિં. માત્ર ૦—૧—૦

એક સંસ્કારી સ્ત્રી પોતાના દીયરના અપકાર ઉપર ઉપકાર કરી તેને કેવી રીતે નમાવે છે, તેનું સુંદર દૃષ્ટાંત આમાં છે. વૈધવ્ય પામેલી આર્ય અબળા પોતાની નીતિ મર્યાદા સાચવીને પ્રમાણિકપણે પોતાનું ગુજરાન કેવી રીતે કરી શકે તેનો પણ બોધપાઠ છે. કીંમત પણ અલ્પ હોવાથી લ્હાણી કરનારા માટે બહુ જ સવડ ભરેલી છે.

**૪૪ પતિ પ્રભુ છે:** ૦—૧—૦

આ ચોપડી પણ લ્હાણી માટે ખૂબ સસ્તી કિંમતે કાઢેલી

છે. એમાંની વાર્તા પતિવ્રતની બહુ જ સચોટ છાપ પાડે છે. એક સંસ્કારી પત્ની પોતાના દારૂડિયા ને રખડેલ પતિને વશ કરે છે.

**માંદગી અને આવજતઃ** ૦—૪—૦

દરેક સ્ત્રીને આ વિષયનું તો જ્ઞાન હોવું જ જોઇએ. માંદાની સારવાર સંબંધી ખૂબ ઉપયોગી સૂચનાઓથી આ પુસ્તક ભરેલું છે

૪૬ **વાતનું વતેસરઃ** કિં. ૦—૧—૦

બાળાઓ સહેલાઇથી ભજવી શકે એવું હાસ્યરસિક નાટક

૪૭ **ઘરેણાંનો શોખઃ** કિં. ૦—૧—૦

વિમળા નામની એક ભોળી છતાં સૌંદર્ય શોખીન બાળાએ પોતાના ઘરેણાં—શોખને લીધે પોતાનો પતિ જેલમાં જાય એવા સંજોગો કેવી રીતે ઉભા કર્યા તેનો તાદશ ચિતાર આપતી આ વાર્તા સચોટ—અસરકારક છે.

૪૮ **પારસી સતીઓઃ** કિં. ૦—૬—૦

રાજાબાઇ ટાવર પરથી બે પારસી બહેનોએ પોતાનું શીયળ સાચવવા ખાતર ભુસકા મારી કરેલા આપઘાત વિષેના ગરબા.

૪૯ **એકાદશીઃ** કિં. ૦—૧૧—૦

શ્રી સરોજિની મહેતા (એમ. એ) ની લખેલી અગીઆર સુંદર સામાજિક વાતો. બધીજ નવા સિદ્ધાંતો રજૂ કરે છે.

૫૦ **રાણકદેવી** કિં. ૦—૧૨—૦

હજાર વર્ષ ઉપર થઇ ગયેલા મહાન વિભૂતિની આ જીવનકથા અર્વાચીન શૈલીમાં ગુજરાતના એક ઉત્સાહી સિદ્ધહસ્ત લેખકે ઘણીજ રસિક લખેલી છે.

૫૧ **શિવાજીની મા**—મહારાષ્ટ્ર વીર શિવાજીને જન્મ આપી ઉછેરનાર વીર માતાનું રસિક અને પ્રેરણાદાયક જીવન-

ચરિત્ર દરેક બહેને એક વાર અવશ્ય વાંચવુંજ જોઈએ.
(તેર આનાની ટીકીટ બીડવી) કિં ૦—૧૦—૦

પર **સાસૂની શિખામણ**—વહેમી માન્યતાઓને લીધે સ્ત્રીઓનાં જીવનની કેટલી હાનિ થાય છે તેની બોધકથા. કિં. ૦—૧—૦

૫૩ **કાયદાનું અજ્ઞાન**—એ અજ્ઞાનને લીધે બહેનો પોતાની ટૂંકી દોલત કેવી રીતે ખુએ છે તેની બોધકથા. વ્યાજ ઉપજાવવાની જરૂરી માહિતી સાથે. કિં. ૦—૧—૦

૫૪ **નામ વગરની નવલકથા**—કપરા સંજોગોમાં મુકાયેલી એક પારસી બહેનના અનુભવોની રસિક વાર્તા. ડીટેકટિવ રસથી ભરપૂર. કિં. ૧—૮—૦

૫૫ **નારીભિષક**—સ્ત્રીઓના રોગોની ચિકિત્સા તથા ઉપચાર વિશેનું પ્રમાણભૂત પુસ્તક કિં. ૦—૪—૦

૫૬ **માસિક ધર્મ**—'અટકાવ' વિશેની ઉપયોગી માહિતીથી ભરેલ નિબંધ. ૦—૨—૦

૫૭ **નવા સાથિયા**—દિવાળીના દિવસોમાં પોતાનું આંગણું દીપાવવા માટેના સુંદર અજોડ નમુના આમાં આપ્યા છે. કિં. ૦—૨—૦

૫૮—૫૯ **વીર તારા**—(બે ભાગમાં) તોડાની વીરાંગનાનું પ્રેરણાત્મક ચરિત્ર. પૃષ્ઠ ૪૦૦ ગ્લેઝ કાગળ. કુલ કિં. ૨—૪—૦

૬૦ **ગોરમાનાં ગીતો**—ગોરોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ કિં. ૦—૧—૦

૬૧ **મેડમ ડેમીડા**—(નીહિલિસ્ટોના પંજામાં) આ એક રસિક રૂશીયન વાર્તા છે જેમાં મેડમ ડેમીડા નામની એક સ્ત્રી ઘણીજ હેરત ભરેલા તેમજ બુદ્ધિ—ચરાતનનાં કામો કરે છે. ૦—૧૨—૦

૧૨ **સામાજિક વાતો. ભાગ ૨.**—લેખક શ્રી રમાકાન્ત દ્વિવેદી. આમાં આપણા આધુનિક સમાજને સ્પર્શતી અને તેનાં જુદાં જુદાં દૃષ્ટિકોણુ રજુ કરતી રસિક નવલિકાઓ આપેલી છે. ૦—૩—૦

૧૩ **ગુણીયલ ગૃહિણી**—સારી ગૃહિણી કોણ? પોતે ભપકાદાર સાડી પોલકાં પહેરીને ઠેર ઠેર ભાષણો કરતી ફરે તે? કે પોતે આત્મભોગ આપીને પોતાનાં અને પોતાની આસપાસનાંઓને સુખી કરવા પ્રયત્ન કરે તે? આ પ્રશ્ન સમાજનો સનાતન પ્રશ્ન છે. તેને વિશે વિચારો જગાડતી આ નાનકડી નવલિકા ખરેખર વાંચવા અને વંચાવવા જેવી છે. ૦—૧—૦

૧૪ **સ્ત્રી સ્વાતંત્ર્ય**—સ્વતંત્રતાના અંધ ખ્યાલોમાં અથડાતી એક યુવતી આખરે ઠોકરો ખાઇને કેવી રીતે પાછી સાચા માર્ગ ઉપર આવે છે તેનું આ નવલિકામાં શ્રી રમાકાન્ત દ્વિવેદીએ સરસ આલેખન કર્યું છે. કિં. ૦—૧—૦

૧૫ **દક્ષિણી રાંધણકળા**—મહારાષ્ટ્રમાં બનતી રસોઇની વાનીઓ કેવી રીતે બનાવવી તેનું આ પુસ્તક ગુજરાતમાં વસતી એક ચતુર દક્ષિણી બહેને લખેલું છે. કિં. ૦—૩—૦

૧૬ **સતી જસમા**—પતિવ્રતની ખાતર પ્રાણ આપનારી આ વીર નારીની જીવનકથા સરળ, સાદી ને રસઝરતી ભાષામાં આલેખી છે. કિં. ૦—૬—૦

૧૭ **સંસાર દર્શન**—સંસારમાં ડગલે ને પગલે અનેક મુંઝવતા પ્રશ્નો આવી પડે છે. આ પ્રશ્નોને જુદી જુદી નજરે ટુંકી ટુંકી વાતોમાં નીરખીને વણી લીધા છે. કિં. ૦—૬—૦

૬૮ **ભૂમિમાતા—આનંદમઠ**—વંદેમાતરમ રાષ્ટ્રીયગીતના ઉદ્‌ભવ સ્થાન રૂપ, નિર્મળ દેશભક્તિની અપૂર્વ પ્રેરણા આપતું સ્વ. સાક્ષર શ્રી બંકીમચંદ્રનું લખેલું આ પુસ્તક એકેએક હિંદી સ્ત્રી પુરૂષે વાંચવા જેવું છે. નવી આવૃત્તિ—કિં. ૧—૦—૦

૬૯ **બાળવિધવા**—બાળવિધવા એ ગુજરાતના ઉચ્ચ સમાજનું દયામણું પ્રાણી છે. એના પ્રત્યે દરેક સહૃદય માણસ સહાનુભૂતિથી જુએ છે. અને ઘણાક સંસ્કારી યુવકો તો તેનો હાથ ઝાલી સુખી કરવાની ધગશ ધરાવે છે. એવી બે બાલિકાઓએ પોતાનો માર્ગ કેવી રીતે કરી લીધો તેનો ચિતાર આમાં છે. કિં. ૦—૨—૦

૭૦ **સાચાં સહોદર**—ભાઇ બ્હેનનાં પ્રેમની અદ્‌ભુત ઝાંખી કરાવતી આ નવલકથા વાંચતાં હૃદયને હલમલાવી નાંખે છે. ૧—૮—૦

---

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે

## પ્રશંસાના ઉદ્ગારો.

**સ્ટવનું શાસ્ત્ર**—લોહાણા હિતેચ્છુના તંત્રીજી લખે છે—

આ પુસ્તકમાં સ્ટવના જુદા જુદા ભાગો, તેનું કાર્ય તથા સ્ટવ વાપરવાની કળા સર્વગ્રાહી ભાષામાં સ્પષ્ટપણે સમજાવી છે.

**રઝીયા બેગમ**—વિશે એમ્પાયરના તંત્રીજી લખે છે—

દિલ્હીની ગાદી ઉપર પહેલા વહેલી જે સુલતાના થઇ ગઇ તે વીર નારી રઝીઆનું આ જીવન ચરિત્ર બહાર પાડીને સ્ત્રી સાહિત્ય મંદિરે ઘણી સારી સેવા બજાવી છે. લેખકોએ આ પુસ્તક ખરેખર પોતાના ઘરની સ્ત્રીઓને વંચાવવુંજ જોઇએ, જેથી તેમને ખ્યાલ આવે કે સ્ત્રીઓ પણ આવી મોટી પાદશાહત ચલાવી શકે છે ખરી...

**આરોગ્ય અને સુખ**—વિશે પ્રજાબંધુ લખે છે—

સ્ત્રીઓએ પોતાના તેમજ કુટુંબના આરોગ્યની સાચવણી કેવી રીતે કરવી તે વિશે પત્રો દ્વારા સારી માહિતી આપવામાં આવી છે.

**સખીના પત્રો**—વિશે પ્રતાપના તંત્રીજી લખે છે—

આ પ્રકારની પત્રમાળા કદાચ આપણી ભાષામાં આ પ્રથમજ છે; ને તે માટે લેખક અને પ્રકાશકને ધન્યવાદ ઘટે છે.

**પારસી લગ્નગીતો**—વિશે કુરસદના તંત્રીજી લખે છે—

આ જમાનો જ અજાયબીનો છે. અને તેથી એમાં એક વધુ આ અજાયબી જોવાઇ છે કે પારસી લગ્નગીત અને ગરબાની ચોપડી વર્ષો થયા કોઇ પારસીએ નહિ બહાર પાડી, પણ આર્યદા એક હિંદુ પ્રકાશકેજ તે બીડું ઝડપ્યું. ખચીત એમ કરી સ્ત્રી શક્તિ મંદિરે પોતાના નામને જેબ આપનારૂં કામ કર્યું છે...

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે
## પ્રશંસાના ઉદ્ગારો.

**માંદગી અને માવજત**—વિશે મુંબઈ સમાચાર લખે છે—

આપણે સ્ત્રીઓની સ્વતંત્રતા ને સમાનતા વિશે ગમે તેવી વાતો કરીએ, છતાં સ્ત્રીઓમાં જે નૈસર્ગિક કળા છે તેને પુરુષો કદિ પહોંચી શકવાના નથી. તેમાંની એક કળા તે નર્સીંગ છે.... દરેકે દરેક સ્ત્રીના હાથમાં આ પુસ્તક મુકાય તો તેથી તેને એ વિષયનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય એ નક્કી છે.

**પ્રજાબંધુના** તંત્રીજી લખે છે—

ઘરમાં સ્ત્રીને માંદાની માવજતનું જ્ઞાન હોય તે હિંદુ સમાજમાં ખૂબ જરૂરનું છે. એ જોતાં તેમની દૃષ્ટિએ લખાયલું આ પુસ્તક કીંમતી થઇ પડશે.

**રઝીયા બેગમ**—વિશે **પુસ્તકાલયના** તંત્રીજી લખે છે—

આ પુસ્તિકામાં તેરમી સદીની આ સુલતાનાનો સરસ પરિચય અપાયો છે...લેખન શૈલી વખાણવા જેવી છે.

**ગૃહવિવેક**—વિશે તેઓ લખે છે—

વાર્તાઓ બોધક છે. સ્ત્રીઓ માટે પુસ્તક મઝાનું ને આવકારપાત્ર છે. મહિલા પુસ્તકાલયો જરૂર ખરીદે.

**સખીના પત્રો**—વિશે **લોહાણા હિતેચ્છુના** તંત્રીજી લખે છે—

આ ઉપયોગી પત્રમાળાને પુસ્તકનું રૂપ આપી સ્ત્રી સા. મંદિરના સંચાલકોએ વર્તમાન જગતને પોતાની એક ઉણપનું જ્ઞાન આપ્યું છે. આવાં પુસ્તકોનો વધુ પ્રચાર કરવાની સૂચના સાથે લેખક તથા પ્રકાશકને અભિનંદન.

---

દેશબંધુ પ્રેસ—સુરત.

